એટલું જ નહિ પણ કેટલાક બીજા બહુરના માણસો ઉપર પણ તે અખતરા કરીને તે પ્રોફેસરે એવું નક્કી કીધું છે કે, કોઇ પણ સાધારણ માણસ, બેથી સાત દિવસ **બીલકુલ ખોરાકવિના માત્ર પાણી ઉપર** રહી શકે, અને તેથી ત્હેને કોઈ પણ એવી નુકસાની કે ઇજા થતી નથી [illegible] કરતાં તે માણસ દરેક [illegible] રતલ વજન ખુએ છે. પણ ઉપવાસ ભાંગતાં એટલે કે પાછો ખોરાક લેવાનું શરૂ કીધા પછી, ખોયેલા વજનથી બમણું વજન તે મેળવે છે અને ( પ્રો૦ બેનીડીકટ કહે છે કે ) વજન પાછું મેળવવાનું કાર્ય **ઘણીજ ઝડપથી થાય છે.**

**સાત દિવસના ઉપવાસનું પરિણામ.**

સાત દિવસના ઉપવાસથી એવું પુરવાર છે કે, ૮૧ ( grammes ) ગ્રામ **નાઇટ્રોજન** ( nitrogen ) તપસ્વીના શરીરમાંથી ઓછું થયું, કે જે પાછું ૧૨ દિવસની અંદર મેળવાયું. અને એવી એ તપસ્યા પછી એકંદર ૫૪ ગ્રામ **નાઇટ્રોજન**નો જથો ત્હેના શરીરમાં વધે છે.

આ પ્રમાણે ઉપવાસ —તપસ્યા-'બાહ્ય તપ' ના લાભ અગણીત છે,—કહો કે શરીરનો સચો સાફ કરવાને માટે અને ત્હેને શકિત આપવાને માટે બાહ્ય તપ ખાસ જરૂરનો-જેના વગર ચલાવી લેવાનું ન બની શકે એવો-છે.

આપણે પાશ્ચાત્ય વિદ્વાનોના અભિપ્રાયોમાં જોઇ ગયા કે આ 'બાહ્ય તપ' થી **શરીર** માત્ર જ આરોગ્ય મેળવે છે એમ નથી પરન્તુ **મનને** પણ શાન્તિ મળે છે. વળી બાહ્ય વસ્તુઓ તરફની લોલુપતા ઉપર જય મેળવવાનો સ્વભાવ પડે છે એ એક અકથ્ય લાભ છે.

**પરન્તુ, ઉપવાસ બાદ થોડું જ ખાવાની, ઘણો જ સાદો ખોરાક ખાવાની અને તનદુરસ્તીના સામાન્ય નિયમો ચોકસાઇથી પાળવાની કાળજી રાખવી જોઇએ, એ ભૂલવા જેવું નથી.**

બાહ્ય તપની બાબતમાં જેઓ એક યા બીજા છેડાની ભુલવાળી માન્યતાઓ ધરાવે છે તેવા આજકાલના જૈનો માટે શ્રી મુનિચંદ્ર સુરિના આ નીચેના શબ્દો ઘણા ઉપદેશી છેઃ—

कायो न केवलमयं परितापनीयो ।
मिष्टै रसैर्बहुविधैर्न च लालनीयः ॥
चित्तेन्द्रियानि न चरन्ति यथोत्पथेन ।
वश्यानि येन च तदाचरितं जिनानाम्॥

એટલે કે-આ શરીરને કેવળ પરિતાપજ ઉપજે એવો તપ ન કરવો, તેમજ બીજી બાજુએ મધુર વિવિધ પ્રકારના રસ વડે ત્હેનું લાલન ન કરવું ( અર્થાત્ ઇન્દ્રિયેને ફટાડવી નહિ. ) ( ત્હારે શું કરવું ? તો કહે છે કે— ) ચિત્ત અને ઇન્દ્રિઓ જેનાથી ઉન્માર્ગે ન ચાલે અને વશ થાય એવું જિનપરમાત્માએ આચરેલું ' તપ ' છે.

**ઉપવાસ અને આરામનું રહસ્ય.**

અમેરીકામાં પ્રગટ થતા " ધી ઍનલ્સ ઑફ સાઇકિકલ સાયન્સ " નામના એક માનસશાસ્ત્રને લગતા પત્રમાં ૬ વર્ષ ઉપર એક જાણવાજોગ લેખ બ્હાર પડયો હતો, કે જે " **વરાળ યંત્રની માફક મનુષ્ય શરીર પણ ખોરાકમાંથી શકિત મેળવે** છે " એવી લાંબા વખતથી ચાલી આવતી માન્યતાને ખોટી પાડે છે. તે લેખનું તારણ નીચે આપવામાં આવ્યું છેઃ—

જો ખોરાકમાંથી શકિત મળતી હોત. તો ગયેલી શકિત પાછી મેળવવાને માટે

કસરતશાળામાં નહિ, પણ ભોજનશાળામાં આપણે પહેલા જાત, કે જેથી ઘણો ખોરાક પેટમાં જવાથી વધારે તાકાદ આવત, પણ તેમ તો થતું જોવામાં આવતું નથી આપણે જ્યારે થાકયાપાકયા હોઇએ છીએ ત્યારે **ભોજનગૃહમાં** નહિ પણ **શયનગૃહમાં** જઇએ છીએ, કે જેથી શકિતઓ પાછી મેળવી શકીએ. આપણે ગમે તેટલો ખોરાક લીધો હોય અથવા ગમે તેટલી મહેનતે તથા કસરત વડે ખોરાક પચાવવાને પ્રયત્ન કર્યો હોય તો પણ, એવો એકવખત જરૂર આવે જ છે કે જ્યારે આપણે **આરામ** લેવો જ જોઇએ એટલે ઉંઘવું જોઇએ અથવા તો મરવું જ જોઇએ.

આપણે દરેક જાણીએ છીએ કે દિવસની મહેનત પછી થાકયાપાકયા આવીને ખાવા બેસવું તે વૈદ્યક શાસ્ત્ર વિરુદ્ધ છે; અને સાદી આનંદી કસરત એવે વખતે ઉલટો ફાયદો કરે છે. મતલબ કે શકિત પ્રાપ્ત કરવાને માટે ખોરાક લેવો જરૂરનો નથી, પણ જ્યારે જ્યારે શકિતની જરૂર હોય ત્યારે ત્યારે આરામ, અને ઉંઘની દરકાર કરવી જોઇએ. મનુષ્યશરીર અને વરાળયંત્રમાં આજ તફાવત છે. મનુષ્ય **શરીર પોતાની મેળે ઘસારાનો ખાડો પુરે છે, જ્યારે વરાળયંત્ર તેમ કરી શકતું નથી.**

એક માણસને ઉપવાસ કરાવીએ ત્યારે તે જેવી તંદુરસ્તીમાં હોય છે તેથી વધારે તંદુરસ્ત અને વધારે શક્તિવાળો, **૧૦-૨૦ કે ૩૦ ઉપવાસ પછી,** તે થાય છે. ઘણાને આ વાત હસવા જેવી લાગશે. પણ મ્હેં (ઉપર કહેલા અમેરીકન પત્રના અધિપતિએ) પ્રયોગો કરીને જોયું છે કે, કેટલાક માણસો પહેલા ઉપવાસે નીસરણી પર ચડવાને શકિતવાન નથી હોતા પણ ત્રીશમે ઉપવાસે દિવસના પાંચ માઇલ પ્રમાણે ચાલી શકે છે. આથી જણાય છે કે શકિત રોજ લેવાના ખોરાકમાંથી મળે છે એવી માન્યતા ભૂલભરેલી છે. ખોરાકનું કર્તવ્ય એટલું જ છે કે શરીરને આખા દિવસમાં [illegible] ઘસારો પુરો પાડવો, એટલે કે કસરતથી ભાગેલા સ્નાયુઓને ટટાર કરવા. કોઈ પણ જાતનો ખોરાક કદી પણ શરીરને ઉષ્ણતા અથવા શકિત આપી શકતોજ નથી એ ઉષ્ણતા અને શકિત તદ્દન જુદીજ રીતે મળે છે. શારીરિક શાસ્ત્રના અભ્યાસીઓ **બ્હારના દેખાવોથી** ભૂલ ભરેલી માન્યતામાં પડેલા છે. **ઉષ્ણતા અને શકિત; ખવાતા ખોરાકમાંથી નહિ પણ ઉંઘ અને આરામમાંથી આવે છે.** ઉંઘના કલાકોમાં મનુષ્યશરીર ગ્રહણ કરવાની સ્થિતિ ( Receptive Attitute ) માં હોય છે અને ત્હેનાં સંચાઓ એટલે કે સ્નાયુઓ વગેરે, સર્વવ્યાપક શકિત ( All Pervading Cosmic Energy ) વડે ભરાઈ જાય છે. આ શકિતમાં-આ શકિતની અંદર આપણે રહીએ છીએ હરીએફરીએ છીએ અને જીવીએ છીએ. આ શકિત ઉંઘમાં જ્યારે આપણું શરીર ગ્રાહક ગુણ ધારણ કરે છે ત્યારે ત્હેમાં દાખલ થાય છે. અને તેથી જ સ્હવારમાં આપણે જાગીએ છીએ ત્યારે આપણામાં નવું ચૈતન્ય આવ્યું હોય એમ આપણને લાગે છે.

ખોરાકથી અગ્નિ પણ ઉત્પન્ન થતી નથી. તે ગરમી પણ ચૈતન્યનીજ છે. મડદાની અંદર ગમે તેટલો ખોરાક નાખવામાં આવે તો પણ ત્હેમાં ઉષ્ણતા લાવી શકાશે નહિ. તનદુરસ્ત સ્થિતિને માટે જેટલી ઉષ્ણતા જોઇએ એટલી ઉષ્ણતા ન હોવાની ફરીઆદ જે લોકો ઘણાં વર્ષો થયાં કર્યાં કરતા હોય છે તે લોકો **જો ઉપવાસ કરે છે તો**

જોઇતી ઉષ્ણુતા ત્હેમને આવી મળે છે શરીર તે શકિત ઉત્પન્ન કરવાનું યંત્ર નથી પણ શકિતને એક જગ્યાએથી બીજી જગ્યાએ લઇ જવાનું કામ કરનારૂં યંત્ર છે તે યંત્ર ઉંઘ અને આરામના [illegible] કામાં શકિત મેળવે છે અને [illegible] માં તે શકિત ખુટાડે છે.

ઉપવાસ અને લાંઘણ એ તદ્દન એક બીજાથી વિરૂદ્ધની સ્થિતિઓ છે. દાખલા તરીકે કુદરતના કાયદા વિરૂદ્ધ ચાલવાથી જ્હેના શરીરમાં બીગાડો થયો છે. એવો એક માણસ ઉપવાસ કરવા લાગે છે, તે માત્ર પાણી પીને જ ચલવે છે. ત્હેના મળશુદ્ધિના અવયવો હમેશ ગતિમાન રહેતા હોવાથી શરીરની અંદરનો સઘળો કચરો થોડા દિવસમાં નીકળી જાય છે. જેમ જેમ કચરો નીકળતો જાય છે તેમ તેમ ત્હેની નાડી અને ઉષ્ણુતા બરાબર સ્થિતિએ આવી જાય છે, અને ત્હેનો શ્વાસ સુગંધીદાર બને છે, ત્હેને તનદુરસ્ત ભૂખ લાગવા માંડે છે; અને એ ભૂખજ ખરી ભૂખ સમજવી.

પછી તે માણસ આસ્તે આસ્તે ખોરાક લેવો શરૂ કરે છે અને તે ખોરાક તે જીરવી શકે છે. તેથી ત્હેનું મળ દરદ નાબુદ થાય છે. જ્હારે ઉપવાસ શરૂ કર્યા ત્હારે ત્હેનું જે બળ હતું તે કરતાં હમણાં ત્હેનામાં વધુ બળ આવેલું ત્હેને લાગે છે. આમ થવાનું કારણ એ છે કે ત્હેનાં યંત્રો મળરહીત-શુદ્ધ થવાથી પહેલાં કરતાં વધુ શક્તિ તે યંત્રોદ્વારા કામ કરી શકે છે.

ઉપવાસ એએક શાસ્ત્રીય ( Scientific ) યોજના છે કે જે વડે રોગીષ્ટ સ્નાયુ અને કચરો શરીરમાંથી દુર કરાય છે. ઉપવાસનું પરિણામ હમેશ લાભકારક હોય છે. લાંઘણ અથવા ભૂખમરો એ તે સ્થિતિમાં નામ છે કે જે સ્થિતિમાં સ્નાયુને જોઇતું પોષણ મળતું ન હોય. લાંઘણ અથવા ભૂખમરનું પરિણામ હમેશા ભયંકર આવે છે. ઉપવાસનો છેડો ત્હારે આવે છે, કે જ્હારે કુદરતી ભૂખ ઉત્પન્ન થાય છે; અને લાંઘણની શરૂઆત ત્હારે થાય છે, કે જ્હારે કુદરતી ભૂખ ખોરાક માગે છે. ઉપવાસનું પરિણામ શકિતની પુનઃ પ્રાપ્તિમાં આવે છે, જ્હારે ભૂખમરાનું પરિણામ મ્હોતમાં આવે છે. એકની શરૂઆત આગળ બીજાનો છેડો છે !

ડૉ. ડેવી ( Dr. Dewey ) સુંદર શબ્દોમાં કહે છે કે "બીમાર આદમીના પેટમાંથી ખોરાક લઇ લ્યો; એટલે ત્હમે તે બીમારને નહિ પણ દરદને ભૂખે મારનારા ગણાશો." ઉપવાસની ફીલસુફી* અને ઉપવાસના સાયન્સનું એકંદર રહસ્ય આ થોડા શબ્દોમાં સમાવી લીધું છે.

બીમારનું બળ જતું ન રહે એટલા માટે એને કાંઈ નહિ ને ક્હાંઈ ખવરાવ્યાં જ કરવું એવી જે માન્યતા આજે ચાલે છે તે કેવી ભૂલભરેલી છે ને આ ઉપરથી સ્હેલાઇથી સ્હમજી શકાશે.

* શરીર છે તે શક્તિને એક જગાથી બીજી જગાએ લઈ જનાર યંત્ર માત્ર છે, તે શક્તિ આ શરીર દ્વારા દેખા દે છે. જીવનશક્તિ એ અદ્‌ભુતપ્રકારની શક્તિ છે; શરીરની

બહાર પણ હેની હયાતી સંભવે છે, અને શરીરથી તે સ્વતંત્ર છે. જેમ કાચની ચીમનીમાંથી બત્તી પ્રકાશ ફેંકે છે તેમ ઉપર કહેલી **જીવનંશક્તિ** આ શરીરદ્વારા પોતાનો પ્રકાશ ફેંકે છે. તે શક્તિ આ શરીરદ્વારા પ્રગટ[illegible] છે. જો ચીમની ઝાંખી હોય, ફૂટી[illegible] અથવા ઘેરા રંગની હોયતો હેની તે દિવ[illegible] પ્રમાણમાં અંદરનો પ્રકાશ બહાર ઓછો દેખાય છે. શરીરના સંબંધમાં પણ તેમજ સમજવું. જો શરીરમાં ખોરાકનો કચરો ભરાઇ રહ્યો હોય; જો તે રોગીષ્ટ હોય અથવા ભૂખમરાને આધીન હોય તો જીવન એવા શરીરદ્વારા બરાબર દર્શન દઈ શકે નહિ.

'બાહ્યતપ'ના ઉપયોગ, હેતુ અને ફાયદાનો વિચાર કરી ગયા પછી **આભ્યંતર તપ.** હવે આપણે 'આભ્યંતર તપ' તપાસીશું. સ્થૂલ અથવા ઔદારિક શરીરનો કચરો દૂર કરવાને તથા ગુમાવેલી શારીરિક શક્તિ પાછી મેળવવાને જેમ 'બાહ્ય તપ' ઉપયોગી છે, તેમ સૂક્ષ્મ શરીરોને (તૈજસ અને કાર્મણ શરીરોને) લગતો કચરો દૂર કરી તે શરીરોને નિર્મળ અને વધારે ઉપયોગી બનાવવા માટે 'આભ્યંતર તપ'ની જરૂર રહે છે. આ પ્રકારના તપને જૈન ફિલસુફોએ છ પ્રકારમાં વહેંચી નાખ્યો છેઃ **પ્રાયશ્ચિત, વિનય, વૈયાવૃત્ય, સ્વાધ્યાય, ધ્યાન અને કાયોત્સર્ગ.**

(૧) ધારો કે મ્હેં કોઈ સજ્જનના સમ્બન્ધમાં ખોટી વાત ફેલાવી છે અર્થાત્ હેના સમ્બન્ધમાં લોકોમાં ખોટો મત બંધાય એવી નિંદા કરી છે. હવે જો હું મ્હારી ભૂલ જોઇ શકું—મ્હારૂં આ કૃત્ય ખુની જેવું તિરસ્કારપાત્ર છે એમ સમજવા પામું—તો મ્હને તે માટે મનમાં ઘણો પશ્ચાત્તાપ થાય; મ્હારૂં માનસિક સૂક્ષ્મ શરિર પશ્ચાત્તાપની સૂક્ષ્મ અગ્નિમાં બળે અને શુદ્ધ થાય. આ શુદ્ધતાની ખાત્રી ત્હારે જ થાય કે જ્યહારે હું તે શુદ્ધિકરણની ક્રિયા બાદ તે માણસની બાબતમાં ખરી વાત લોકોને જાહેર કરવા સ્વયં બહાર પડું અને તે માણસની ખરા દીલથી ક્ષમા ચાહું; એટલું જાતે[illegible] પણ પ્રસંગ આવે ત્હારે તે માણસની હાલનાં[illegible] કે વાજબી રીતે હેની કીર્તિ નંફેલા ચૂકું નહિ. આનું નામ '**પ્રાયશ્ચિત તપ**' છે. પ્રાયશ્ચિત અમુક મંત્રો બોલવાથી કે અમુક દંડ ભરવાથી થતું હોય તો ખુનીઓ અને વ્યભિચારીઓને નરકમાં જવાનો ડર જ રહેત નહિ! આપણાથી વડીલ જ્ઞાની કે ગુણી પાસે પાપનું સ્વરૂપ પ્રકાશવાથી તે માણસ આપણને જે જ્ઞાન આપે છે તે, પાપનું નિવારણ કરવામાં ઉપયોગી થઈ પડે છે; માટે ગંભીર, વિદ્વાન, પવિત્ર પુરૂષ પાસે પાપ જાહેર કરીને પ્રાયશ્ચિત લેવાનું ફરમાન ધર્મશાસ્ત્રોએ કર્યું છે. પરન્તુ ધ્યાનમાં રાખવાનું છે કે, પ્રાયશ્ચિત તપ **બાહ્ય** તપનો વિભાગ નથી, પણ **આભ્યંતર** તપનો છે; અને એટલા માટે બાહ્ય ક્રિયાનો નહિ પણ આભ્યંતર પશ્ચાત્તાપ, અને ભૂલ સુધારવા માટે બનતું કરવાનો નિશ્ચયઃ એ બે તત્ત્વો અવશ્ય હોવાં જ જોઇએ. ભાર મુકીને કહેવું જોઇએ છે કે, જે માણસ પોતાથી થતા અપરાધો માટે આવો હાર્દિક ખેદ કરવાને તથા થએલા અપરાધની અસરનું બને તેટલા પ્રમાણમાં નિવારણ કરવાનો ઉદ્યમ કરવાને તૈયાર થઇ શકતો નથી તે માણસ ધ્યાન કે કાયોત્સર્ગ જેવા ઉચ્ચ કોટીના તપ માટે હજી લાયક થયો નથી.

(૨) વહેમો અને સંકુચિત બુદ્ધિને જડમૂળથી ઉખેડી નાખવાની શક્તિવાળા સત્ય ધર્મ, તે ધર્મની ફીલસુફી, તે ધર્મનાં ફરમાન મુજબજ વર્તનારા પવિત્ર હૃદયવાળા ધર્મગુરૂઓ, તે ધર્મના શુદ્ધ સ્વરૂપનો પ્રચાર કરનારા પુરૂષો તે ધર્મના પ્રચાર અને રક્ષણ

માટે સ્થપાયલી સંસ્થાઓ, ઇત્યાદિ તરફ માન-ની દૃષ્ટિ ધરાવવી અને સામાન્યતઃ ગુણીજનો પ્રત્યે **નમ્રતા દાખવવી એ 'વિનય તપ'** છે. જ્યહાં ગુણ-દોષ-સ્હમજવાની શક્તિ અર્થાત્ 'વિવેકબુદ્ધિ' (discrimination); નથી, ત્યહાં 'વિનય તપ'નું અસ્તીત્વ અં... વેજ નહિ. જ્યહાં ગુણ-... ...ડલા... ...આ-જેટલી શક્તિ છે ... ગુણી પ્રત્યે નમ્રતા કે વિનય બતાવવા-ની ઇચ્છા ઉત્પન્ન થાય છે, અને એવા વિનય-થી તે મનુષ્યનું હૃદય પોતામાં બીજાના સદ્-ગુણોનું આકર્ષણ કરવાને લાયક બને છે.

( ૩ ) ઉપર જે ધર્મ, ધર્મગુરૂ, ધર્મ-પ્રચારક, ધર્મરક્ષક, ધાર્મિક સંસ્થાઓ વગેરેનો વિનય કરવાનું કહેવામાં આવ્યું તે સર્વની તરફ વિનય બતાવીનેજ નહિ અટકતાં, તેથી આગળ વધી યથાશક્તિ ત્હેમની સેવા કરવી અર્થાત્ ત્હેમને ઉપયોગી થવું એ **'વૈયાવૃત્ય તપ'** કહેવાય છે.

( ૪ ) પશ્ચાત્તાપ, વિનય અને સેવાત-ત્પરતા એ ત્રણ ગુણો ધરાવતા માણસનું મગજ તેમજ હૃદય એટલું નિર્મળ થવા પામે છે કે, ત્હેને જ્ઞાન મેળવતાં મુશ્કેલી પડતી નથી. તેથી ચોથે નંબરે 'સ્વાધ્યાય તપ' અથવા જ્ઞાનાભ્યાસને મૂકવામાં આવેલ છે. જ્ઞાન મેળવવું-અભ્યાસ કરવો-એ ફરજ્યાત તપ છે તે ભૂલવું જોઇતું નથી. અને ત્હેને માટે પાંચ પગથીઆં સૂચવવામાં આવ્યાં છે:- (૧) 'વાચના' એટલે શિક્ષક અથવા ગુરૂ પાસેથી અમુક પાઠ લેવો, ધારવો, અથવા ગુરૂનો જોગ ન હોય તો પોતાની મેળે પુસ્તકનો અમુક ભાગ વાંચી જવો. (૨) 'પૃચ્છના' એટલે તેટલા ભાગમાં જણાતી મુશ્કેલીઓ કે સંશયો ગુરૂને કે કોઇ અનુભવીને પૂછી લેવા. (૩) 'પરાવર્ત્તના' એટલે શિખેલો ભાગ ફરીથી યાદ કરી જવો (૪) 'અનુપ્રેક્ષા' એટલે અભ્યાસ કરાયલા વિષય પર ઉંડું મનન કરવું. (૫) '**ધર્મકથા**' એટલે મેળ-વેલું જ્ઞાન બીજાઓને કહેવું, સ્હમજાવવું. વ્યાખ્યાન, વાતચીત, ગ્રંથરચના તથા શાન્ત ચર્ચા ઇત્યાદિ દ્વારા બીજાઓને જ્ઞાન આપવાનો નીયમ કરવાથી **પોતાનું જ્ઞાન વધે છે** અને કુદરતી **એોમાં જ્ઞાનપ્રચાર થાય છે**, જેથી ... પોતાનાં જ્ઞાનાન્તરાયી કર્મ ઓછાં થઈ વિશેષ પ્રમાણમાં જ્ઞાન મેળવવાની લાયકાત આવે છે.

જ્ઞાનની બાબતમાં ફરી ફરીને-જોરશોરથી કહેવાની જરૂર છે કે, જ્ઞાન અમુક પુસ્તકોમાંથી કે અમુક પુરૂષો પાસેથી મળે **તેજ ગ્રહણ કરવું એવું શિખવનારાની સોબત કદિ કરતા નહિ. તેમજ અમુક લોકપ્રિય થઇ પડેલા 'સિદ્ધાંત'થી વિરૂદ્ધ વિચાર ધરાવતા સિદ્ધાન્તની દલીલ સાંભળવા કદી આનાકાની કરતા નહિ. મન ગ્હોળું રાખો, આંખો ખુલ્લી રાખો, આખા જગતમાં તહમારા માની લીધેલા કુવા-માંના જળ કરતાં વધારે સારૂં જળ કોઈ જગાએ ન જ સંભવે એવી ઘેલ-છાને છોડીને એકવાર બહાર ફરી જુદા જુદા ફીલસુફોના સહવાસમાં આવો કે એમના સિધ્ધાંતો વાંચો, ભાષાજ્ઞાન મેળ-વો, ન્યાયશાસ્ત્ર શિખો અને પછી એ બેની મદદથી દુનિયાનું પ્રાચિન અને અર્વાચિન જેટલું જ્ઞાન મેળવી શકાય એટલું મેળવો.**

(૫) ઉપર કહેલી સઘળી જાતના તપ કરતાં 'ધ્યાન તપ' વધારે સમર્થ છે. સંસારીક વિજય માટે તેમજ આત્મિક મુક્તિ માટે-બન્ને કામમાં-આ એક તિક્ષ્ણ ઓજાર છે. ચિત્તની એકાગ્રતા અથવા ધ્યાન વડે સઘળી શક્તિઓ એકજ વિષય ઉપર એક સાથે ઉપયોગમાં આવે છે, અને તેથી ઇપ્સિ-

તાર્થ પ્રાપ્ત કરવામાં બહુ સરળતા થાય એ સ્વાભાવિક છે. અસાધારણ વિજ્યોને વરેલો મહાન નેપોલિયન લશ્કરની તોપોના મારા વચ્ચે રાજ્યની કન્યાશાળાઓ માટે ધારાઓ ઘડતો, એટલી હદ સુધી તે એકાગ્રતા રાખી શકતો. વળી લાગલાગટ કેટલાક દિવસો અને રાત્રીઓ સુધી ઘણું કામ હોવાથી સુવાનો ટાઇમ તે લડાઇના તોફાન વચ્ચે ૧૦ કે ૧૫ કે ૨૦ મીનીટ સુધી ઇચ્છા મુજબજ લઈ શકતો! આવા માણસો વિજયને મૂઠીમાં બાંધી રાખે એમાં શું આશ્ચર્ય? ગુમાવેલી ચિત્તશાન્તિ પાછી મેળવવાના કામ માટે, વ્યાપાર કે પરમાર્થના કામમાં આવતી ગુંચવડોના વ્યવહારૂ નિરાકરણ કે તોડ માટે, વસ્તુ-સ્વરૂપ ઓળખવા માટે, અને શ્રેષ્ઠમાર્ગની પ્રાપ્તિ માટે પણ 'ધ્યાન'ની ઉપયોગિતા અનિવાર્ય છે. શાસ્ત્રકારો વાજબી કહે છે કેઃ—

निर्जराकरणे बाह्याच्छ्रेष्ठमाभ्यन्तरं तपः ।
तत्राप्येकातपत्रत्वं, ध्यानस्य मुनयो जगुः॥१॥

"નિર્જરા કરવામાં (કર્મને નિર્ઝરવાના કામમાં) બાહ્ય તપ કરતાં **આભ્યન્તર તપ** શ્રેષ્ટ છે; અને તેમાં પણ '**ધ્યાન તપ**'નું તો એક છત્રપણું છે; તે તપ 'ચક્રવર્તી' છે, એમ મુનિઓ કહે છે." (કારણ કેઃ—)

अन्तर्मुहूर्त्तमात्रं यदेकाग्रचित्तत्तान्वितम् ।
तध्यान चिरकालीनां, कर्मणां क्षयकारणम् ॥

"'અન્તર્મુહૂર્ત્ત માત્ર જે એકાગ્ર ચિત્તપણું' તે 'ધ્યાન' કહેવાય છે; એવું ધ્યાન ઘણા કાળનાં બાંધેલાં કર્મનો ક્ષય કરવામાં કારણભૂત છે."

जह चिअसंचिअमिंधणमणलो य पवण सहिओ दुअं दहइ ।
तह कम्मिधणममिअं खणेण झाणाणलो डहइ ॥

"જેમ ચિરકાળનાં એકઠાં કરેલાં કાષ્ટોને પવનની સાથે રહેલો અગ્નિ તત્કાળ બાળી નાખે છે, તેમ અનન્ત કર્મ રૂપી ઇંધનને એક ક્ષણમાત્રમાંજ 'ધ્યાન' રૂપી અગ્નિ બાળી નાખે છે."

जातेऽस्यन्ति सेत्स्यन्ति, यावन्तः केऽपि मानवाः
ध्यानतो [illegible] ते सर्वेऽपि शुभाशया : ॥

"[illegible] જે કોઈ મનુષ્યો સિદ્ધ થયા છે, સિદ્ધ થાય છે અને હવે પછી સિદ્ધ થશે તે **સર્વે 'શુભ આશયવાળા ધ્યાન' તપ વડેજ સિદ્ધપણું** પામે છે એમ જાણવું."

ધ્યાનના ભેદ, રસ્તા વગેરે સંબંધમાં ઘણું ઘણું જાણવા અને શિખવા જેવું છે, પણ તે સર્વનો આ એક લેખમાં સમાવેશ કરી શકાય નહિ. 'ધ્યાન'ના સિદ્ધાંત ઉપર પાશ્ચિમાત્યોએ દરદો મટાડવાનું, કુટેવો સુધારવાનું, એક સ્થળે બેસી દુરથી સંદેશા મેળવવાનું ઇત્યાદિ અદ્ભૂત ઉપયોગી કાર્યો સાધ્યાં છે, અને આર્ય વિચારકોએ એજ ધ્યાનબળ વડે મુક્તિમાર્ગ સાધ્યો છે. એવું આ અદ્ભૂત શાસ્ત્ર બુદ્ધિશાળીઓએ-ખાસ કરીને ધર્મ ગુરૂઓએ-લક્ષપૂર્વક અને ક્રમસર શિખવા જેવું છે.

(૬) ધ્યાનથી આગળ વધતી એક સ્થિતિ 'કાયોત્સર્ગ'ની છે. એમાં કાયાને-સ્થુલ દેહને તદ્દન મુડદાલ બનાવી-'વોસીરાવી' સૂક્ષ્મ દેહો સાથે ઉચ્ચ પ્રદેશોમાં આત્માને લઈ જવાનું હોય છે. એ વખતે શરીર બળી જાય, છેદાઇ જાય તો પણ તેનું ભાન ન રહેઃ કારણકે જે 'મન'ને ભાન હોય છે, તે મન અથવા માનસિક શરિર આત્માની સાથે ઉચ્ચ પ્રદેશોમાં ઉપડી ગયું હોય છે. આને કોઈ '**સમાધિ**' પણ કહે છે. આ વિષય એટલો ઉંડો છે, કે એમાં માત્ર વાંચન કે તર્ક કામ કરી શકે નહિ; એ 'અનુભવ'નો વિષય છે; માટે એટલી યોગ્યતા વગરના મ્હારા જેવા પામરે આ બાબતમાં મૌનજ ભજવું જોઇએછે.

અપૂર્ણ

# त्यागनुं नवुं स्वरुप अथवा हवे आपणने कइ जातना त्यागनी जरुर छे ?

લેખકઃ-અમૃતલાલ સુંદરજી પઢીઆર

( ગયા અંકથી ચાલુ. )

### સ્વાર્થનું સ્વરૂપ.

સ્વાર્થ એ એવી મોટી વસ્તુ છે કે સારા સારા માણસોને પણ તે બહુજ નીચે ઉતારી દે છે અને ઘણી બાબતોમાં બહુ પછાત રાખી દે છે. જગતમાં કોઇપણ ગુન્હો એવો નથી કે જે સ્વાર્થમાં અંધ બનેલા મનુષ્યથી ન થાય! બધી જાતની વાસનાઓ મલિન પ્રકારના સ્વાર્થમાંથી ઉત્પન્ન થાય છે. ખોટી ખોટી આશા તૃષ્ણાઓને આધારે દોડાવનાર સ્વાર્થ છે, સંકલ્પ વિકલ્પોના તરંગો ઉપર નચાવનાર સ્વાર્થ છે, બુદ્ધિને ઉંધે રસ્તે દોરી જનાર સ્વાર્થ છે, અને મનુષ્યના આત્માને કેદમાં નંખાવનાર સ્વાર્થ છે, એટલુંજ નહિ પણ સ્વાર્થને લીધેજ બધી જાતનાં પાપ થાય છે અને પાપને લીધેજ જન્મ મરણ થયા કરે છે. માટે યાદ રાખજો કે જન્મ મરણના ચક્કરમાં નાખનાર પણ સ્વાર્થ છે. આવા મજબૂત સ્વાર્થની ઉપર જો અંકુશ રાખી શકાય અને એવા પ્રબળ તથા સુક્ષ્મ સ્વાર્થને જો કાબુમાં રાખી શકાય તો એનુંજ નામ સાચોત્યાગ છે, કારણકે જો માત્ર ફક્ત એક સ્વાર્થજ કબજામાં આવી જાય તો બીજી અનેક બાબતો કાબુમાં આવી જાય છે, માટે स्वार्थ नाशस्तु वैराग्यम्:સ્વાર્થનો નાશ કરવો એનુંજ નામ વૈરાગ્ય. એ સૂત્ર હમેશાં યાદ રાખવા જેવું છે, અને તેમાં પણ હાલના જમાનામાં તો એજ જાતનો ત્યાગ આપણને કામનો છે, માટે હવે આપણે સ્વાર્થ ત્યાગ કરતાં શીખવું જોઇએ.

### ત્યાગનો અર્થ અને ત્યાગનો હેતુ.

યાદ રાખજો કે લાગણીઓને મારી નાખવા માટે કાંઇ ત્યાગ નથી, દેહનો નાશ કરવા માટે કાંઇ ત્યાગ નથી, બુદ્ધિને બાળી નાખવા માટે કાંઇ ત્યાગ નથી, સદ્દગુણોને …લતા અટકાવી નાખવા માટે કાંઇ ત્યાગ …થી, જીંદગીની મીઠાશ ખુંચવી લેવા માટે …ઇ ત્યાગ નથી, જીવનને શુષ્ક બનાવવા માટે …ઇ ત્યાગ નથી, બીજાઓને ગ્લાનિ ઉપજે તેવા બની જવા માટે કાંઇ ત્યાગ નથી, જીવનને કષ્ટ આપવા માટે કાંઇ ત્યાગ નથી, સ્નેહના અગ્નિને બુઝાવી નાખવા માટે કાંઇ ત્યાગ નથી, જ્ઞાનના પ્રકાશનું ગ્રહણ કરી નાખવા માટે કાંઇ ત્યાગ નથી, પોતાના દુઃખી ભાઇઓની મદદમાંથી ખસી જવા માટે કાંઇ ત્યાગ નથી, જગતની આગળ વધતી ઉન્નતિને અટકાવવા માટે કાંઇ ત્યાગ નથી, ઉત્તમતા છોડી દઇને જંગલી બની જવા માટે કાંઇ ત્યાગ નથી, ચાલતા જમાનાને પાંચદશ હજાર વરસ પાછળના જમાનામાં ઘસડી જવા માટે કાંઇ ત્યાગ નથી, અને માણસોને ઝાડ જેવા કે પત્થર જેવા લાગણી વિનાના જડ બનાવી દેવાને માટે કાંઇ ત્યાગ નથી, પણ યાદ રાખજો કે પાપને બાળી નાખવા માટે અને પુણ્યને મેળવવા માટે ત્યાગ છે. એટલે જેમ બને તેમ પુણ્ય મેળવવાની વધારેમાં વધારે તકો હાથમાં આવી શકે એવી જાતના ત્યાગની હવે આપણને જરૂર છે.

### ત્યાગ શા માટે હોવો જોઇએ?

જગતના દરેક ધર્મવાળાઓએ તથા દરેક મહાત્માઓએ ત્યાગના વખાણ કરેલાં છે અને ત્યાગની ઇચ્છા રાખેલી છે, એનું કારણ શું? માણસમાંથી પત્થર બનવા માટે તેઓએ ત્યાગની ઇચ્છા રાખી હશે? નહિ, કદી પણ નહિ, પણ પાપને બાળી નાખવા માટે અને

પુણ્ય વધારવા માટે તેઓ ત્યાગની ઇચ્છા રાખતા હતાં, કારણકે જ્યારે પોતાના અંગત નાનકડા સ્વાર્થનો ત્યાગ થાય, ત્યારે અનેક જાતનાં પાપોમાંથી બચી શકાય છે. જેમકે ખાવાપીવાનાં પાપ, પહેરવા ઓઢવાનાં પાપ, સુવા બેસવાનાં પાપ, અવિદ્યા રૂપી વિષયો ભોગવવાનાં પાપ, અને ઇશ્વરી સગાઇ તોડી નાંખવાનાં પાપ વગેરે ઘણી જાતનાં પાપમાંથી બહુજ સહેલાઇથી બચી શકાય, તેમાટે કેટલીક જાતના ત્યાગ કરવાના હોયછે, પણ પાપ તજવું એટલુંજ કાંઈ ત્યાગનું કારણ નથી, **પણ પુણ્ય મેળવવું એ ત્યાગનો હેતુ છે,** અને એ પછી આગળ જતાં પોતાના અસલ સ્વરૂપ સુધી પહોંચવું એ ત્યાગનું તત્ત્વ છે, પણ એટલે સુધી પહોંચવું એ બહુ દૂરની વાત છે અને તે તો કોઈ મહાભાગ્યશાળીઓથીજ બની શકે છે, પણ પાપ તજવાં અને પુણ્ય મેળવવાં એ તો બહુજ સાદી અને બહુજ સહેલાઇથી બની શકે તેવી વાત છે. કારણકે ત્યાગ એ એટલી બધી મોટી વસ્તુ છે કે પાપનો નાશ એ તો તેની આગળ સ્વાભાવિક રીતેજ થઇ જાય છે અને પુણ્ય તો ત્યાગના પગમાં આવીને લોટે છે. આવું અજબ જેવું ત્યાગની અંદર બળ રહેલું છે અને એવો મહાન ત્યાગ ફક્ત પોતાના થોડાક નજીવા સ્વાર્થ તજવાથીજ થઇ શકે છે, માટે હાલના વખતમાં સ્વાર્થનો ત્યાગ એજ જાતના ત્યાગની આપણને ખાસ જરૂર છે, માટે હવે તો આપણે સમયને અનુસરતો અને ઘણા લોકોથી પાળી શકાય તેવો ત્યાગ કરતાં શીખવું જોઇએ.

**નવા જમાનાનો નવો ત્યાગ.**

બૌદ્ધના વખતમાં **મહાત્મા બુદ્ધ,** જેવો ત્યાગ પાળી શક્યા, તેવો ત્યાગ પાળવાનો હાલનો સમય નથી. કારણકે એ વખતે વનસ્પતિમાં જેટલાં ફળફુલો થતાં તેટલાં ફળફુલ આજે થતાં નથી. એ વખતે જંગલ ખાતાના "કાયદાઓ નહોતા", એ વખતે જમીનની માલિકી માટે સાધુએને ઝઘડા કરવા પડે તેવો વખત નહતો; એ વખતે ત્યાગીઓની તરફ લોકોની જે પુજ્યબુદ્ધિ હતી તેવી પૂજ્યબુદ્ધિ આજના વખતમાં નથી, એ વખતે ત્યાગ માટે જે જાતનું શિક્ષણ મળતું હતું; તેવું શિક્ષણ હાલનાં જોવામાં નથી, એ વખતે લોકોની તંદુરસ્તી જેવી સારી હતી તેવી હાલના વખતમાં લોકોની તંદુરસ્તી સારી નથી, એ વખતે માણસો જેટલી તિતિક્ષા સહન કરી શકતા તેવી તિતિક્ષા હાલના લોકો સહન કરી શકે તેમ નથી, એ વખતે ત્યાગીઓ ઉપર રાજાઓનો જેવો પ્રેમભાવ હતો તેવો પ્રેમભાવ આજે નથી. એ વખતે ધર્મને માટે જે જીવતી લાગણી હતી તેવી જીવતી લાગણી આજે નથી, પણ આજે તો **ધર્મને માટે માત્ર સાપ ગયા ને લીસોટા રહ્યા તેના જેવી લાગણી છે ને તેના જેવી સ્થિતિ છે.** બૌદ્ધના વખતમાં જેવું ત્યાગને માટે વાતાવરણ હતું તેવું વાતાવરણ આજે નથી. બૌદ્ધના ભિક્ષુકોને તેઓના ત્યાગ વખતે લોકો તરફથી જેવી મદદ મળતી હતી, તેવી મદદ આજના વખતમાં તેવા ત્યાગીઓને મળી શકે તેમ નથી અને બુદ્ધના વખતમાં ત્યાગના જેવા સખત નિયમો હતા તેવા સખત નિયમો હાલના જમાનામાં કોઇ પણ માણસથી પાળી શકાય તેમ નથી. **મહાત્મા મહાવીર સ્વામિનો** ત્યાગ પણ હાલના વખતમાં આપણને કામ લાગે તેમ નથી. "તારા ડાબા ગાલ ઉપર તમાચો મારે તેની આગળ તારો જમણો ગાલ પણ ધર. જે તારી પિછોડી લઇ જાય તેને તારો અંગરખો પણ આપી દે, અને જે ગાઉ વેંઢે પકડી જાય તેની સાથે એક ગાઉને બદલે બે ગાઉ ચાલ્યો જા," એવો જીસસ ક્રાઇસ્ટનો ત્યાગ પણ હાલના લોકો પાળી શકે તેમ નથી. મહાત્મા શંકરા-

ચાર્યનો ત્યાગ અને ब्रह्म सत्यं जगन्मिथ्या એ સિદ્ધાંત પ્રમાણેની વર્તણુક હાલના પદાર્થવિજ્ઞાનના સમયમાં કામ લાગે તેમ નથી. અને એવીજ રીતે બીજા અનેક [illegible] મહાત્માઓના ત્યાગની રીતિ [illegible] વખતમાં બધા રૂપમાં આપણને અનુકુળ થઇ શકે તેમ નથી. કારણકે **સમય બદલાઈ ગયો છે.** રાજ્ય બદલાઇ ગયાં છે, ધર્મના વિચારોમાં ફેરફાર થઈ ગયો છે અને લોકોનાં શરીર અતિશય નાજુક બની ગયાં છે, એટલે વસ્ત્ર વિના ચલાવી લેવું, અન્ન વિના ચલાવી લેવું, પાણી વિના ચલાવી લેવું, સોબત વિના ચલાવી લેવું, ઘર વિના ચલાવી લેવું, "બિછાના વિના ચલાવી લેવું, મુસાફરી વિના ચલાવી લેવું, અને બહુ તો ભિક્ષાથી ચલાવી લેવું એવા નિયમો આજના જમાનામાં કામ લાગી શકે તેમ નથી. અને કદિ હઠ કરીને કોઈ માણસ એવા થોડા ઘણા નિયમો પાળે તો તેથી તેને કાંઇ ખરેખરો ફાયદો થઈ શકે તેમ નથી, એટલુંજ નહિ પણ એવા જુના કાળના નિયમો પાળનારની ઉલટી ખરાબી થાય છે. તેઓ જગતને ફાયદો આપી શકતા નથી, પોતાના આત્માનું કલ્યાણ કરી શકતા નથી અને માનસિક આનંદ ભોગવવાને બદલે માનસિક દુઃખ ભોગવીને તેઓ જલદી જલદી વિના મોતે મરી જાય છે, માટે એવા કમોતે મારનારા અને અંતરમાં વ્યથા આપનારા ત્યાગની જરૂર નથી, પણ અંતરમાં આનંદ આપે, આત્માનું કલ્યાણ કરે અને જગતની સેવા કરી શકે તેવી જાતના ત્યાગની હવે આપણને જરૂર છે. કારણકે જે વખતે પશ્ચિમનો પવન ચાલતો હોય, તે વખતે પણ પોતાના વહાણના સઢ અગાઉથી જેમ બાંધ્યા હોય તેમના તેમ બાંધેલા રાખના એ કાંઈ કામ લાગે નહિ. જે વખતે ભરતીનાં પાણી ઉતરી ગયાં હોય, તે વખતે ખાડીમાં ખૂંચી બેઠેલાં વહાણોને ચલાવવાની મહેનત કરવી એ નકામી છે. તેમજ સમય બદલાઈ ગયા છતાં, લોકોની પ્રકૃતિ બદલાઇ ગયા છતાં, પ્રજાના આચારવિચાર બદલાઇ ગયા છતાં, રાજ્યના કાયદાઓ બદલાઈ ગયાં છતાં, અને પ્રજાની ભાવનાઓ બદલાઈ ગયાં છતાં **હજારો વરસ અગાઉના ત્યાગને વળગી રહેલું તે, અને એ રીત પ્રમાણે** ચાલ્યા કરવું **એ કાંઇ વાજબી નથી,** પણ એ તો કુદરતની સામે થવા જેવું છે. અને જે કુદરતની સામે થાય તેને કોઇને કોઈ રૂપમાં **કુદરત** સખતમાં સખત શિક્ષા કરે છે. માટે યાદ રાખજો કે આપણો ત્યાગ કુદરતની વિરૂદ્ધ થવાનો ન હોવો જોઇએ, પણ કુદરતને મદદ કરી શકે તેવો હોવો જોઇએ, તોજ એ ત્યાગ નભી શકશે અને જો એવો ત્યાગ હશે તોજ જગતનાં ઘણાં માણસો એ ત્યાગનો લાભ લઈ શકશે, પણ તેને બદલે હાલના વખતમાં નહિ પાળી શકાય તેવો દુરાગ્રહી ત્યાગ પાળવામાં આવશે, તો તેથી ઉલટી ઘણી જાતની ખરાબી થશે અને ઘણા માણસો એવો ત્યાગ પાળી શકશે નહિ. માટે આપણે હવે આપણાથી હાલના વખતમાં પાળી શકાય તેવા ત્યાગની શોધ કરવી જોઈએ અને તેવો ત્યાગ પાળવાની કોશીશ કરવી જોઇએ.

### જીંદગીને જરૂરની સગવડો સચવાય તેવો ત્યાગ રાખવાથી વધારે સેવા કરી શકાય છે.

બંધુઓ વિચાર કરો કે નહિ ખાવું એવા નિયમો લેવાથી વધારે કામ કરી શકાય કે દેહને પોષણ મળે તેવો સાદો ખોરાક ખાવો, મિતાહારી થવું, ન્યાયથી મેળવેલું ખાવું, જાત મહેનતથી કમાયેલું ખાવું, જ્યારે ખાસ જરૂર પડે ત્યારે ખાવું અને જે વખતે જે નિર્દોષ પવિત્ર ભોજન મળે તે ખાવું એવા નિયમો

પાળવાથી વધારે કામ કરી શકાય? અને તો લાગેછે કે જે માણસો ગજા ઉપરાંત ઉપવાસો કરે અને પોતાની ઇંદ્રિયોને શિથિલ કરી નાંખે, શરીરને વ્યાધિગ્રસ્ત બનાવી મૂકે, અને કેટલીક જાતની લાગણીઓને મારી નાખે તથા કેટલીક જાતની લાગણીઓ, જરા ધક્કો વાગતાં તૂટી જાય એવી ટાઇટ બનાવવી તે વધારે સારૂં, કે જે વખતે જે જાતનું શૂર કાઢવાની જરૂર હોય તે વખતે તે જાતનું શૂર કાઢી શકીએ અને જે વખતે જેમ વર્તવું હોય તેમ વર્તી શકે તે વધારે સારૂં ?

વસ્ત્ર પહેરવાં નહિ, અને ટાઢ, તડકો તથા વરસાદ ખમ્યા કરવાં અને તેમાં પણ કેટલાંક દુઃખો તો ઇરાદાપૂર્વક ચાહીને ખમવાં એ ત્યાગ વધારે સારો, કે દેહનું રક્ષણ થાય, બુદ્ધિ કાયમ રહે, વૃત્તિઓ શાંત રહે અને કામકાજ કરવાનું નવું બળ આવે તેવાં રૂતુઓને અનુકુળ સાદાં ને સસ્તી કિંમતનાં વસ્ત્રો પહેરવાં એ વધારે સારૂં ?

મકાનની અગવડને લીધે ઘણી જાતનાં કામો થઇ શકે નહિ અને પોતાના ઘણાએ સદ્‌ગુણોનો લાભ બીજાઓને આપી શકાય નહિ એવી સ્થિતિમાં રહેવું એ વધારે સારૂં કે અનુકુળ પડતી સાદી નાની જગ્યામાં ગુજારો કરી લેવો અને જેમ બને તેમ બીજા ઘણા લોકોને લાભ આપી શકાય તેવી જગ્યાએ રહેવું એ વધારે સારૂં ?

જંગલમાં જઇને વાઘ વરૂઓની દોસ્તી રાખવી અંગર કોઇ અંધારી ગુફામાં ઉદાસ જેવા થઇને બેસી રહેવું એ વધારે સારૂં કે પોતાના જાતિ દાખલાથી અને પોતાના જાતિ અનુભવથી લોકોની વચ્ચે રહી તેઓને સુધારવા એ વધારે સારૂં ?

ખાસ જરૂર હોય, છતાં પણ મુસાફરી કરવી નહિ અને રેલવે જેવાં વાહનોનો લાભ લેવો નહિ એ વધારે સારી વાત છે કે બિમાર માણસ હોય, ત્યારે ટ્રામમાં કે ઘોડાગાડીમાં બેસીને જલદીથી પહોંચવું એ વધારે સારી વાત છે ? જે મુલકમાં દુકાળ પડયો હોય, કોલેરા ચાલતો હોય અગર લડાઇ ચાલતી હોય તેવા દેશમાં આગબોટ, રેલવે કે વિમાન મારફત જલદીથી પહોંચી જવું ને ત્યાં જઇ સેવા કરવી, તેઓને દિલાસો આપવો [illegible] ધર્મજ્ઞાન વધે તેમ કરવું એ [illegible]રી વાત છે કે એવે વખતે પણ અમારાથી ગાડીમાં બેસાય નહિ, અમારાથી બીજાના હાથનું ખવાય નહિ, અમારાથી પૈસાને અડી શકાય નહિ એમ કરવું વધારે સારી વાત છે ?

આવીજ રીતે ત્યાગની બીજી અનેક બાબતો માટે સમજવાનું છે અને તેમાંથી એમ શીખવું જોઇએ કે બેચાર હજાર વરસ ઉપરનો ત્યાગ અંગ્રેજી રાજ્યના વખતમાં કામ લાગી શકે નહિ, પણ હવે તો આપણને **ઓનરેબલ માનવંત ગોખલેના** ત્યાગ જેવા ત્યાગની જરૂર છે. આઇના પૂત **મી૦ ગાંધીના** ત્યાગ જેવા ત્યાગની જરૂર છે. **પ્રોફેસર પ્રાંજપેના** ત્યાગ જેવા ત્યાગની જરૂર છે. અને સર્વન્ટ ઓફ ઇંડીઆ સોસાયટીમાં **મી૦ દેવધર, મી૦ જોશી, મી૦ ઠક્કર** વગેરેએ જેવો ત્યાગ કરેલો છે, તેવા સ્વાર્થનાશના ત્યાગની અત્યારે આપણા દેશને જરૂર છે. યાદ રાખજો કે હવેના લોકો કપડાંના રંગ સામે જોઇને ત્યાગની કીંમત કરનારા નથી, હવેના લોકો ઉપવાસ, એકટાણાં વગેરે સામે જોઇને ત્યાગની કીંમત કરવાના નથી, **હવેના લોકો** જટા, ભસ્મ કે માળાતિલક જોઇને ત્યાગની કીંમત કરવાના નથી, હવેના લોકો અમુક સ્તોત્ર બોલતાં આવડે તે ઉપરથી ત્યાગની કીંમત માની લે તેમ નથી, હવેના લોકો બહારના ઉપલકીયા નિયમો ઉપર રાજી થઇ જાય તેમ નથી અને હવેના લોકો વેશધારી ત્યાગીઓથી ઠગાઇ જાય તેમ નથી

પણ હવે તો લોકો સ્વાર્થત્યાગની સામે જુએ છે, હવે તો લોકો ત્યાગીઓનાં કામોની સામે જુએ છે, હવે તો લોકો એમ જુએછે કે એ માણુસ કેટલી શક્તિવાળો છે અને તેમ છતાં કેવી સાદાઈથી રહેછે ને કેવી. [illegible] ચલાવી લેછે તે સામે લોકો [illegible] લોકો એમ જુએછે કે જે માણુસ [illegible] કરે છે તેની અંદર સદ્‌ગુણો કેટલા [illegible] તેણે પોતાના માનસિક બળને કેટલું ખીલ[illegible] વેલું છે ? અને તેનું ચારિત્ર્ય કેવું છે ? એ સામે લોકો જુએ છે. કાંઇ તેના ત્યાગના બહારના રૂપ સામે જોતા નથી. આની રીતે લોકો પણ ડાહ્યા થઇ ગયા છે, સરકારી અમલદારો પણ ખોટા ત્યાગીઓની વિરૂદ્ધમાં છે, અને પોતાના સ્વાર્થનો ભોગ આપનાર વોલંટીયરોની (સ્વયંસેવકોની) તરફેણમાં છે. અને કુદરત પણ સ્વાર્થનો ભોગ આપનાર મહાત્માઓના ત્યાગની તરફેણમાં છે. માટે હવે **વીસમી સદીના** આ નવા યુગમાં આપણે આપણા **સ્વાર્થનો સાચો ત્યાગ શીખવો જોઇએ.** અને એ ત્યાગમાંથી આપણા આત્માનું કલ્યાણ થાય, આપણા દેશની આબાદી થાય અને આપણા બંધુઓનું ભલું થાય તેમ કરવું જોઇએ. જ્યારે આમ કરી શકીએ ત્યારેજ આપણે સાચો ત્યાગ શીખ્યા અને તે પાળ્યો એમ કહી શકાય, માટે ભાઇઓ અને બ્હેનો ! પોતાના **સ્વાર્થનો ભોગ** આપવાનો આવો સાચો અને સમયને અનુસરતો ત્યાગ શીખો અને એ ત્યાગથી પાપને બાળી પુણ્ય મેળવો એજ **મારી વિનંતિ** છે.

આ ત્યાગ એવો છે કે જે **જૈનોથી** બની શકે તેમ છે, હિંદુઓથી બની શકે તેમ છે, **મુસલમાનોથી** બની શકે તેમ છે, **પારસીઓથી** બની શકે તેમ છે, **ક્રિશ્ચિયનોથી** બની શકે તેમ છે, **યાહુદીઓથી** બની શકે તેમ છે, **બૌદ્ધોથી** બની શકે તેમ છે, **અંગ્રેજી ભાષા** બોલનારથી બની શકે તેમ છે, **ગુજરાતી** ભાષા બોલનારથી બની શકે તેમ છે, **રશીયન** ભાષા બોલનારથી બની શકે તેમ છે, **હોટેન્ટાટ** ભાષા બોલનારથી બની શકે તેમ છે, **અમેરિકાની** ઇન્ડિયન ભાષા બોલનારથી બની શકે તેમ છે, **રૂશિયાના** લોકોથી બની શકે તેમ છે, **ઇંગ્લાંડના** લોકોથી બની શકે તેમ છે, **હિંદના** લોકોથી બની શકે તેમ છે, **અમેરિકાના** લોકોથી બની શકે તેમ છે, **જાવાના** લોકોથી બનીશકે તેમ છે, **આફ્રિકાના** લોકોથી બની શકે તેમ છે, અને માત્ર હમણાંજ બની શકે છે એમ નહિ પણ હજારો વરસ પછી પણ સ્વાર્થ ત્યાગની વાતો બની શકે તેમ છે. અને હજારો વરસ પહેલાં પણ સ્વાર્થત્યાગ થતો હતો, માટે સ્વાર્થ ત્યાગનો જે ત્યાગ છે તે અનાદિ કાળનો સાચો ત્યાગ છે. માટે બંધુઓ ! હવે આખા જગતથી પાળી શકાય તેવો સ્વાર્થ ત્યાગનો સંન્યાસ લેતાં આપણે શીખવું જોઇએ અને આપણાં ભાઈ બ્હેનોને કહેવું જોઇએ કે હવે આ જમાનામાં તો આપણને સ્વાર્થનાશના ત્યાગની જરૂર છે. કારણ કે એ ત્યાગ સૌથી સહેલાઇથી બની શકે તેવો છે, માટે કદી બીજો વધારે ઉંચો ત્યાગ ન બને તો ફીકર નહિ પણ શરૂઆતનો **સ્વાર્થનાશનો** ત્યાગ **કરતાં તો શીખો!** જો એટલું શીખશો તો એમ.થી પણ આગળ જતાં ઘણોજ ફાયદો થશે અને એમાંથી ધીમે ધીમે વધારે ઉંચી જાતના ત્યાગમાં જઈ શકશો એમાં કાંઇ પણ શક નથી.



## लोभी और फैय्याजी।

(एक उपदेशपूर्ण आख्यायिका)

[ गतांकसे आगे ]

शांतिदासः-देखो मैंने ऐसा सुना है कि किसनचंद चन्द्रकलाका विवाह रतनचंदके साथ करना चाहता है।

दयामयीः-(चौंककर) हैं ? क्या कहा ? क्या चन्द्रकलाका व्याह और रतनचंदके साथ ! अनर्थ ! बड़ा अनर्थ !! हाय ! मेरी बेटी चन्द्रकलाका विवाह और बुड्ढे रतनचंदके साथ ?

शांतिदासः-(शोकके साथ) हां ! मैंने ऐसा सुना है। पर देखो, मैं जाता हूं और इस बातकी ठीक तलाश करके आता हूं।

दयामयीः-हां जाओ ! और अगर यह ठीक हो तो किशनचंदको समझाना।

पाठको ! अभी तक आप शांतिदाससे अपरिचित हैं। हम आपको इनका परिचय कराते हैं। शांतिदास दयामयीके पति हैं। यह बड़े नेक, भले मानस, बुद्धिवान और दयालु पुरुष हैं। इनका ध्यान हरसमय कुरीतिनिवारण पर रहता है। यह जब किसीको दुखमें देखते हैं तो जहां तक इनसे बनता है उसका दुख दूर करनेकी कोशिश करते हैं। इन दोनोंका जोड़ा भी बहुत अच्छा मिला है जैसे " सोनेमें सुगंध " क्योंकि जैसे गुणवान यह हैं ऐसी ही इनकी पत्नी दयामयी भी है।

किशनचंद अपने कमरे में बैठा हुआ व्याहकी तैयारियां कर रहा था कि शांतिदास वहां पहुंच गये। इनको देखकर किसनचंद बोला—

किशनचंदः-ओहो ! आइए शांतिदासजी, अबके तो आपने बहुत दिनोंमें दर्शन दिये, कहिये कुशलमंगल तो है ?

शांतिदासः-आपकी कृपासे सब कुशल है। अवकाश न मिलनेसे न आसका सो मांफी मांगता हूं।

किसनचंदः-कहिये कैसे तकलीफ की ?

शांतिदासः-मैंने ऐसा सुना है कि आप चन्द्रकलाका व्याह रतनचंदके साथ करना चाहते हैं सो क्या सच बात है ?

किशनचंदः-हां ऐसा ही है....पर....

शांतिः-पर........क्या ?

किशनः-इसको गुप्त रखना ही ठीक है। मैंने यह इसलिये किया है कि रतनचंद एक बड़ा आदमी है। उसके यहां चन्द्रकला सुख पावेगी। और अपन भी....

शांतिदासः-मरा साला सुख। यह सुख काहेका ! यह तो एक प्रकारका दुख है। अरे ! तुम तो इतने बड़े हो ! क्या तुम्हारी अक्ल चक्कर खाने चली गई ? या

क्योंकि रु........आ........ग........ऐसा कह चुप होगया।

शांतिदासः-रु........आ....ग....क्या अहा हा! अब मैं समझा, ज़रूर दालमें कुछ काला है। तुमने कुछ पापमें भी कमर बांधी है और उससे तुम अपना निर्वाह करना चाहते हो। अरे! धिक्कार है तुमको! हाय! हाय! बेटी बेचते हो। राम२ ऐसा पापका कार्य! हाय! आग लगे इस लोभको! अरे! यह तुम्हारा सत्यानाश कर देगा। हाय! ऐसा पाप कभी मत करो। मेरे मनमें तो ऐसी आती है कि तुम्हारा मुंह नहीं देखूं। पर क्या करूं? बेचारी चन्द्रकलाकी दशा पर तर्स आता है। इसलिये तुम्हें समझाता हूं। अरे सुनो! यह कन्याविक्रिय ही सर्व कुरीतियोंकी जड़ है। और जातिका सत्यानाश भी इन्हीं कुरीतियोंकी वजहसे हुआ है। किसनचंद! मान जाओ और ऐसा अनर्थ करने पर उतारू मत होओ। देखो! उस बेचारी छोरीके गलेमें फांसी मत डालो। मेरा काम समझानेका है और मैं यही कहता हूं ऐसा पापका कार्य मत करो।

किसनचंदः-चाहे जो कहे जाओ। मैं तुम्हारी इन थोथीमें नहीं आनेका...... चुप होगया।

शांतिदासः-लोभी! (शांतिदास किसनचंदको लोभी कहकर पुकारने लगा) मैं समझ गया। पर मैं भी कहे देता हूं कि तूभी कीड़े पड़२ करके मरैगा। जो किसीकी बात भी नहीं मानता और अर्थ अनर्थ नहीं विचारता और अपनी आत्माकी ... ...ानी उस छोटीसी छोकरी चन्द्रकलाकी तरफ ध्यान नहीं देता और जानता पुछता कूएमें ढकेले देता है। हाय! मैं समझ गया, तुझ जैसे ही ज़िद्दवालों और लोभियों ही की वजहसे आज भारतवर्ष अथवा यों कहो कि जैन ज़ातिमें विधवाओंकी बढ़ावरी है। अरे! इन कुरीतियोंको बंद करना चाहिए या अपने पैरमें आप ही कुल्हाड़ी मारनी चाहिये? आज यही वजह है कि दस बरससे कमकी उम्रकी लड़की इस भारतवर्षमें हजारोंसे ऊपर विधवा मौजूद हैं। अरे पापी! ऐसा काम मत कर। मैं जानता हूं तू मेरी बात नहीं मानैगा। इसलिये अब ज्यादा तुझसे कहता भी नहीं। मैं क्या कहूं? मेरी तथा उस छोकड़ीकी आत्मा तुझे जन्म भर कोसेंगी जिससे तेरा सत्यानाश हो जायगा।

मैं अब तुझ जैसे पापीका मुंह तक नहीं देखना चाहता। ले! अब मैं जाता हूं। और अब तेरा मुंह भी नहीं देखूंगा। और न मैं तेरे यहां व्याह में भी आऊंगा। मुझे आजसे ही तेरे यहां पानी पीनेतककी शपथ है। मैंने तुझसे इतनीं बातें सिर्फ उस छोकड़ीकी, तथा तुझे अपना समझ कर तेरी भलाईकी ही की थीं। नहीं

मानता तो तू जान । जो तेरा जी चाहे सो कर ।

ऐसा कहकर शांतिदास वहांसे उठ गया और अपने घर जाकर दयामयीसे पूरा व्यौरा वृतांत कर कहा। सुन कर दयामयीने भी आन कर किसनचंदको बहुत समझाया पर सब निष्फल हुआ--जो कि हम यहां लिखना नहीं चाहते क्योंकि उसमें पाठकोंका बहुतसा समय नष्ट होगा।

उस लोभीने उन दोनोंकी उपदेश पूर्ण बातों पर ध्यान नहीं दिया। वह देता भी कहांसे ? वह तो एक चिकने घड़ेके तुल्य था। जैसे चिकने घड़े पर पानीकी बूंद नहीं ठहरती इसी तरह उस लोभी पर इन दोनोंकी उपदेश पूर्ण बातोंका कुछ भी असर नहीं हुआ। वह तो उस समय लोभमें अंधा हो रहा था।

अब आगे जो हुआ सो अब पाठकोंके अवलोकनार्थ लिखते हैं।

❋ ❋ ❋

चन्द्रकलाका विवाह रतनचंदके साथ हो गया। जिसका पूरा व्यौरा लिख कर हम पाठकोंका बहुतसा समय नष्ट करना नहीं चाहते, सिर्फ थोड़ेसेमें विवाहका हाल तथा उसके पीछे जो हाल हुआ सो लिखे देते हैं।

इस व्याहमें लोढ़ामलकी दोनों तर्फसे खूब पटी। उसकी पांचों उंगलियां घीमें रहीं। किसनचंद लोभीको रुपये मिल गये, लोढ़ामलकी भी मुट्ठी गरम की गई। रतनचंद फैय्याज़ीका भी मनोरथ पूर्ण हुआ। पंचोंको भी मिठाई उड़ानेको मिली। फिजूल खर्ची भी फैय्याज़ी साहबने पूरी२ की। रंडियें तथा भांड़ भी बुलाये गये और जिस समय मंदिरजीकी बात आई तो फैय्याज़ी साहबने थोड़ेसे रुपये देकर कहा कि साहब ,मेरी तो श्रद्धा इतनी ही है। पंच लोगोंने भी अपनी आंखों पर पट्टी बांध ली और कानोंमें भी ठेकें लगाली। इस विवाहमें चूं तक नहीं किया। रतनचंद की वाह २ करने लगे। इस विवाह में शांतिदास, दयामयी, तथा और जो धर्मात्मा पुरुष थे उन्होंने अपना मुंह क्या बल्कि वह शहर ही छोडकर थोड़े दिन के लिये बाहर चले गये। क्योंकि अगर वहां रहते तो न मालुम कुछ आंखों में बल पड़ता। तमाम शहर इस व्याह में थूंथूं करने लगा। व्याह में इतना रूपया खर्च हुआ पर रंगत एक कौड़ी की भी न आई और सब करे कराये पर पानी फिर गया। पर वहां तो उन तीनों में से किसी को कुछ परवाही न थी।

अगर दुख हुआ तो बेचारी चन्द्रकला को या उसकी हमदर्दीवालोंको। सबका मीठा मुंह हो चुका था इसलिये कोइ भी नहीं बोला। बोलते भी कहां से ? क्योंकि जैसा कहा है--" चोरकी दाढ़ीमें तिनका " या जैसे Every body

has got fear इस मिसालको लिये हुए पंचोंने भी कुछ नहीं कहा, सब अपनी चुप्पी साधे बैठे रहे।

प्रिय पाठकों! इस विवाह से जो शांतिदास और दयामयीको दुख हुआ वह मेरी लेखनीसे बाहर है। यानी चन्द्रकलाको तो हुआ ही पर वहतो अभी अनसमझ थी।

शांतिदासने जोर देकर सभामें कुरीति निवारण पर कहा था। पर उस बेचारेकी कौन सुने? सच है "नगाड़ेकी आवाज़में तूतीकी आवाज़ कौन सुनता है?" पर हां, जो बेचारे धर्मात्मा पुरुष थे अथवा यों कहो जिनका भावी अच्छा था उन्होंने इस बातकी प्रतिज्ञा करली थी कि—

"जो कोई बेटी बेचेगा अथवा जो कोई रूपये देगा अथवा जो कोई ऐसे कार्यके बीचमें पड़ेगा उसके यहां जीमने क्या पानी तक नहीं पियेंगे"

और यही वजह थी कि इतने आदमी शांतिदासके साथ ब्याहमें क्या वह शहर ही छोड़कर थोड़े दिनोंको बाहर चले गये। बाहरसे आये तो सिवाय थोड़ा बहुत पंचोंको सुनाने के और कर ही क्या सकते थे?

दयामयी ने चन्द्रकलाको बहुत कुछ तसल्ली दी। क्योंकि अब सिवाय उपदेश के और वह देही क्या सकती थी? चन्द्रकला भी कुछ २ समझदार होने लगी थी वह भी अपनी मौसी दयामयीका उपदेश ग्रहण करने लगी थी।

[illegible]यामयीका स्त्रीशिक्षा पर सदैव ध्या[illegible] था और चन्द्रकला को वह हरसमय पतिप्रेम का ही उपदेश दिया करती थी।

❦ ❦ ❦

इन बातोंको गुजरे अरसा वरस डेढ़का होगया। इस बीचमें कोई नई बात नहीं हुई। आखिरको आज वह कम्बख्त दिन आही गया जिसका हाल हम प्रथम ही लिख चुके हैं जिस पर कि पाठकोंका दिल हिलोरे लैने लगा था यानी रतनचंद फैय्याजी अर्थात् चन्द्रकलाके पति इस दुनियासे कूंचकर गये। जिसे देखकर बेचारी दयामयी चन्द्रकलाकी अवस्था पर सिर पटक२ कर रो रही थी। चन्द्रकला बेचारी इन बातोंको क्या जाने? अभी उसमें पूरी समझ तो थीही नहीं। उसमें अपना तथा पराया पहचाननेका तो ज्ञान थाही नहीं। बेचारी सबके साथ में आप भी रौने लगी और फूट२ कर विलाप करने लगी—

हाय! मेरा इस दुनियामें कोई नहीं रहा। हाय! मैं क्या जानती थी कि ऐसा होनहार है! हे नाथ! मुझ अबलाको अब किसके भरोसे छोड़ कर चले गये? हे नाथ! ज़रा मुझसे बोल तो जाते। हाय!

शब्दों और कार्योंसे किस किस प्रकारके कर्म बंधते हैं उसका वर्णन विशद रूपसे किया गया है।

भावार्थ—कर्म सिद्धांत की जिस उत्तमतासे जैन धर्ममें व्याख्या की गई है वैसी और किसी मतमें नहीं पाई जाती। के[illegible] देनेसे कि क्रियाका नाम कर्म [illegible] समझमें नहीं आ सकता कि किस प्रकार कर्म बंधता है और किस प्रकार फल देता है। अतएव कुछ अन्य मतावलम्बियोंको यह आवश्यकता हुई कि कर्मका फल अर्थात् संसारी जीवोंको सुख दुख देनेका काम परमात्माके सपुर्द करें और परमात्माको उसके परम पदसे गिराकर संसारी आत्माके समान बनावें।

✣ ✣ ✣

तीसरा सिद्धांत जिससे जैनधर्मका महत्व प्रगट होता है परमात्माके स्वरूपके विषयमें है। कुछ मतवाले जैनधर्मको नास्तिक मत कहदेते हैं परंतु यह उनकी भूल है। निःसंदेह जैनधर्म इस बातको नहीं मानता कि समस्त आत्माओंसे भिन्न एक विशेष महान आत्मा है जिसने किसी समय जीव और पुद्गलको मिलाकर संसारको पैदा किया है और किसी समय इसका विनाश करदेगा। न जैन धर्म ऐसा मानता है कि सम्पूर्ण ब्रह्माण्डमें केवल एक ही आत्मा या ब्रह्म है कि जो निर्गुण है या जिसके गुणोंके विषयमें कुछ नहीं कहा जा सकता और उसने अपनी मायासे किसी समय विशेषमें जगतको बनाया है या स्वयं जगत् रूप हो गया है या जिसके केवल कहने मात्रसे संसार नास्तिसे अस्ति रूप हो गया और जब चाहे वह इसका नाश कर देगा? परमात्माका ऐसा स्वरूप जैनधर्म कदापि नहीं मानता। जैन धर्म यह सिखलाता है कि जो कुछ इस जगतमें है वह सदासे है और सदा रहेगा। कभी नाश नहीं होगा। इस धर्मका सिद्धांत यह है कि अस्तिसे नास्ति और नास्तिसे अस्ति कभी नहीं होता।

जिस वस्तुका अस्तित्व है वह नष्ट कभी नहीं हो सकती और जिस वस्तुका अस्तित्व ही नहीं है वह कभी उत्पन्न नहीं हो सकती, द्रव्य सदैवसे है और सदैव रहेगा। केवल उसकी पर्य्यायें बदलती हैं। इसीका नाम हम लोगोंने उत्पन्न होना और विनाश होना रख रक्खा है। वास्तवमें न कोई वस्तु उत्पन्न होती है और न कोई नष्ट होती है। केवल उसकी अवस्थाका उत्पाद व्यय होता रहता है। पर्यायकी अपेक्षा वस्तुका उत्पाद व्यय कहा जाता है। जैन धर्ममें द्रव्यके छह भेद हैं—जीव, पुद्गल, धर्म, अधर्म, आकाश, काल। इनमेंसे जीवका स्वभाव ज्ञान है। पुद्गलका रस, रस, स्पर्श, गंध, वर्ण है। कालका स्वभाव वस्तुको परिवर्तना है। आकाशका जीव पुद्गलको स्थान देना है। धर्म जीव पुद्गलको गमन करनेमें सहायता देता है। अधर्म उनके ठेरनेमें सहायकारी होता है।

संसारमें जो परिवर्तन होते हैं वे इन छहों प्रकारके द्रव्योंके गुणों और उनके एक दूसरे पर असर करनेके कारणसे होते हैं। अतएव यदि इन छहों द्रव्यों और उनके गुणों तथा भिन्न भिन्न अवस्थाओंके समूहका नाम परमात्मा या ब्रह्म रक्खा है तो जैनधर्मको इसमें कुछ शंका नहीं। अथवा यदि सामान्य द्रव्यको कि जो अपने छहों भेदोंमें फैला हुआ है और जिसका लक्षण सत् है और जो अपने सत् होनेकी अपेक्षासे एक है, कुछ मतावलम्बियोंने

ब्रह्म माना है तो इसमेंभी जैनधर्मको कोई हानि नहीं। केवल नामका भेद है। उस द्रव्यको जैनधर्म भी मानता है परंतु जैनधर्म उसका नाम सामान्य द्रव्य वा सत्ता कहता है, ब्रह्म नहीं कहता। जैनधर्म ब्रह्म वा परमात्मा आत्माके वास्तविक स्वभावको कहता है। जैनधर्मानुसार आत्माका **वास्तविक स्वभाव** अनंतज्ञान, अनंतदर्शन, अनंतवीर्य, अनंतसुख, वीतराग शुद्ध चेतनस्वरूप आदि है परंतु संसारी दशामें आत्माका यह वास्तविक स्वभाव **भावकर्म** तथा द्रव्यकर्मके संजोगके कारण अव्यक्त हो रहा है। जब भावकर्म द्रव्यकर्म आत्मासे पृथक हो जाते हैं, तो आत्माका वास्तविक स्वभाव अर्थात् परमात्मपद प्रगट हो जाता है। जैनधर्मानुसार वास्तवमें **आत्मा ही परमात्मा** है। आत्मासे भिन्न कोई दूसरा परमात्मा नहीं है, परंतु कर्मोंके आवरणके कारणसे उसकी वास्तविक दशा अव्यक्त हो रही है। कर्मोंका आवरण हटनेसे परमात्मस्वरूप जो प्रत्येक आत्मामें फैला हुआ है उस आत्मामें प्रगट हो जाता है और वह आत्मा परमात्मा होजाता है। प्रत्येक आत्मा शक्ति अपेक्षा परमात्मा है, परंतु वह आत्मा जिससे कर्मरूपी मैल दूर गया है शक्ति तथा उस शक्तिकी व्यक्ति दोनों अपेक्षाओंसे परमात्मा होजाता है।

**परमात्मामें** इच्छाका लगाना जैन धर्मके विरुद्ध है। जैनधर्म इच्छा व राग द्वेष आदिको आत्माका निजस्वभाव नहीं मानता किंतु ये गुण आत्मामें द्रव्यकर्मके सजोगके कारणसे पाए जाते हैं। पुद्गलका संजोग पूर्ण रूपसे आत्मासे पृथक् होनेसे ये गुण भी सर्वथा नष्ट हो जाते हैं और आत्माका निज स्वभाव प्रगट होजाता है। परमात्मामें उत्पन्न करने, विनाश करने तथा जीवोंको सुखदुख देने आदिके विशेषण लगानेसे परमात्माका सर्वज्ञपना कदापि नहीं रह सकता। जिसको भूत भविष्यत् वर्तमान [illegible] संपूर्ण पदार्थों उनकी समस्त पर्यायों सहित स्पष्ट दृष्टिगोचर होरहे हैं उसको किसी काम करनेकी इच्छा या आवश्यकता हो ही नहीं सकती। जैनधर्मानुसार परमात्मा सर्वज्ञ वीतरागी और कृतकृत्य है, **वह जगतका कर्ता हर्ता नहीं है**। परमात्मामें जगतके कर्ता हर्ता गुण माननेसे संसारी जीवको आत्मिक उन्नतिमें कुछ सहायता नहीं मिलती क्यूंकि यह कहा जाता है कि जब परमात्माने जगतको उत्पन्न किया है और सम्पूर्ण भोगविलासके सामान संचय किए हैं तो फिर संसारीजीवका उनसे अपने मनको हटाना कृतघ्नता है। और जब परमात्मा ही संसारके झगड़ोंमें फंसा हुआ है तो फिर संसारी जीव क्यों वे संसारके झगडोंमें फंसे?

**भावार्थ**-परमात्माको कर्ताहर्ता मानकर उसकी उपासना करनेसे संसारी जीव अधिक संसारके झगड़ोंमें फंसता है और अपने स्वभावको नहीं समझ सकता। इसके विपरीत सर्वज्ञ, वीतराग, परमानंद शांतरूप परमात्मा की उपासना करनेसे आत्माका निज स्वभाव प्रगट होता चला जाता है अर्थात् आत्मा आत्मिक उन्नति करता चला जाता है। अतएव जैन धर्ममें जो परमात्माका स्वरूप वर्णन किया गया है उससे परमात्माके अत्यंत आवश्यकीय गुण सर्वज्ञत्व तथा परमानंद आदि रहते हैं तथा संसारी जीवकी आत्मिक उन्नतिका भी कारण

होता है। और एक रीतिसे जैनधर्मके अनुसार भी परमात्माको संसारी जीवोंको सुखदुख देनेवाला कहसकते हैं।

बात यह है कि परमात्माकी बंदना उपासना करने, परमात्माके गुणानुवाद करनेसे संसारी जीवके शुभ कर्मोंका बंध होता है और वे शुभ कर्म उदयमें आकर संसारी जीवको शुभ फल अर्थात् सुख देते हैं परंतु इसके विपरीत परमात्माकी अविनय करनेसे, उसको बुरा कहनेसे, संसारी जीवके अशुभ कर्मोंका बंध होता है और वे अशुभ कर्म उदयमें आकर संसारी जीवको अशुभ फल अर्थात् दुख देते हैं। इसप्रकार व्यवहाररूपसे परमात्मा सुख दुखका देनेवाला कहला सकता है परन्तु वास्तवमें वह स्वयं यह विचार करके कि अमुक मनुष्यने मेरी पूजा अथवा अमुक मनुष्यने मेरी अविनय की, किसीको सुख दुख नहीं देता है। सुख दुख स्वयं कर्म जैसा ऊपर कहा जा चुका है, देता है। परमात्मा वीतरागी है। वह निश्चयमें न किसीको सुख देता है न दुख। केवल निमित्त कारणरूप व्यवहारमें परमात्माको सुख दुख देनेवाला कह सकते हैं और इसीप्रकार एक अर्थ विशेषमें परमात्मा संसारका कारण, संसारका कर्ता हर्ता भी कहला सकता है। व्यवहारमें जब किसी वस्तुके कई कारण होते हैं तो उन कारणोंमेंसे जो सबसे बड़ा कारण हो उसको ही उस वस्तुका कारण कह देते हैं। चूंकि छह द्रव्योंमें कि जिनसे सम्पूर्ण जगत बना हुआ है आत्मा सबसे बड़ा है इसलिए आत्माको जगतका कारण कह सकते हैं और आत्मा परमात्मा वास्तविक स्वभाव की अपेक्षा एक है, अतएव इस अपेक्षासे परमात्माको संसारका कारण कह सकते हैं।

वास्तवमें संसार क्या वस्तु है। आत्मा जो भाव कर्म तथा द्रव्य कर्मके कारण भिन्न भिन्न पर्यायोंको धारण करता है अर्थात् कभी किसी योनिमें जन्म लेता है कभी किसीमें, कभी वनस्पति होता है कभी तिर्यंच होता है, कभी मनुष्ययोनिको धारण करता है, कभी स्वर्गमें देवता होता है, कभी नर्कमें जाता है इसीका नाम संसार है और आत्मा स्वयं अपने भिन्न भिन्न शुभ अशुभ विचारों, शब्दों और कार्योंके कारण इस संसारको बनाता है और स्वयं ही जब कर्मोंका नाश करके निज स्वभावमें लीन हो जाता है, संसारका नाश कर देता है और चूंकि परमात्मा और आत्मा शक्ति वा निज स्वभावकी अपेक्षा एक हैं इस अपेक्षासे कहा जा सकता है कि परमात्मा संसारको बनाता और नाश करता है। जिस किसी प्राचीन ऋषी आचार्यने परमात्माको संसारका कारण, संसारका कर्ता हर्ता, जीवोंको कर्मफलदाता कहा है वह इस ही अर्थमें कहा है, नहीं तो निश्चयसे सर्वथा परमात्मा संसारका कारण, संसारका कर्ता हर्ता अथवा जीवोंको कर्म फलदाता नहीं होसकता है।

[ दीपमन्ने ].

---

## श्रीमती ललिताव्हेननो गुजरातना भ्रमणनो रिपोर्ट.

તા. ૨-૧૦-૧૪ની ૨ત્રે મુંબાઈથી નીકળી તા. ૩જીએ સવારે અમદાવાદ પહોંચી અને ત્યાંથી તા. ૪ની સવારની ગાડીમાં બેસી ઈડર બપોરે ૧।। વાગે પહોંચી. રાત્રે શાસ્ત્ર વાંચ્યું. અને તા. ૫-૬ને દિને ત્યાંની માણેકબાઈ પાઠશાળાની ૧૫ કન્યાએની બાલબોધ જૈન ધર્મ ૧-૨-૩ ભાગ, દર્શનપાઠ, આલેચનાપાઠની પરીક્ષા લીધી. ભાઇ નાથાલાલ અધ્યાપક સારી રીતે ખંત રાખી સાથ શીખવે છે તેથી પરીક્ષાનું ફળ ઉત્તમ આવ્યું. તેમજ મેનાબાઈ સારી રીતે દેખરેખ રાખે છે તેને માટે એ બન્નેને ધન્યવાદ ઘટે છે. ત્યાંના શેઠીયાઓને મળવાથી ત્યાંના ઉદાર ભાઇઓ તરફથી શ્રાવિકાશ્રમને રૂા. ૪૬)ની મદદ મળી. તા. ૭મીએ ડુંગરપર પુજા કરી અને શ્વેતાંબરી પાઠશાળા જોઇ, ત્યાં એવો ઠરાવ છે કે દરેક સ્ત્રીએ ત્યાં હાજરી આપવીજ જોઇએ. અક્ષરજ્ઞાન ન હોય તો પણ ત્યાં જઇને મોઢે કાંઈ બોલ લે અને અને એક સામાયિક કરીને પાછી જાય અને ન જાય તેની પાસે એક પાઈ દંડ લેવામાં આવે છે. ત્યાર બાદ ૩થી ૪।। વાગા સુધી આપણી પાઠશાળામાં સભા કરી સ્ત્રી કર્તવ્ય વિષે ભાષણ આપ્યું જેમાં આશરે ૫૦ સ્ત્રીઓ હાજર હતી. આ પ્રસંગે પાઠશાળાની બે બાળિકાએ 'વિનય' અને 'વિદ્યા' ઉપર લેખ વાંચી સંભળાવ્યો હતો.

તા. ૯-૧૦-૧૪ને રોજે મેનાબાઇને સાથે લઇ વડાલી જઈ, અમીઝરા પાર્શ્વનાથની યાત્રા કરી. વડાલીથી તા. ૧૦નાએ ખેડબ્રહ્મા આવીને ઉંટની સવારીએ ત્રણ કોશ દેરોળ આવ્યાં. અહીં ત્રણ દેહેરાં ઘણાં જઉત્તમ શીખરબંધ છે અને જૈનના ઘર ૧૫ છે. રાત્રે સભા કરી. દરેક સ્ત્રી પુરૂષે હાજરી આપી હતી. સર્વની પાસે નમોકાર મંત્ર બોલાવ્યા તે ઘણા અશુદ્ધ હતા તે સુધારવાને કોશીશ [illegible]થી સુખ અને પાપથી દુઃખ' [illegible]ણ કર્યું તે ઉપરથી એવો ઠરાવ [illegible]મથી બ્હેન સામાયિક કરે તે સર્વે એ સાંભળવું અને ભાઇચંદભાઇ શાસ્ત્ર સભા કરે તે સર્વેએ સાંભળવા આવવું. બીજે દીવસે મેનાબાઈના ભાઈ જાદવજીભાઇ દેરોળના કામદાર છે તેમના પ્રયાસથી શ્રાવિકાશ્રમને રૂ.૪પાની મદદ ત્યાંના મહાજન તથા સરકાર મળીને મળી અને બે દિવસ શાસ્ત્ર સભા કરી.

તા. ૧૩મીએ કડીયાદરા ગયાં. અત્રે ૧૨ ઘર જૈનનાં અને એક મંદિર છે. અત્રેના લોકાને ધર્મ પર ભાવ સારો છે. આચાર વિચાર સારા છે, પણ સ્ત્રીઓમાં અજ્ઞાનપણું છે. એક છોકરાનું મરણ થયું હતું તેથી સભા થઇ શકી નહીં. અત્રે અમર્યાદાથી રડવા કુટવાનો રિવાજ જોઇને ઘણો ખેદ થયો અને ત્યાંના શેઠને સુચના કરી કે આ રીવાજ નાબુદ થાય તેવો પંચમાં ઠરાવ કરવો જોઇએ. તેમણે કબુલ કર્યું છે કે એ ઠરાવ વિષે પંચ મળશે ત્યારે ઠરાવ કરાવીશું. આશ્રમને રૂ. ૧૬)ની મદદ મળી.

તા. ૧૪મીએ ચોરીવાડ ગયાં. ત્યાં એક દેહરૂં શીખરબંધ અને વિશાળ જગ્યાવાળું છે અને જૈનના ઘર ૨૦ છે. બે દિવસ ધર્મનો ઉપદેશ કર્યો અને અમર્યાદાથી કુટવાને માટે ત્યાંના શેઠને કહ્યું કે બંધ કરવો. તેમણે કબુલ કર્યું કે પંચ મળશે ત્યારે જરૂર આ ઠરાવ ચર્ચાવીશું. આશ્રમને રૂા. ૧૦)ની મદદ મળી, તેમજ ચોરાસણ તા. ૧૬ને દિવસે

આવ્યા. અત્રે એક મંદિર શીખરબંધ તથા જૈનના ઘર ૪ છે, તેમને પણ ઉપર પ્રમાણે સુચના કરી અને તેઓએ કબુલ કર્યું. રૂા. ૩ાાની મદદ મળી.

તેજ દિવસે પાછાં કડીયાદરે આવ્યાં અને બેલગાડી કરીને સાંજના ગોરળ [illegible] એક દેહરૂં અને જૈનના ઘર ૨૫ [illegible] પણ પાંચ દિવસ રહ્યાં. શાસ્ત્રસભા [illegible] મર્યાદાથી કુટવાને માટે તથા રજસ્વાલા ધર્મમાં કેમ વર્તાવ કરવો તેને માટે વિવેચન કર્યું અને અત્રેની બ્હેનોએ અમર્યાદાથી કુટવું નહીં એ નિયમ લીધા. આશ્રમને રૂ ૨૬ાાની મદદ મળી.

તા. ૨૨મીએ મુડેટી ગયાં. ત્યાંથી ત્રણ ગાઉ પર ચિંતામણીની યાત્રા કરી આવ્યાં. રાત્રે શાસ્ત્રસભા કરી અને શ્રાવિકાશ્રમને રૂ ૨૩) ની મદદ મળી તા. ૨૩મીએ પાછાં ગોરળ આવ્યાં. ત્યાંથી તા૦ ૨૪. મીએ પાછા ઈડર આવ્યાં. તા. ૨૬મીએ એક સભા કરી ૭ આવશ્યક પર ભાષણ આપ્યું અને ઇડરની પાઠશાળાનાં વિદ્યાર્થીઓને રૂા. ૧૫ાા) ઈનામની ભેટ તરીકે શ્રાવિકાશ્રમ મુંબઈ તરફથી આપ્યા, તેમાં રૂા. ૩ાાની તેજ વખતે મીઠાઇ વેંચી અને રૂા. ૧૨)નું ઇનામ ૭ મહીના પછી વેંચાય તે પ્રમાણે કબુલ કરાવ્યું. એક બાઇએ કંદ મૂળ તથા એક બાઇએ અમર્યાદાથી કુટવાનો ત્યાગ કર્યો.

તા. ૨૭મીએ પ્રાંતિજ આવી રાત્રે શાસ્ત્ર સભા કરી અને તા. ૨૮મીએ બપોરે ૧ાાથી ૪ાા શ્રાવિકાશ્રમની બાઇઓની પરીક્ષા લીધી. એ વિધવા બાઇઓને છ; ઢાળા, પૂજન, બાળબોધ જૈન ધર્મ ૧-૨-૩ ભાગ વિગેરે પરચુરણ જ્ઞાન છે તથા બે કન્યા બાળબોધ ૧-૨-૩ ભાગ જાણે છે. આ ખાતું ચાલતું રહે તો ઘણું સારું, પણ ખેદની વાત છે કે પાસેના ગામની બાઇઓ લાભ લઇ શકતી નથી તેથી એવું સંભળાય છે કે આ ખાતું બંધ પડશે.

તા. ૨૮મીએ સાંજે ઓરાણ ગઈ. અત્રે એક જૈન મંદિર તથા દશાહુમડની ઘર સંખ્યા ૫૦ની છે. કેટલીક બ્હેનો સાથે સામાયિક દર્શનાદિ નિત્ય કર્મ કર્યું. ત્યાર બાદ એ મંદિરમાં દરરોજ લલ્લુભાઇ રાયચંદ શાસ્ત્ર સભા કરે છે અને તેનો લાભ રોજ [illegible] માણસ કે તેથી પણ વધુ લઈ શકે છે, ત્યાં બેસી રત્નકરંડનો સ્વાધ્યાય સાંભળ્યો. દિનપરદિન સર્વ જૈની ભાઇઓનો તથા બ્હેનોનો ઉત્સાહ ઘણોજ વધતો જોવામાં આવે છે. તપાસ કરતાં માલમ પડયું કે ૭ માસ પહેલાં કાંઇ પણ જાગૃતિ નહોતી, પણ ૭ માસથી પાઠશાળા ખુલી છે ત્યારથી દરરોજ અષ્ટદ્રવ્યથી પૂજન, પાક્ષિક સભા તથા થોડા ભાઇ શિવાય સર્વે ભાઇઓ સ્વાધ્યાય કરે છે. તા. ૨૯મીએ સર્વે ૪૫ બાળકોની ૭ માસીક પરીક્ષા મારી પાસે લેવડાવી તેનું પરીણામ ૮૦ ટકા આવ્યું. આ વિદ્યાર્થીઓને બાળબોધ જૈન ધર્મ ૧-૨ ભાગ, દર્શન પાઠ, નિર્વાણ કલ્યાણક ૧, આલોચના પાઠ, ઈષ્ટ છત્તીસી, તથા જૈન બાલગુટકામાંથી પુન્ય પુરૂષની કથની સાથે શીખવવામાં આવી છે, તેથી ઘણોજ આનંદ થાય છે અને એ માટે માસ્તર લલ્લુભાઇને તથા અત્રેના ઉત્સાહી ભાઇઓને તેમજ ખંત રાખી શીખનાર વિદ્યાર્થીને જેટલો ધન્યવાદ આપીયે એટલો ઓછો છે. વળી ઓરાણથી એક કોસ પર સીતવાડા ગામ છે ત્યાંથી બે બાઇઓ રોજ શીખવને આવે છે તેને પણ ધન્યવાદ ઘટે છે. રાત્રે ૮ વાગે સદાઉનાસુવાડાવાળા શા. નેમચંદ કંકુચંદના પ્રમુખપણા નીચે સભા કરી તેમાં સંખ્યા આશરે ૨૫૦ ની હતી. મેં "જ્ઞાનથી કુરીતિ નિવારણ થાય છે" એ વિષયપર ભાષણ કર્યું અને તેનું અનુમોદન શા. લલ્લુભાઈ અધ્યાપકે કર્યું, તેપરથી સીતવાડાવાળી કેટલીક બ્હેનોએ છાણુ નહીં થાપવું તથા અમર્યાદાથી નહીં કુટવું એના નિયમો લીધા અને શ્રાવિકાશ્રમને રૂ. ૨૬ાાની મદદ મળી. પ્રમુખે પતાસાની પ્રભાવના કરી. સભા ૧૧ વાગે વિસર્જન થઈ હતી.

બોરાણથી તા. ૩૦મીએ લાકરોડા ગયાં અને રાત્રે સભા કરી. 'ઉન્નતિ કેમ થાય' એ વિષે પ્રથમ લલ્લુભાઈએ તથા ત્યાર બાદ મેં ભાષણ કર્યું. શ્રાવિકાશ્રમને રૂ. ૨૬ાની મદદ મળી. અત્રે દશા હુમડની ઘર સંખ્યા ૨૧ને કુલ સંખ્યા ૧૦૧ છે. તા. ૩૧ મીએ અત્રે શેઠ માણેકચંદજીના સ્મારક માટે ઉઘાડેલું **પુસ્તકાલય** જોયું. એની વ્યવસ્થા તથા નિયમો ઘણા સારા છે એના ૩૫ મેમ્બર, એક સેક્રેટરી, એક પ્રેસીડેન્ટ તથા પંચ સંભાળ રાખે છે. અત્રે સર્વે ભાઈઓ સ્વાધ્યાય કરે છે. સાંજના શાસ્ત્રસભા થાય છે.

લાકરોડાથી બોરાણ થઈ તા. ૩૧ મીએ પ્રાંતીજ આવી અને શ્રાવિકાશ્રમને રૂ. ૯ાા ની મદદ મળી તથા એક બે બાઇએ નમોકાર ગણવાના તથા હાંલ્લામાં ન **રાંધવાના** નિયમ લીધા. પ્રાંતીજથી તા ૧–૧૦–૧૪ ને દિને અમદાવાદ એક રાત રહી ત્યાંથી બોરસદ એક રાત રહીને તા. ૪ થીએ દાવેલ આવી. અહીં અમારા શ્રાવિકાશ્રમની વિદ્યાર્થી બાઇ હરકોઇની તબીયત જરા અશક્ત હતી તેથી તેને ઉપદેશ સંભળાવવાને ૧૧ દિવસ રહી અને જ્યાં સુધ રહી ત્યાં સુધી દરરોજ સ્ત્રી પુરૂષોની એકઠી શાસ્ત્રસભા દહેરામાં કરતાં હતાં અને બે ત્રણ દિવસ ફક્ત સ્ત્રીઓનીજ શાસ્ત્રસભા કરી હતી. શ્રાવિકાશ્રમને રૂ. ૧૩) ની મદદ મળી. અને સર્વ સ્ત્રીઓએ અમર્યાદાથી ન કુટવું એવા નિયમો લીધા. તથા કેટલીક બેહનોએ દર્શન, નમોકાર મંત્ર ગણવાના નિયમ લીધા.) તા. ૧૩ મીએ બોરસદ આવી. સ્ત્રીઓની સભા ત્રણ દિવસ થઈ અને રાત્રે શાસ્ત્ર સભા થઇ. અને છ આવશ્યક વિદ્યા અને **સ્ત્રીઓની ઉન્નતિ કેમ થાય** એ વિષયો–પર ભાષણ કર્યું અને રાત્રે ઉપદેશરત્નમાળાનો સ્વાધ્યાય કરતાં હતાં. ત્યાંથી શ્રાવિકાશ્રમને રૂ. ૨૩ાા ની મદદ મળી અને અત્રેની કેટલીક બ્હેનોએ સ્વાધ્યાયના, દર્શનના, નમોકર ગણવાના તથા રાત્રીભોજન ત્યાગના તેમજ કંદમુળત્યાગના નિયમ લીધા.

તા. ૧૯ મીએ વડોદરે આવી. અત્રે જૈન પાઠશાળા છોકરાઓની હતી તેનાજ પેટામાં [illegible] વર્ષ ૧ થી ખુલી છે તેમાં [illegible] હતાં અને પાંચ તેમાંથી સાસરે [illegible] થી સંખ્યા ૧૩ ની હતી, તેની પરીક્ષા લીધી. તેઓ દર્શનપાઠ કલ્યાણક વિગેરે જાણે છે અને થોડું અક્ષરજ્ઞાન થયુંછે. અત્રે શ્રાવિકાઓને ભણાવવાને એક સીનીયરમાં પાસ થવલી બાઇ રાખવામાં આવી છે અને છોકરાઓને માટે એક બ્રહ્મણ છે તેઓ જૈન ધર્મમાં પ્રવીણ અને ભક્ત છે. તેઓની પાઠશાળા પર સારી દેખરેખ છે, એટલુંજ નહીં પણ સ્ત્રીઓની પાઠશાળામાં એમનાં પત્ની પણ સારી મહેનત લે છે. શિક્ષક બાઈ રજા પર હોયતો ભણાવવાનું કામ પણ કરેછે. તથા આ પાઠશાળાના સેક્રેટરી માણેકલાલભાઈ, નાનચંદભાઇ તથા ભોગીલાલભાઈ ઘણા ઉત્સાહી છે. આ પાઠશાળાનું સ્થાયી ફંડ ૧૧૧) નું છે. તથા માસિક આવક ૨ાા ની છે, તે બે પાઠ–શાળાને માટે ઘણીજ ઓછી છે માટે ધન–વાન ભાઇઓએ આ ખાતાને મદદ આપવી જોઇએ.

વડોદરેથી તા. ૨૧–મીએ **અંકલેશ્વર** ગઈ અને ત્યાંથી તા. ૨૮–૧૧–૧૪ ને દિને મુંબાઈ આવી હું જ્યાં જ્યાં ફરી ત્યાંના ભાઈઓને અમર્યાદાથી સ્ત્રીઓ કુટેછે તેને વિષે પંચમાં ઠરાવ કરાવવાને સુચના આપી છે તે તે ભાઇઓએ ધ્યાનમાં રાખવું એવી મારી નમ્ર પ્રાર્થના છે, જેથી સ્ત્રીઓનો મુખ્ય ગુણ લજ્જા કાયમ રહે અને શીલની રક્ષા થાય.

સમાજસેવિકા–**શ્રીમતી લલિતાબ્હેન**
શ્રાવિકાશ્રમ––મુંબાઈ.



ગવાતાં માંગળિક ૨૦૦ ગીતોનો સમાવેશ છે જે લગ્નપ્રસંગ માટે બહુજ ઉપયોગી છે. પોસ્ટેજ એક આનાની ટીકીટ બીડવાથી આ પુસ્તક અથવા તો ત્રણ આનાની ટીકીટ (પોસ્ટેજ માટેજ) બીડવાથી પાંચે મણકાએ તદ્દન મફત મળી શકે છે. લગ્નાદિ શુભ પ્રસંગોએ આવા પુસ્તકોની સામટી પ્રતો મંગાવી લ્હાણીમાં વેંચવાની પણ જરૂર છે.

**સ્વામી વિવેકાનંદ સદુપદેશ ભાગ ૧લો:**—પ્રકાશક, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય-અમદાવાદ. પૃષ્ઠ ૩૦૦ કિં. ।।=) આ સંસ્થાની વિવિધ ગ્રંથમાળાનું આ ૪૯-૫૦ મું પુસ્તક છે, જેમાં સ્વામી વિવેકાનંદના જુદા જુદા ઉપદેશોનો સંગ્રહ છે, તેમ આ પુસ્તકમાં આપણા સ્વર્ગ૦ દાનવીર શેઠ માણેકચંદજીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પ્રકટ કરી આ સંસ્થાએ દિ. જૈન કોમને મહાન આભારતળે મુકી દીધી છે.

**'પટેલબંધુ' ખાસ અંક:**-સુરતથી પ્રકટ થતા આ પત્રે દિવાળી ઉપર પ્રકટ કરેલો ૧૨૫ પાનાંનો આ સચિત્ર ખાસ અંક છે, જે ખેતીવાડી, કેળવણી, સાહિત્ય વગેરેના વિષયોના લેખો-કવિતાઓથી ભરપુર છે, જેમાં વસોના બાજીશાહનું હાથકારીગીરીનું ચિત્ર આકર્ષક છે તેમ 'ગુજરાતની સત્પ્રવૃત્તિઓની સમાલોચના' નામે ૨૫ પાનાંનો લેખ છે જેમાં ગુજરાતમાં કેળવણી અને સાહિત્યની જેટલી સંસ્થાઓ છે તથા જેટલાં ગુજરાતી માસિકો નીકળે છે તે બધાની વિચારપૂર્વક સમાલોચના કરવામાં આવી છે. આ લેખ તો દરેકે વાંચવા-વિચારવા લાયક છે. વાર્ષિક મૂ. માત્ર ૨ ૧ામાં આ પત્ર સારો લાભ આપે છે.

**ગોપકાવ્યો:**—ઉપલા માસિકના ગ્રાહકોને આ ૧૫૦ પાનાંનું પુસ્તક ભેટ અપાય છે જેમાં જુદા જુદા કવિઓના ૭૩ ગુજરાતી કાવ્યોનો સંગ્રહ આવશ્યક સમજુતી સાથે છે, જે ખાસ ખેડુતોને તેમ દરેકને પણ વાંચવા-લાયક છે. છુટક કિં. ...ના છે.

**शेठ माणिकचंदजी यांचें जीवनचरित्र:**-સ્વર્ગીય દાનવીર શેઠ માણેકચંદજીનું આ સંક્ષિપ્ત સચિત્ર જીવનચરિત્ર મરાઠી ભાષામાં મી. બી. પી. પાટીલ (હોસૂર-બેલગામ) દ્વારા બહાર પડ્યું છે. કિં. ૦)॥ મરાઠી વાંચકોએ અવશ્ય મંગાવવાની જરૂર છે.

**આનંદ:**—પુનાથી વાસુદેવ ગો. આપ્ટે ... દ્વારા પ્રકટ થતા માસિકનો આ ... સચિત્ર ખાસ અંક છે, જેમાં રંગબેરંગી પુષ્કળ ફોટાઓ અને બાળકોને ઉપયોગી સચિત્ર ઉત્તમ લેખોનો સંગ્રહ છે.

**બ્રિટિશ અને હિંદી વિક્રમ:**—આ નામનું ૮ પાનાંનું અઠવાડીક પત્ર ભાવનગરના મહારાણી શ્રી નંદકુંવરબા સાહેબ સી. આઈ. તરફથી બે માસ થયા **તદન મફત** બહાર પડે છે, જેમાં હાલમાં યુરોપમાં ચાલતાં મહાભારત યુદ્ધની જાણવા યોગ્ય વીગતો પ્રકટ થાય છે. આ સાહસ ખરચાળ અને તદન નવીનજ છે, જે માટે મહારાણી સાહેબને અમે મુબારકબાદી આપીએ છીએ. ગુજરાત પ્રાંતની સ્કૂલોમાં તો આ પત્રની ૨૫-૨૫ પ્રતો મફત મોકલવામાં આવે છે, તેમ ભાવનગર સ્ટેટમાં ગામેગામ મફત વેંચાય છે.

**ભાઈબંધ-નવરંગ:**-વડોદરાથી પ્રકટ થતા આ માસિકનો આ નવીન વર્ષનો ૧૦૦ પૃષ્ઠનો સુશોભિત સચિત્ર ખાસ અંક છે, જેમાં ઉપયોગી લેખો, કવિતાઓ તેમ ૧૭ ફોટાઓ છે, આ સાહસ ઉત્તેજનને પાત્ર છે.

**શાળોપયોગી જૈન પ્રશ્નોત્તર:**-પ્રકાશક-ઝવેરચંદ જાદવજી કામદાર (શ્વે. સ્થા. જૈન કોન્ફરંસ ઓફિસ-અજમેર) પૃ. ૧૦૦ કિં. ૦।=) આ પુસ્તકની આ બીજી આવૃત્તિ છે જેમાં સ્કુલોમાં ચલાવવા લાયક પ્રશ્નોત્તરો ૨૭ પાઠોમાં છે. સુલભતાથી ધાર્મિક જ્ઞાન બાળકોના હૃદયમાં ઠસાવવા માટે આવા પુસ્તકોની યોજના આદરણીય છે.

વળી નીચેનાં પુસ્તકો રિપોર્ટો વગેરે મલ્યાં છે, જે સાભાર સ્વીકારીએ છીએ.

(૧) દાનવીર શેઠ હુકમચંદજીની પારમાર્થિક સંસ્થાઓની નિયમાવળી. (૨) સદુપદેશ કુસુમમાળા (૩) પુષ્પમાળા (સુરત)ના ૨ પુષ્પો. (૪) વૈષ્ણવ સર્વસ્વ, વૃંદાવન નવીન માસિક. (૫) માંદાની માવજત. (૬) ઐલક પન્નાલાલ જૈન પાઠશાળા, ૨૯મો રિપોર્ટ. (૭) સુવર્ણમાળા નવીન અંક, કેલેંડર સહિત. (૮) દક્ષિણ મહારાષ્ટ્ર જૈન સભાનો રિપોર્ટ. (૯) ચતુર્માસ સંવત્સરી (૧૦) ખડાયતા મિત્ર (મુંબાઇ) નવીન માસિક. (૧૧) સુમનમાળા (મુંબાઇ) (૧૨) 'આયુર્વેદ રહસ્યાર્ક' ગોંડળનું નવીન વૈદ્યક માસિક. (૧૩) ગુણાનુરાગકુલક (૧૪) બીજનોર જૈન બોર્ડિંગનો રિપોર્ટ (૧૫) નડિઆદ હિન્દુ અનાથાશ્રમની ચિત્રાવળી. (૧૬) 'સુંદરી' સુબોધ અમદાવાદનો ખાસ સચિત્ર અંક વગેરે.



## अर्जुनलालजी माटे मारी याचना.

શાર્દુલ વિક્રીડિત.

હૈયામાં હિત ચિત્ત જ્ઞાતિ અર્થે જેણે રૂડું સંગ્રહ્યું;
સેવા શાન્ત રહી સહાય કરવા બહાસહ્ય પ્રીતે ગ્રહ્યું,
શેઠી અર્જુનલાલ જ્ઞાતિ અર્થે આરોગ્ય પામો ફરી;
અધિવ્યાધિઉપાધિઓ શરીરની વીરમી જજો શ્રીહરિ.

હરીગીત.

નિજ સંતતીને રક્ષવા નિજ આપ્ત પ્રેમ વધારવા;
સુપથે યુવકગણ દોરવા સ્થાપી સમિતિ સુધારવા.
મહાવીરનો ઉપદેશ પ્રસરાવે વળી આ મહિ તળે;
મહાવીરપ્રભુ આરોગ્ય આપો શેઠી અર્જુનલાલને
જ્ઞાતિ દિગંબરજૈન શુભ દીપમાલને પ્રકટાવવા;
ચિરકાલ જ્ઞાતિ પ્રભા વધારી અંધકાર હઠાવવા,
જેના પ્રતાપે જૈનસંઘ સ્થલે સ્થલેજ સ્થપાય છે;
મહાવીરપ્રભુ આરોગ્ય આપો શેઠી અર્જુનલાલને

સરૈયા—સુરત.



## प्राचीन तीर्थ श्री खंडगिरि।

जबसे जैनीयोंमें कुछ २ जागृतिकी चर्चा चली है तबसे जातिके विचारशील व्यक्तिओंका और २ अनेक बातोंके साथ २ ईस बातके उपर भी ध्यान गया है कि प्राचीन समयमें जैनीयोंका कहां २ अस्तित्व था ? और संसारका कितना बड़ा भाग इस जैनक्षेत्रने घेरा है ? इस धर्मध्यानने व्यक्तिओंके केवल मनकोही नहीं घेरा किन्तु कार्यरुप भी परिणत हुवा। इसका यह फल है कि आज हमें दिगम्बर जैनोंका बहुत प्राचीन 'खंडगिरि' नामक एक अतिशयक्षेत्रके दर्शन करनेका सौभाग्य प्राप्त हुवा है।

इस पूज्य पर्वतके उपर एक छोटा और एक बड़ा इस प्रकारसे दो मंदिर हैं। इनमेंसे बड़े मंदिरकी मजबुतीको देखकर भारतीय प्राचीन गृहनिर्माण, कौशलका गौरव हृदयमें विना आये नहीं रहता। इसकी जीर्णताको देखकर लोग ईसे २५०० वर्षका पुराना कहते है। यद्यपि यह पर्वत शिखरजीके पर्वतसे छोटा है तथापि अपनी गुफाओंकी संख्यासे उससे कइगुना बड़ा है। ऐसा तो सुनते आ रहे है कि इस छोटेसे पर्वतमें ७८२ गुफाएं थीं लेकिन अमीतक तो छोटी बड़ी सब

मिलकर केवल २५० के ही लगभग मिल पाई हैं। कई बड़ी २ गुफाओंके अंदर जैन प्रतिमाएं भी हैं उनमेंसे दो गुफाओंके भीतर तो एक २ पूर्ण चौविसी भी है, जिसको उपरसे देवगण जलधारा कर रहे हैं और प्रत्येक प्रतिमाजीके नीचे दो २ ईन्द्र और दो २ यक्ष यक्षणी उन्हीं पत्थरोंमेंसे उकेरे गये हैं।

इन दोनों चौवीसीमें श्री महावीर-स्वामीकी एक भी मूर्ति नहीं है। उनके बदलेमें पार्श्वनाथजीकी दो २ प्रतिमाएं हैं जिससे यह सम्भावना होती है कि ये गुफाएं और प्रतिमाएं यातो महावीरस्वामी के समयसे पहले बनी हो या चिन्ह व्यतिक्रम हुवा हो।

इन गुफाओंके पत्थरोंपर बहुतसे प्राचीन शीलालेख उकेरे हुये हैं। इसके अत्यन्त निकट 'उदयगिरि' नामका एक प्रसिद्ध पर्वत हैं। उसमें भी थोडी बहुत गुफाएं हैं जिनके पत्थरोंपर "सीताहरण" भीम, इनका सेनाएं, जंगलका दृश्य, रामचंद्र, लक्ष्मण, आदिके ऐसे मनोहर चित्र उकेरे हुये है कि जो कागज के चित्रको भी माहात करते हैं। एक शीलालेख तो एक गज चौडा और दो गज लम्बा है। ईसके अतिरिक्त और भी अनेक शीलालेख ईस पर्वतपर हैं।

यदि इसका पूर्ण विवरण लिखे तो यह एक खास लेख हो सक्ता है ईस लिये मैं अधिक न लिखकर शिखरजीके यात्रीओंको केवल सुचना मात्र करता हुं कि अगर वे शिखरजीकी वन्दना करने के लिये आवे तो इस क्षेत्र के भी दर्शन किये विना वापिस न लोट जावे।

'खंडगिरि' को जानेवाले यात्रीओंको निम्नलिखित ३ रास्ते अत्यंत सुभीताके पडेंगे—(१) इसरी या गीरीडीह से कलकत्ता होकर। (२) ईसरी या गीरीडीह से आसनसोल होकर। (३) गया से खडगपूर

बी. ऐ. ना. के भूवनेश्वर स्टेशनपर उतरना होगा और वहांसे फिर बैलगाडी के द्वारा पर्वतपर जाना होगा।

किसी यात्री महाशयको यदि विशेष प्रबंधकी आवश्यकता हो तो वे खंडगिरिके मुनिमको सूचना दें या प्रबंधकारिणी कमेटीके मंत्रिको कलकत्ता लिखें।

प्रेमराज मुनिम

---

आवश्यकताएं:—श्री० कंचनबाई श्राविकाश्रम ( इन्दौर ) के लिये प्रवेशिकातक धर्मशास्त्र पढासके ऐसी अध्यापिकाकी आवश्यकता है। वेतन २५) से ३५) तक योग्यतानुसार। और रसोई करनेवाली दि. जैन बाईकी आवश्यकता है। भोजन और रहनेके अतिरिक्त वेतन ५) से ७) मासिक तक मिलेगा। पत्र लिखनेका पता—लाला हजारीलालजी, मंत्री, सेठ स. हु. दि. जैन संस्थाएं, नशियांजी, इन्दौर।



दक्षिण महाराष्ट्र जैन कोन्फरंस-कोन्फरंसकी १७ वीं वार्षिक बैठक ... गाममें ता. २७-२८ डिसेंबरको ... आप्पा साहेब देशाई हनगंडीकरके सभापतित्वमें हुई थी जिसमें निम्न लिखित मस्ताव पास हुए थे-(१) लोर्ड हार्डिंजके ज्येष्ठ पुत्रके मृत्युके लिये शोक प्रदर्शन, (२) प्रस्तुत संग्राममें हमारे इंग्रेज सार्वभौमको यश मिलना ऐसी राजनिष्ठासे इच्छा करना, (३) जैन समाजमें इंग्लिश शिक्षणका प्रचार होना, (४) धर्मशिक्षण और जातिशिक्षणका प्रचार होना, (५) जैन स्त्रियोंमें शिक्षाका प्रचारकी आवश्यकता, (६) दा. जै. शेठ माणेकचंदजीके शोकजनक मृत्यु पर दिलगीरी प्रदर्शित करना और उनके नामका स्मारक करना इत्यादि। विशेष महत्वका कार्य यह हुआ था कि इस सभामें दक्षिण भागके कमिशनर मे. लॉरेन्स साहबका शुभागमन हुआ था और उनका एक असरकारक भाषण भी हुआ था। जैन लोगोंकी दातृत्वशक्तिकी बहुत तारीफ करके उनके सामाजिक और धार्मिक आंदोलनमें बहुत शीघ्र यश मिलना ऐसी साहब बहादुरने अपने भाषणमें इच्छा प्रकट की थी। पांजरापोल आदि स्थापन करनेके पूर्व जानवर और मनुष्य इनके लिये हॉस्पिटल्स स्थापन करना बहुत जरुर है ऐसा अपना मंतव्य उन्होंने प्रकट किया था। ता. २९को जैन महिला परिषद भी सौ. भगीरथीबाई पिराळेके सभापतित्वमें हुई थी, जिसमें सौ. ज्योत्स्नाबाई लट्ठे, सौ. पार्वतीबाई अंकले, सौ. पिराळे आदिके स्त्रीशिक्षणप्रचारके विषयमें उत्तमोत्तम भाषण हुए थे। आगामी सालके लिये जनरल सेक्रेटरीका कार्य श्री. आण्णाप्पा नानप्पा लेंगडे ( शाहपुर, बेलगाम ) को और कोल्हापुर बोर्डिंगके सेक्रेटरीका कार्य मी. कुबेरप्पा भरमप्पा अंकले (बेलगाम ) को सर्वानुमतसे दिया गया है।

**પાસ થયા:**—અમદાવાદની શેઠ. પ્રે. મો. દિ. જૈન બોર્ડિંગમાંથી આ વર્ષે મેટ્રિકની પરિક્ષામાં બેઠેલા ૧૧ વિદ્યાર્થીમાંથી ગાંધી જીવરાજ ગુલાબચંદ ( સોનાસણ ), શા. છોટાલાલ પીતાંબરદાસ ( નરસીપુર ), શા. ચુનીलाल શીવલાલ (કુડસદ) અને શા. ઇશ્વરલાલ અમથાભાઇ (વામજ) એ ૪ વિદ્યાર્થીઓ પાસ થયા છે તેમજ સ્કુલ ફાઇનલમાં પણ ભાઇલાલ કાળીદાસ (બોરસદ) અને ગાંધી જીવરાજ ગુલાબચંદ (સોનાસણ) એ બંને પાસ થયા છે. વળી આ વર્ષે બોર્ડિંગનો વિદ્યાર્થી **શાંતિલાલ** હરજીવનદાસ ગુજરાત કોલેજમાં **પ્રીવીયસની** પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો છે અને તેને સરકાર તરફથી **રૂ. ૧૫ની માસિક** સ્કોલરશીપ મંજુર થઇ છે, જે બીના સર્વે વિદ્યાર્થીઓએ ધ્યાનમાં લઈ એ પ્રમાણે પાસ થવાની ઉમેદ રાખવા ખંતથી અભ્યાસ કરવાની જરૂર છે.

**बी. ए. थवा माटे मानः**—ओरसदमां चोकशी मनसुखलाल बहेचरदास बी. ए. नी परीक्षामां पास थवाथी तेमने अभिनंदन आपवाने एक जाहेर मेळावडो गय ता. १लीए शेठ बहेचरदास भवानीदासना प्रमुखपणा नीचे थयो हतो जेमां परी. लल्लुभाई प्रेमानंददास एल. सी. ई. ए जणाव्युं हतुं के आ भाइए दरेक परीक्षा पहेलेज वर्षे पसार करी छे ते बीजा विद्यार्थीओए धडो लेवा योग्य छे वगेरे. ए पछी केटलांक विवेचनो थइ चाह पाणी, पान सोपारी. हारतोरा अपाई मेळावडो विसर्जन थयो हतो.

**चांदखेडीमां मेळोः**—अतिशय क्षेत्र श्री चांदखेडीमां फागण वद ९ थी ११ सुधी वार्षिक मेळो भरानार छे, जेमां सर्वेने पधारवाने हीरालाल मंत्री आमंत्रण करे छे.

**जैन विधिथी लग्न अने सभाः**—गया मासमां गोटेगाममां पं. दीपचंदजी द्वारा एक लग्न जैन विधिथी थई जाहेर सभा थई हती, तेमां हवे पछी थनारां लग्नो जैन विधिथी करवा सर्वेए कबुल्युं हतुं. वळी आ प्रसंगनी खुशालीमां कोदूलालजीए रु. ७), सिंघई दुलीचंदजीए रु. ९) अने सौ. जमनाबाईए रु. २) मळी १७) काशीनां स्या. महाविद्यालयने भेट मोकल्या हता.

**तीलोकचंद जैन हाइस्कूल इन्दौर**—मंत्री बुधमलजी पाटणी सूचित करते है कि इसके कार्यमें एक वर्ष पर्यंत विघ्न उपस्थित हुए थे उनसे पाठक परिचित ही है इसी कारण अभीतक श्रीमंत महाराजा तुकोजीराव होल्करके हस्तकमल द्वारा स्कूल उद्घाटन महोत्सव नहीं हो सका। इस स्कूलमें अभी मिडिल कक्षा तककी पढाई बराबर हो रही है। प्रायः २०० विद्यार्थी शिक्षण पा रहे हैं। श्रीयुत रायसाहेब नानकचंदजी बी. ए. जैन गवर्नमेंट पेन्शनर जो कि वयो- और शिक्षणशैलीके अच्छे अनुभवी स्कूलके हेड मास्तर नियत किये गये हैं तथा सुप्रसिद्ध पं. लालारामजी धार्मिक शिक्षक हैं अतएव आशा है कि यह स्कूल शनैः २ अपने उद्देशकी पूर्ति कर सकेगा।

**पास थयाः**—मुंबाइनी शेठ ही. गु. जैन बोर्डिंगमां सने १९१४मां ४२ विद्यार्थीओमांथी ३४ जुदी जुदी परिक्षाओमां बेठा हता, तेमांथी पहेली एस. एल. बी. १, बी. ए.मां ३, इन्टरमां ४, प्रीवीयसमां ७ अने देशी वैद्य परीक्षामां १ मळी १६ पास थया छे. वळी बहार गामथी परीक्षा आपवा आवेलां २१मांथी १३ पास थया छे.

**लाकरोडामां सभाः**—अत्रे गया मासमां विजापुर विभागना डेप्युटी लखाभाइ साहेबना प्रमुखपणानीचे मासिक सभा थई हती जेमां शा हाथीभाइ माणेकचंद, लल्लुभाई रायचंद वगेरेए उन्नति विषे भाषणो आपवा पछी प्रमुखे दोढ कलाक सुधी आपणी उन्नति विषे असरकारक विवेचन कर्यु हतुं बाद पतासांनी प्रभावना वेंचाई सभा विसर्जन थइ हती, वळी डेप्युटी साहेबे अत्रेनुं शेठ माणेकचंद हीराचंद दि. जैन पुस्तकालयनुं निरीक्षण करी ते माटे संतोष जाहेर कर्यो हतो.

**आवश्यकताः**—प्रतापगढकी श्री महावीर कन्या पाठशाला के लिये जैन अध्यापिकाकी आवश्यकता है। वेतन योग्यतानुसार।

**કુંથલગીરીનો મેળોઃ**—સિદ્ધક્ષેત્ર શ્રી કુંથલગીરીમાં માગસર સુદ ૧૫ ઉપર વાર્ષિક મેળો ભરાયો હતો જે પ્રસંગે રથયાત્રા નીકળી હતી તથા ત્રણ દીવસ શેઠ કસ્તુરચંદજી પરંઢાવાળાના પ્રમુખપણા નીચે સભાઓ થઇ હતી, વળી અત્રે બ્ર. પાર્શ્વસાગરજી [illegible] અતૂટ પ્રયાસથી કુલભૂષણ દિ. જૈન વિ[illegible]લય ત્રણ વર્ષથી ચાલે છે તેનો રિપોર્ટ [illegible] હતો જેથી જણાય છે કે એ [illegible] ચાયે! માટે ગામેગામ ફરી અનાજ તથા પૈસા મેળવી આ બ્રહ્મચારીજી જેમતેમ ખરચ નીભાવે છે. હાલ ૩૩ વિદ્યાર્થી છે અને ૧૨૫) માસિક ખર્ચ છે. ૬૦૦) ગત વર્ષે ઘટારો હતો તે માટે અપીલ થતાં ૧૫૦) ભરાયા હતા. આ ઉત્તમ વિદ્યાલય માટે પરંઢા, સોલાપુર, ભૂમ, ધારાસીવ, બાર્સી વગેરેના ભાઇઓએ ખટપટ કરી સ્થાયી ફંડ કરી આપવાની જરૂર છે.

**પાવાગઢ તીર્થમાં મેળોઃ**—સિદ્ધક્ષેત્ર શ્રી પાવાગઢમાં **માહાસુદ ૧૩** ઉપર વાર્ષિક મેળો ભરાનાર છે જે પ્રસંગે એ તીર્થની મેનેજીંગ કમીટીની ચોથી બેઠક પણ થનાર છે. સ્ટેશનનું નામ હવે **પાવાગઢ** થયું છે માટે આ મેળામાં જનારે વડોદરાથી ચાંપાનેર રોડ જઈ પાવાગઢનીજ ટીકીટ લેવી,

**નવીન** ભટ્ટારક સુરેંદ્રકીર્તિજી બાકરોળ વગેરે સ્થળે થઈને હાલ કરમસદમાં નિવાસ કરી રહેલા છે અને રોજ ધર્મોપદેશ આપે છે એમ અમને જણાવવામાં આવે છે.

**मद्रासना गवर्नर मुडबीद्रीनी मुलाक्रातेः**—गत नवेंबर मासमां मद्रासना गवर्नर लोर्ड पेंटलान्डे मद्रास इलाकानी मुसाफरी दरम्यान जैनबीद्री–मुळबीद्रीनां दि. जैन तीर्थो अने मंदिरोनी मुलाकात लीधी हती तथा श्री गोमटस्वामीनी मूर्ति तथा त्यांना मंदिरोनी अपूर्व प्राचीनता जोई तेनी तारीफ करी हती आ प्रसंगोए त्यांना जैनो तरफथी भारे मानपान अपायुं हतुं.

**उद्धारनी जरुरः**—इंदोरनी पासे गंधावल, राजापुर, उन ए त्रण गामोमां प्राचीन मंदिरो छे, ज्यां वस्ती न होवाथी प्रबंध वगेरेना वाखा छे माटे इंदोरना शेठोए आ प्राचीन मंदिरोनी सारसंभाळ ताकीदे लेवानी आवश्यकता है ।

**जैन पुस्तकोनो अंग्रेजीमां अनुवादः**—आरानिवासी कुमार देवेंद्रप्रसादजी हाल शांतिकुंज, अलाहबादमां रही भारे परिश्रम करी एक मोटो जैन ग्रंथ अंग्रेजी भाषामां तैयार करावी रह्या छे जेमां दुनियाना सर्व धर्मोना सिद्धांतथी जैन धर्मना सिद्धांतो केटला उत्तम अने दृढ छे ते साबित करेलुं छे. आ ग्रंथ आशरे १९०० पानांनो थनार छे, जे एक गुप्त जैन विद्वाने रचेलो छे. तथा 'द्रव्य संग्रह'नो विस्तारथी दलीलो साथे अंग्रेजी अनुवाद जैनधर्मप्रेमी एक बंगाळी विद्वान पासे तैयार कराव्यो छे, जे पण टूंक समयमां छपाईने प्रकट थनार छे. कुमार देवेंद्रप्रसादजी जैन साहित्यनो अंग्रेजी भाषामां फेलावो करवाने पुष्कळ खटपट करी रहेला छे जेमने जैनोए दरेक रीते मदद आपवानी जरुर छे.

**तीर्थक्षेत्रकमीटीनो ट्रेडमार्कः**—भारतवर्षीय दि. जैन तीर्थक्षेत्र कमीटी तरफथी

हालमां 'मानस्थंभ'नो ट्रेडमार्क दरेक तीर्थनी रसीदो उपर मारवानुं शरु थयुं छे माटे हवे कोई पण यात्रीए ए ट्रेडमार्क जोया वगर रसीद लेवी नहीं.

ब्रह्मचर्याश्रमने मदद:—श्री रुषभब्रह्मचर्याश्रम (हस्तीनापुर)ने जुलाईथी नवेंबर मास सुधीमां रु. ३७९४)नी परचुरण मदद मळी हती. आज प्रमाणे आ आश्रमने वखतोवखत मदद मोकलवानी दरेक जैननी फरज छे.

संपादकपरिवर्तन:—मुंबाईथी प्रकट थता 'सत्यवादी' मासिकनुं कार्य पं. उदयलालजीए छोडी दीधुं छे अने हवे पं. खूबचंदजीने एनुं संपादनकार्य सोंपायुं छे.

स्या. महाविद्यालयका उत्सव:—स्या. महाविद्यालयका दशवां वार्षिक उत्सव बनारसमें गत ता. २५–२६ को टाउन हॉलमें बडे आनन्दके साथ संस्कृत क्वीन्स कोलेजके प्रोफेसर डॉ. टी. के लड्डुके सभापतित्वमें हुआथा जिसमें विद्यार्थीओंके कई संस्कृत संवाद हुए, पारितोषिक बांटा गया और दो दिनकी सभामें पं. तुलसीरामजी काव्यतीर्थने 'जैन साहित्य', कुंवर दिग्विजयसिंहजीने 'जैनधर्मके सौंदर्य,' पं. घनश्यामदासजीने 'स्यादवाद', पं. श्रीलालजीने 'संस्कार,' ब्र. भगवानदीनजीने 'कर्मसिद्धांत,' प. गजाधरलालजीने 'आप्तविचार, पं. उमरावसिंहजीने जैन सिद्धांत, बाबू दयाचंद्रजी गोयालीयने 'अहिंसा परमोधर्म,' पं. दीपचंदजीने 'धार्मिक शिक्षा और छात्राश्रम के उपयोग,' और जैनधर्मभूषण [illegible] शीतलप्रसादजीने 'आत्मोन्नति' [illegible] करेपूर्व व्याख्यान दिये थे। सभापतिका [illegible] व्याख्यान बहुतही महत्वका हुआथा (जिसका सारांश हम आगामी अंकमें प्रकट करेंगे)। अब विद्यालयके सभापति दानवीर शेठ हुकमचंदजी नियत हुए है। इसी अवसर पर जैन स्पोर्ट्स क्लब काशीका द्वितीय वार्षिकोत्सव बाबू दयाचंद्र गोयलीय जैन बी. ए. के सभापतित्वमें हुआ था जिसमें भी अनेक व्याख्यान होकर पारितोषक बांटा गया और आगामी वर्ष निबन्ध लिखने व व्याख्यान देने के लिये कई पारितोषक नियत हुए है।

उपदेशकनुं भ्रमण:—द. म. खंडेलवाल पंच महासभा तरफथी हाल पं. हीरालालजी खानदेशमां एवा गामडाओमां भ्रमण करीने उपदेश करी रहेला छे के ज्यां सो सो पचास पचास माईल सुधी रेल्वे तेम पोस्ट ओफिस पण नथी. आ भ्रमणथी अनेक लाभ थवा संभव छे.

बेदी प्रतिष्ठोत्सव:—परसोन (खुरई) में गत मासमें बेदी प्रतिष्ठा हुईथी, जिसमें पं. नंदनलालजी, पं. जवाहिरलालजी शास्त्री, पं. छेदालालजी आदिके अनेक व्याख्यान हुए थे।

**श्वे. जैन कोनफरन्सः**—नवमी श्वेतांबर जैन कोन्फरंस माहा सुद १२-१३ ता. २७थी २९ जानेवारीए प्रतिष्ठाछत्सव प्रसंगे सुजानगढ (बीकानेर)मां राधनपुरानिवासी शेठ मोतीलाल मूळजीना प्रमुखस्थाने थनार छे. डेलिगेट फी रु. २) छे. सुजानगढनुं खास स्टेशन छे.

**वडवाणीनो मेळोः**—रीवेता मुजब सिद्धक्षेत्रश्री वडवाणीमां पोस सुद ८ थी [सुधी] रथोत्सवपूर्वक वार्षिक मेळो भरायो हतो. श्रीमान् कुंवर दिग्विजयसिंहजी तथा ब्र. भगवानदीनजीए खास पधारी अनेक सभाओमां जैनधर्म, कर्मसिद्धांत, स्त्री शिक्षा, ब्रह्मचर्य वगेरे विषयो उपर व्याख्यानो आप्यां हतां, जेमां केटलाक आर्यसमाजीओए भाग लइ शंकाओ करी हती तेनुं उत्तम समाधान करवामां आव्युं हतुं. आ प्रसंगे पं. अर्जुनलाल शेठीना छुटकारा माटे ना. वाईसरोय अने गवर्नर जनरल अजमेरने तारो मूकवामां आव्या हता, बोर्डींगनो रिपोर्ट वंचायो हतो, आ तीर्थनी कमीटीना प्रमुख दानवीर शेठ माणेकचंदजीनी खाली पडेली जग्याए लाला परभूदयालजीने नीमवामां आव्या तथा बावनगजाजीना जीर्णोद्धार माटे सरकारने अरजी करवानो ठराव एवी रीते थयो के अडधो खरच सरकारे आपवो अने अडधो तीर्थ तरफथी आपवो. तैयार छीए. वळी स्टेटना राणी साहेब तथा ओफिसरो वगेरे आ मेळामां पधार्या हता तथा 'स्त्री शिक्षा' माटे १८) मासिकनी टीप थई हती.

**आवश्यकताएंः**—मालवा प्रान्तिक पाठशालाओंके लिये कइ अध्यापक और अध्यापिकाओं की आवश्यक्ता है। वेतन १५) से ३०) तक योग्यतानुसार। पत्रव्यवहार—सोनपाल जैन, मंत्री विद्याविभाग, बडबाहा (मालवा)।

वालूजमां पं. हीरालाल उपदेशकना प्रयासथी रु. २५० नी वार्षिक टीपथी पाठशाला स्थपाइ छे

**ग्राहकोंको खास सुचनाः**—पत्रव्यवहार करते समय अपना नवीन ग्राहक नंबर अवश्य लिखते रहना।

## मुरादाबादनिवासी स्व. पं. चुन्नीलालजीका






पाठक महाशय ! 'दिगंबर जैन' [illegible] गत सचित्र खास अंकमें २५ वां चि[illegible] स्वर्गीय पं. चुन्नीलालजीका था, जिनका बहुत संक्षिप्त परिचय उसी अंकमें दिया गया था। अब आपका अनुकरणीय विस्तृत जीवनचरित जो हमको वैद्य शंकरलाल हरीशंकर ( संपादक 'वैद्य'—मुरादाबाद ) द्वारा प्राप्त हुआ था वह अक्षरशः प्रकट कियाजाता हैं।

पं. चुन्नीलालजीका पवित्र नाम यद्यपि जाति और धर्मकी सेवाके लिये दिगम्बर जैन समाजमें बहुत प्रसिद्ध है, परंतु सर्व साधारण लोगोंको आपका विशेष परिचय न होनेके कारण आज आपका संक्षिप्त जीवनवृत्तान्त पाठकोंकी भेंट करते हैं।

पं. चुन्नीलालजी खंडेलवाल वैश्य थे और आपका गोत्र सोहनी था। आपका जन्म सम्वत् १८९०में मुरादाबाद जिलेके कुंदरखी ग्राममें हुआ। कुंदरखी एक छोटासा किंतु बहुत पुराना कसबा मुरादाबादसे दक्षिणकी तरफ ११ मील पर बसा हुआ हैं। यहां पहले कभी बड़ी रौनक थी परंतु इस समय तो यह बिलकुल वीरानसा मालूम होता है। जब यह वस्ती अपनी उन्नत अवस्थामें थी तब यहां जैनधर्मकी खूब चर्चा थी। २९—२६ जैनियोंके घर थे। अब यहां केवल ८—१० घर जैनियोंके हैं। सो वे भी बड़ी ही शोचनीय दशामें हैं।

पं. चुन्नीलालजीके पितामह लाला [illegible]जी बिलारीसे आकर कुंदरखीमें [illegible]। लाला सर्वसुखजीके पुत्र लाला मुन्नालालजी कुंदरखीमें एक प्रतिष्ठित पुरुष गिने जाते थे। मुन्नालालजीके तीन पुत्र हुए। १ झव्वालाल २ चुन्नीलाल और ३ मोहनलाल। इस प्रकार हमारे चरित नायक मुन्नालालजीके दूसरे पुत्र थे। पिता माताके धार्मिक भावोंको देख कर इनकी बहुत थोड़ी ही उमरमें धर्ममें प्रीति होगई थी। धार्मिक बातोंको ये बड़े चावसे सुना करते थे। इनकी बुद्धि बचपनसे ही इतनी तीव्र थी कि इन्होंने बहुतसी धर्मसंबंधी सूक्ष्म बातें ६—७ वर्षकी उमरमें ही याद करली थीं। उस समय कुंदरखीमें शिक्षाका कोई बढ़िया प्रबंध नहीं था, इसलिये १३—१४ वर्षकी उमर तक ये घर ही पर पिताजीसे साधारण रीतिसे लिखना पढ़ना सीखते रहे। फिर १४ वर्षकी उमरमें पं. किसनलालजी जैनीके पास पढ़ने बैठे। उनके पास इन्होंने थोड़े ही दिनोंमें नागरीमें अच्छी योग्यता प्राप्त करली और साथ ही साथ जैनधर्मके भी अनेक विषयोंके ज्ञाता होगये।

१४ वर्षकी उमरमें आपका रामपुरमें लाला लालजीमलकी कन्याके साथ विवाह

हुआ। विवाह होनेके बाद ९ वर्ष तक अर्थात् १९ वर्षकी उमर तक आप पं. किशनलालजीसे ही पढ़ते रहे, परंतु फिर इनका मन कुंदरखीमें न लगा, इसका कारण यही था कि ये संस्कृत पढ़ना चाहते थे और कुंदरखीमें संस्कृत पढ़नेका [illegible] प्रबंध नहीं था। इसलिये इनकी [illegible] पढ़नेकी प्रबल इच्छाने इनको रामपुर जानेके लिये बाधित किया। सम्वत् १९०९ में ये रामपुर चले गये और वहां ससुरालमें रहने लगे। रामपुरमें इनकी संस्कृत पढ़नेकी इच्छा पूरी हुई। रामपुरके प्रसिद्ध विद्वान् पं. दत्तरामजीसे इन्होंने संस्कृत पढ़ना शुरू करदिया। पं. दत्तरामजी रामपुरमें बड़े नामी और प्रतिष्ठित पुरुष थे। उनकी राजाप्रजामें बड़ा सम्मान था। रामपुरके नवाब ईसुफअलीखांकी नवरत्न-सभाके पंडितजी सभ्य थे। राज्यकी तरफसे पंडितजीको एक अच्छी वृत्ति मिलती थी। पंडितजीके घर पर सदा ही विद्वानोंका जमाव रहता था। पंडितजीने अपने घर पर एक छोटीसी संस्कृत पाठशाला भी खोल रक्खी थी। उसमें आप लड़कोंको व्याकरण, काव्य, जोतिष आदिकी शिक्षा दिया करते थे। हमारे चरित नायक चुन्नीलालजी भी इसी पाठशालामें भर्ती हुए। ये अपनी बुद्धिकी प्रखरता, नम्रता और सुशीलताके सबब शीघ्रही पंडितजीके कृपा भाजन बन गये। पंडितजी इनको बड़े हितसे पढ़ाते थे, इसलिये ये ४–९ वर्षमें ही संस्कृतके अच्छे पंडित हो गये। सारस्वत, चन्द्रिका, रघुवंश, कुमारसंभव, मेघदूत, न्यायमुक्तावली आदि ग्रंथोंके सिवा कभी कभी आप पंडितजीसे गणित [illegible] ज्योतिषके ग्रंथ भी पढ़ा करते थे। [illegible] दत्तरामजी संस्कृतके असाधारण विद्वान् [illegible]के सिवा भाषाके भी पंड़ित थे। भाषा-साहित्यके पंडितजी बड़े ही प्रेमी थे इस कारण हमारे चरित नायकको भी पंडित-जीके पास भाषाकाव्य पढ़नेका शौक लग गया। इन्होंने सुंदर शृंगार, भाषा भूषण, विहारी सतसई, रसिक प्रिया, केशवचन्द्रिका आदि कितने ही भाषाग्रंथ पढ़ डाले। कविता पर भी इनका इतना अनुराग हो गया था कि जहां कहीं कविताकी चर्चा सुनते वहां ये जरूर जाते। कभी कभी ये कविताके रसास्वादनकी लालसासे गुरूजीके साथ नवाब साहबके दरबारमें भी जाया करते थे।

रामपुरमें जैन ग्रंथोंके पढ़नेका भी आपको अच्छा सुभीता हो गया था। उन दिनों रामपुरमें पं. जिनेश्वरदासजी जैनधर्मके एक धुरंधर विद्वान् थे। उनही-से ये जैन सिद्धांतके ग्रंथ पढ़ा करते थे। इस प्रकार सम्वत् १९१६ तक आप बड़ी वेफिक्रीके साथ लिखते पढ़ते रहे। परंतु फिर एक साथ गृहस्थकी भारी चिंता लग जानेसे पढ़ना लिखना सब एक प्रकार कम

होगया और रोज़गार करनेकी सूझी। उन दिनों रामपुरमें फरुखाबाद, हाथरस, अलीगढ़, आगरा आदि शहरोंसे किरानेका माल बैल गाड़ियोंमें लदकर बिकनेके लिये आया करता था। उसमें व्यापारी लोगोंको अच्छा मुनाफ़ा हो जाता था। हर और [illegible] चरित नायकको भी यही रोज़गार रु[illegible] जान पड़ा। आप यह धंधा रामपुरम [illegible] सम्वत् १९२४ तक करते रहे और आपको इस काममें सफलता भी अच्छी रही। बाहर अनेक स्थानोंमें जाने आनेका काम पड़नेसे बाहरके अनेक जैनी भाईओंसे आपका परिचय होगया था। इसलिये आप अपनी विद्या, बुद्धिके लिये इस प्रांतके जैनिओंमें थोड़े ही समयमें बहुत प्रसिद्ध होगये थे। फिर आपका धार्म्मिक अनुराग और भी अधिकाधिक बढ़ता ही गया। प्रतिदिन बहुतसा समय आपका धार्म्मिक कार्योंमें खर्च होजाता था। पूजन, पाठ, शास्त्राध्ययन आदि श्रावकके आवश्यक कार्य्योंके सिवा आप प्रतिदिन मंदिरमें सहधर्म्मी भाईओंके साथ धर्म्मचर्चा किया करते थे। उनको उपदेश देते थे और अनेक भाईओंको जैनधर्म्म पढ़ाया करते थे।

इसी बीचमें मुरादाबादके स्वनाम धन्य मुन्शी मुकंदरामजीसे आपका धार्म्मिक स्नेह होगया था। मुन्शीजीके अनुरोधसे सम्वत् १९२४में आप मुरादाबादमें चले आये। मुरादाबादमें आकर इन्होंने अनाजकी आढतकी दूकान की और शेष अवस्था तक बराबर यही दूकान करते रहे। अब भी इनकी दूकान ईमानदारीके लिये शहरमें प्रसिद्ध है। मुरादाबादमें [illegible]पने अनेक धर्म्म व जाति संबंधी कार्य्य [illegible]। आपका अधिकांश जीवन ऐसे ही [illegible]ोंमें व्यतीत हुआ। मुरादाबादमें प्रायः सभी धर्म्म संबंधी उत्सव आपकीही प्रधानतामें हुआ करते थे। जिस समय मुरादाबादमें पं. चुन्नीलालजी और मुन्शी मुकंदरामजी ये दोनों विद्वान् विद्यमान् थे, उस समय यहां जैनधर्म्मकी खूब धूम थी। मुरादाबादमें ही नहीं बल्कि संपूर्ण जैन समाजमें उस समय उभय महाशयोंने जागृति उत्पन्न कर दी थी। मुन्शीजी उर्दू, फारसी और अरबीके पूर्ण पंडित थे। आपकी तर्कशक्ति बड़ी प्रबल थी। आप अपनी अकाट्य युक्तियोंके द्वारा बड़े२ वादिओंको बहुत जल्द निरुत्तर करदेते थे। एकवार स्वामी दयानंद सरस्वतीजीका मुरादाबादमें जब दूसरे लोगोंसे शास्त्रार्थ होना निश्चित हुआ था, तब मुन्शीजी ही उसमें मध्यस्थ बनाये गये थे। और भी बहुतसी सर्व साधारण सभाओंमें मुंशीजी प्रधान बनाये जाते थे। मुंशी मुकंदरामजी और पं. चुन्नीलालजी दोनों मिल बाहर जगह जगह फिर कर जैनधर्म्मका प्रचार करते, जैन सभायें स्थापित करते और जैनधर्म्मका उपदेश देते थे। जैन जातिकी उन्नति विषयक

जैन पत्रोंमें लेख लिखते थे। सम्वत् १९३८में उभय मित्रोंने "जैन पत्रिका" नामका एक मासिक पत्र भी निकाला था। उससे जैन समाजका बहुत कुछ उपकार हुआ था। पीछे मुंशीजीका देहांत होनेपर "जैन पत्रिका" [illegible] हो गई। मुंशीजीके वियोगसे आपको बड़ा दुःख हुआ। "[illegible] समाजकी सेवा अब इकले कैसे करें" यही चिंता आपको दिनरात दिक करने लगी। आखिर कुछ समय तक उदासीन रह कर फिर आप जैन समाजकी सेवामें प्रवृत्त हुए और अंतिम अवस्था तक आप बराबर अविश्रान्त परिश्रमके द्वारा जाति-सेवा करते रहे।

भारतवर्षीय दिगम्बर जैन महासभाके स्थापन होनेमें आपका सबसे अधिक उद्योग और परिश्रम था। इसलिये आप महासभाके प्रधान स्थापक समझे जाते थे। और भी कितनी ही जैन संस्थाओंके आप सहायक थे। जैन महाविद्यालय मथुरासे आपकी पूर्ण-सहानुभूति थी। श्री पार्श्वनाथ—अहिक्षेत्र, रामनगरके मंदिर और मेलेका सारा प्रबंध आपको ही करना पड़ता था। अनेक जैन मेलोंमें, उत्सवोंमें और बड़ी२ जैन सभाओंमें आप जाते थे। जैनिओंके प्रायः सभी प्रसिद्ध तीर्थोंकी आपने यात्रा की थी।

आगरेके प्रसिद्ध विद्वान् पं. बलदेवदासजी, खुरजाके तार्किकसिद्ध पं. मथुरादासजी, अलीगढ़के पं. प्यारेलालजी; पं. उमरावसिंहजी, सहारनपुरके लाला उग्रसेनजी व जम्बूप्रसादजी रईस, नजीबाबादके साहू सलेखचंदजी, जुगमंदरलालजी, बिजनौरके बाबू नन्दीप्रसादजी महावीरप्रसादजी, इलाहाबादके बाबू रतनचंदजी [illegible]ल और जैन समाजके पुराने नेता [illegible]टी चंपतरायजी आदि महानुभावोंसे [illegible]की धार्मिक प्रीति विशेष थी। दिल्लीके लाला ईश्वरीप्रसादजी बेंकर, इन्दौरके दानवीर शेठ कल्याणचंद तिलोकचंद, अजमेरके शेठ मूलचंदजी सोहनी और मथुराके राजा शेठ लक्ष्मणदासजीके यहां भी आपका अधिक सम्मान था।

मुरादाबादमें लाला सोहनलालजी, लाला श्यामलालजी, ला. मोहनलालजी, ला. संतलालजी, मुंशी बाबूलालजी, ला. गौरीशंकरजी, लाला दिलसुखरायजी आदि सज्जन आपकी गोष्ठीके प्रधान सभ्य थे। ये सब लोग पंडितजीकी शास्त्रसभामें नित्य प्रति बैठते और पंडितजीसे धर्मचर्चा किया करते थे।

जैनोंके सिवा शहरके बहुतसे अजैन लोगोंसे भी आपका सौहार्द था। आर्य्यसमाजी, सनातनधर्म्मी, ईसाई, मुसलमान आदि सभी जाति और सभी मतोंके लोग आपके मित्र थे।

आपके संतान नहीं हुई, इसलिये आपने अपने बड़े भाई लाला झब्बालालजीके पुत्र वसंतरायको ११॥ वर्षकी उमरमें रामपुरमें दत्तक पुत्र बनाया। वसंतरायजी

भी बड़े ही नम्र, सुशील और सज्जन पुरुष हैं। इनमें भी पंडितजीके बहुतसे गुण देखे जाते हैं। प्रतिदिन ये अनेक दीन दुखियोंका मुफ्त इलाज करते और औषधि बांटते हैं। वसंतरायजीका पुत्र चिरंजीव नेमिचंद्र इस समय संस्कृत पढ़ता है।

पंडितजीका स्वास्थ्य बालकपनसे ही बहुत अच्छा था। ७० वर्षकी अवस्था तक इनके शरीरमें रोग या बुढ़ापेका वैसा कोई लक्षण नहीं दिखाई देता था। इस अवस्थामें भी आप जितना परिश्रम कर लेते थे उतना परिश्रम आजकलके ३० वर्षके युवक भी नहीं कर सकते। परंतु १९६१से आपका स्वास्थ्य कुछ खराब होने लगा और संवत् १९६३में बहुत बिगड़ गया। पहले साधारण श्वासकी शिकायत हुई, फिर धीरे धीरे रोगने भयंकर रूप धारण करलिया। संवत् १९६५में रोग बहुत ही बढ़ गया और रोगकी पीड़ा आपको दिनरात व्याकुल करने लगी। सैंकड़ों इलाज किये परंतु कुछ लाभ नहीं हुआ। आखिर आपने अंतिम समय निकट आया समझ कर सम्पूर्ण सांसारिक विषयोंसे चित्त हटा लिया। संवत् १९६६ आश्विन मासकी विजया दशमीके दिन आपने इस अनित्य शरीरसे नाता तोड़ दिया। पवित्रात्मा अमर लोकमें चलागया।

पं. चुन्नीलालजीको इस लोकसे विदा हुए कई वर्ष होगये परंतु आपकी उज्ज्वल कीर्ति अब भी संसारमें प्रकाशित है।

पंडितजी बड़े ही शांत, गंभीर और धीर पुरुष थे। सौजन्यता की आप मूर्ति थे। सौजन्यताके लिये पंडितजीका नाम शहरमें उदाहरणमें लिया जाता था। बालकपनसे ही ये इतने नम्र थे कि छोटे, बड़े, धनी, निर्धन सबको पहले ही हाथ जोड़ कर प्रणाम कर लेते और बड़ी प्रसन्नतासे उससे कुशल समाचार पूंछते थे। ये बड़े ही सरलहृदय थे। सहज ही दूसरोंका विश्वास कर लेते थे। इसमें इन्हे कभी कभी बड़ी हानि उठानी पड़ती थी। मधुर भाषी और शिष्टाचारी भी ये इतने बड़े थे कि जो एकवार इनसे मिलता, फिर तमाम उमर इनको न भूलता था।

आपको क्रोध कभी नहीं आता था। जहां तक हमें याद है हमने पंडितजीको क्रोधाविष्ट कभी नहीं देखा। धैर्य्य भी आपमें बहुत था। आप बड़ी२ विपत्तियोंके सामने भी योंही सिंहकी समान डटे रहते थे। न्याय मार्गसे आपने कभी कदम नहीं हटाया।

आप हितमित भाषी और एक प्रमाणीक पुरुष थे। भयसे या किसीके दबावसे आपने कभी झूठ नहीं बोला।

पं. चुन्नीलालजीके पास बहुत धन नहीं था। एक बहुत ही साधारण स्थितिके मनुष्य थे। परंतु इस साधारण अवस्थामें रह कर एक साधारण पुरुषने जो जैन जातिका महदुपकार किया है, वह बड़े२ दानवीरोंसे भी

होना मुश्किल है। पंडितजीके घर पर नित्य ही अतिथियोंकी धूम रहती थी। कोई भी बाहरका जैनी मुरादाबादमें किसी उद्देशसे जाय, पंडितजीका आतिथ्य उसको अवश्य स्वीकार करना पड़ता था। पंडित जी नित्य ही ४–९ जैनी भाईओंको भोजन खिला कर भोजन किया करते थे। बहुतसे मनुष्य आपके मकान पर महीनों ठहरा करते थे। बाहरके जैनी भाईओंके ठहरनेके लिये पंडितजीका स्थान प्रसिद्ध था। भादोंमें इनके यहां किसी किसी दिन १००–२०० लोगोंकी भीड़ हो जाती थी। इनका बहुतसा द्रव्य जाति भाईओंकी सेवा सुश्रुषामें खर्च होता था। इसके सिवा बाहर अनेक सभाओं और मेलोंमें आने जानेमें और उनमें चंदा देनेमें बहुतसा व्यय हो जाता था। दूकानकी आय साधारणतः अच्छी थी परंतु इतनी अच्छी नहीं थी कि जो इतना खर्च किया जाय। परंतु इनको इसकी कुछ भी परवा नहीं थी, ये स्वभावके बड़े ही उदार थे। आखिर इस उदारताकी बदौलत ये कर्जदार बन गये। जो कुछ इनके पास जमा जथा थी सब खो बैठे। किंतु इनके आज्ञाकारी पुत्र वसंतरायजीने अपनी बुद्धिमत्ता और प्रबंधकी उत्तमतासे दूकानका काम कुछ दिनोंमें फिर वैसा ही कर दिखाया।

पंडितजी विद्वान् थे और विद्वानोंका आदर करना जानते थे। पंडितजीके यहां सदा ही विद्वानोंका जमाव रहता था, संस्कृतज्ञ, फार्सी और अंग्रेजीके विद्वान् भी आपसे मिलने आयाकरते थे। कई क्रिश्चियन और मुसलमान आपसे संस्कृत पढ़ा करते थे।

जैन विद्यार्थियोंकी भी आपके मकान पर एक खासी पाठशाला रहती थी। यद्यपि आपसे अनेक विद्यार्थी जैनधर्म्म पढ़ते रहे, परंतु पं पन्नालालजी बाकलीवाल आपके सब शिष्योंमें अधिक प्रसिद्ध हैं। पंडित पन्नालालजी बाकलीवालके द्वारा जो कुछ जैन समाजकी सेवा हुई है वह पं. चुन्नीलालजीहीकी कृपाका विशेष फल है।

पंडितजीकी अध्यक्षतामें मुरादाबादमें 'जैनविद्यावर्द्धिनी' नामकी एक सभा भी चलती थी, उस सभाकी तरफसे पंडित पन्नालालजी बाकलीवालने 'जैन हितैषी' नामक एक मासिक पत्र निकाला था। अब वही 'जैन हितैषी' पं. नाथूरामजी प्रेमीके संपादकत्वमें बम्बईसे निकलता है।

पंडितजी जातिके पंच भी थे, इसलिये पंचायत संबंधी अनेक झगड़े भी आपको तय करने पड़ते थे। परंतु पीछे आपने यह काम छोड़ दिया। पहले मुरादाबाद जिलेके खंडेलवाल जैनिओंसे दूसरे जिलेके खंडेलवाल जैनिओंका संबंध नहीं होता था। इससे इस जिलेके खंडेलवालोंमें विवाह संबंधमें बड़ी दिक्कत रहती थी। आनंदका विषय है कि अब पंडितजी और दो तीन भाईओंके उद्योगसे यहांके खंडेलवाल जैनिओंका संबंध आगरा, अलीगढ़ मथुरा, जयपुर, देहली आदि नगरोंके भाईओंसे होने लगा है।



# जैनधर्मका महत्व।

(लेखक-बाबू दयाचंद्र गोयलीय जैन बी. ए.)

( गतांकसे आगे। )



चौथा सिद्धांत जिससे जैनधर्म वा अन्य धर्मोंपर दया, क्षमा, संतोष आदिकी अपेक्षा महत्व प्रगट होता है, अहिंसा है। हिंसासे बचनेका नाम अहिंसा है। हिंसाका लक्षण जैनाचार्योंने यह किया है कि कषाय व प्रमादके वश होकर अपने तथा दूसरेके प्राणोंका घात करना अर्थात् दुख पहुंचाना हिंसा है। काम, क्रोध, लोभ, मान, माया आदिके वशीभूत होकर मनुष्य अपने तथा दूसरोंको दुख पहुंचाता है। जैनधर्ममें हिंसा दो प्रकारकी कही गई है। एक भावहिंसा दूसरी द्रव्यहिंसा। आत्मामें राग, द्वेष, काम, क्रोध, लोभ, मान, माया आदि भावोंका पैदा होना भावहिंसा है कारण कि इन कषायोंसे आत्माके वास्तविक स्वभाव ज्ञानको हानि पहुंचती है। इन कषायोंको मनमें स्थान देकर जब कोई दूसरेका वध करता है अथवा दूसरेको हानि पहुंचाता है यह द्रव्यहिंसा है। हिंसासे बड़ा पाप कोई नहीं है। हिंसा सब पापोंकी मां है। झूठ बोलना, चोरी करना, परस्त्री सेवन करना, अधिक परिग्रह रखना ये सब हिंसाकी शाखाएँ हैं। इन सबमें हिंसा होती है। इसलिये इनको भी पाप कहा गया है, अतएव अहिंसा सम्पूर्ण उत्तम गुणोंका मूल है। यों तो अहिंसाको किसी न किसी अंश तक समस्त मतावलम्बी मानते हैं परंतु जैनधर्ममें जो इसका स्वरूप है वह किसी धर्ममें नहीं है। अहिंसाके कारण समस्त धर्मोंके उत्तम गुण और तत्व जैनधर्ममें आ जाते हैं। एक कहता है कि अपने पड़ोसीसे प्यार करो, दूसरा कहता है कि अपनी जातिवालोंसे प्यार करो, तीसरा कहता है कि अपने देशनिवासियोंसे प्यार करो, चौथा कहता है कि मनुष्य मात्रसे प्यार करो परंतु जैनधर्म कहता है कि जीव मात्रसे प्रेम करो। किसी जीवधारीको दुःख मत दो। आत्मापेक्षा सब जीवधारी समान है। परमात्मा होनेकी शक्तिकी अपेक्षा सब जीव एक हैं। इस सिद्धांतको दृष्टिके सामने रखनेवाला कदापि किसी दूसरेको हानि नहीं पहुंचायगा। इस सिद्धांतका पालन करनेसे सदैव दूसरोंकी आत्मीक-शक्ति बढ़ेगी। भावार्थ-जैन धर्मका अहिंसा सिद्धांत सार्वधर्म है।

जैन धर्म पेटका गडढा भरनेके लिए अथवा जिव्हाके स्वादके लिए बचारे निरापराधी जीवोंकी गर्दनपर छुरी चलानेकी कदापि आज्ञा नहीं देता। जैन धर्मकी अहिंसामें स्वार्थ वा संकोचका नाम नहीं। जैन धर्मकी अहिंसा ऐसी विशाल और विस्तारित है कि जो जगतके सम्पूर्ण जीवोंको चाहे छोटे हों चाहे बड़े अभय दान देती है। सत्यार्थ यह है तो अनेकांत और अहिंसाकी अपेक्षासे जैनधर्मको समस्त धर्मोंकी जान कहा जाए तो अनुचित नहीं है।

जब यहां यदि कोई यह शंका करे कि जैसी अहिंसा जैनधर्ममें कही जाती है उसका पालन कोई नहीं कर सकता, इसलिए ऐसी अहिंसाका उपदेश देना निरर्थक है सो यह दूषण ठीक नहीं है। यदि कोई उच्च सिद्धांत है परंतु उसका पूर्ण रुपसे पालने करना कठिन

है, तो उसके ये अर्थ नहीं हैं कि उसका उपदेश न किया जाए किंतु उसका उपदेश आवश्यकीय है कि जिससे प्रत्येक मनुष्यके हृदयमें सिद्धांतका श्रद्धान और महत्व जम जाए और यथाशक्ति उसका पालन करे। हां, यह अवश्य है कि अहिंसाको अनावश्यक और निरर्थक नहीं समझना चाहिए। जैसे जो मनुष्य केवल अपने कुटुम्बियों, सम्बंधियों और पड़ोसियोंहीके साथ अहिंसा सिद्धांतका पालन करता है उसको उस दूसरे मनुष्यको कि जो सम्पूर्ण देश व जातिके साथ अहिंसा सिद्धांतका पालन करता है बुरा नहीं समझना चाहिए किंतु उसको यह विचार करना चाहिए कि अहिंसा तो जीव मात्रकी ही अच्छी है परंतु मैं कुछ कारणोंसे उसका पालन नहीं कर सकता। मैं अभी इस योग्य नहीं। इसी प्रकार सम्पूर्ण देश व जातिके साथ अहिंसा सिद्धांतका पालन करनेवालेको मनुष्य मात्र वा जीव मात्रके साथ अहिंसा सिद्धांतके पालन करनेवालेके विषयमें तुच्छ वा संकुचित विचार नहीं रखने चाहिए, किंतु उसको उसका आदर सन्मान करना चाहिए और स्वयं अपनी अहिंसाकी परिधिको बढ़ानेका प्रयत्न करना चाहिए। वास्तवमें जीव मात्रके प्रति अहिंसा एक आदर्श है। प्रत्येक मनुष्यको अपनी शक्ति और स्थितिके अनुसार जहां तक हो उसकी तरफ चलना चाहिए। वास्तवमें जीव मात्रके प्रति अहिंसा समस्त धर्मोंके प्राचीन ऋषियोंने स्वीकार की है और उसका उपदेश दिया है परंतु संसारी मनुष्य अपनी निर्बलता और स्वार्थके वश होकर उसके बड़े संकुचित अर्थ लगाते हैं और उस परिमित अहिंसाको ही पूरी अहिंसा समझ करके उससे अधिक अहिंसाको अनावश्यक और निरर्थक समझते हैं। इतना ही नहीं किंतु उसके विरुद्ध और उसके शत्रु हो जाते हैं, यह उनकी भूल है। जैनधर्म या अन्य किसी प्राचीन आर्यधर्मके उपदेशका यह अभिप्राय नहीं है कि तुम अभी जीव मात्रके प्रति अहिंसाका पालन करने लगो। न आजतक ऐसा किसीने किया और न ऐसा होना सम्भव है। उन्नति धीरे२ होती है। उसका अभिप्राय यह ही है कि जीवमात्रकी अहिंसाको अपना आदर्श बनाओ, उसका श्रद्धान करो और यथासम्भव इसीका पालन करो।

यहां पर विवश मुझको यह कहना ही पड़ता है कि यद्यपि जैनधर्मकी अहिंसा अत्यंत विशाल है परंतु इस समय हमारे कुछ जैनी भाईयोंने अपने चारित्र और व्यवहारसे उसको अत्यंत संकुचित बना दिया है। हमारे कुछ भोले भाई ऐसे हैं कि वे केवल वनस्पति आदिको ही पूरी अहिंसा समझते हैं। यह उनकी भूल है। उनको अपनी जाति, समाज, देश और मनुष्य मात्रके प्रति उपकारकी ओर भी दृष्टि डालनी चाहिए। परोपकार भी अहिंसाका मुख्य अंग है। शोक है कि अनेकांत धर्मके उपासक होकर भी बहुतसे भाई एकांतको ही पकड़ लेते हैं। मेरा अभिप्राय यह कदापि नहीं है कि वनस्पतिके प्रति दया धर्मका व्यवहार न करना चाहिए किंतु प्रत्येक मनुष्यका मुख्य कर्तव्य होना चाहिए कि जहां तक उसकी शक्ति हो, वनस्पतिके प्रति भी अहिंसाधर्मका पालन करे। निःसंदेह गृहस्थ अवस्थामें वनस्पतिके प्रति अहिंसा पर विशेष जोर देनेसे तथा उसके अहिंसाके अन्य कार्यों जैसे देश, जाति तथा मनुष्योंके प्रति उपकारके कार्योंपर महत्व देना

ठीक नहीं है। मेरी सम्मतिमें प्रत्येक जैनीका कर्तव्य है कि जीवमात्रकी अहिंसाके आदर्श तथा अनेकांतको अपने सन्मुख रखते हुए द्रव्य, क्षेत्र, काल, भावके अनुसार अहिंसा सिद्धांतका यथाशक्ति पालन करे।

**पांचवां सिद्धांत** कि जिससे जैनधर्मकी शुद्धता वा पवित्रता प्रगट होती है, वीतरागता है। राग, द्वेष, काम, क्रोध, लोभ, मान, माया आदि भावोंसे स्वतंत्र होनेका नाम वीतरागता है। वीतरागता सम्पूर्ण आत्मोन्नतिकी मूल है। वीतरागताके विना कदापि आत्मकल्याण नहीं हो सकता। जैन धर्ममें स्थान२ पर यही उपदेश पाया जाता है कि पर पदार्थोंसे राग द्वेष छोड़ो, अपनी आत्माके निजरूपको समझो, आत्मा जड़ कभी नहीं हो सकता और जड़ आत्मा कभी नहीं हो सकता। तुम ज्ञान स्वरूप आत्मा हो, जड़ नहीं हो। तुम्हारी जो भिन्न२ अवस्थाएं संसारमें होती है उनमेंसे अच्छी अवस्थाओंसे राग मत करो और बुरी अवस्थाओंसे द्वेष मत करो। अवस्थाएँ कर्मजन्य है, विनाशीक हैं, नित्य नहीं हैं। तुम्हारो स्वभाव रूप नहीं हैं। इसी प्रकार जो भोगविलास तथा सुखसाधनके पदार्थ शुभ कर्मोंसे तुमको प्राप्त हुए हैं उनमें अपना आपा मानकर उनसे राग वा मोह मत करो और जो दुख-दर्द तथा कष्ट-आपत्तिके समान अशुभ कर्मोंके कारण मिले हैं उनसे द्वेष वा घृणा मत करो किंतु कर्मजन्य पदार्थोंको विना राग द्वेषके शांतचित्त होकर भोगो।

सांसारिक भोगाविलासोंमें इतने हर्षित मत होओ कि अंगमें फूले न समाओ और कष्ट, दुख, आपत्तिमें इतने व्याकुल मत होओ कि हाहा-कार करने लगो कारण कि यह सम्पूर्ण सुख दुखकी अवस्थाएँ क्षणिक और अनित्य हैं। गृहस्थी इस प्रकार अभ्यास करता हुआ वीतरागताको बढ़ा सकता है। वीतरागताका अभ्यास करनेवाला गृहस्थ खाने, पीने, पहनने, रूपया कमाने, मकान बनाने आदि सांसारिक कार्योंको गृहस्थकी आवश्यकताएँ समझकर कर्तव्य समान करता है। उनमें राग नहीं करता है और न उनमें लिप्त होता है। जैन धर्ममें साधुकी वीतरागता बहुत बढ़ी चढ़ी उच्च कोटिकी वीतरागता है। वह अपने शरीरसे भी राग छोड़ देता है। शरीरको सर्दी गर्मीसे बचानेके लिए वस्त्र भी नहीं पहनता। न शेर, वाघ, स्याल आदिसे शरीरको सुरक्षित रखनेके लिए कोई शास्त्र अपने पास रखता है और न बीमार पड़जाने पर कोई औषधि सेवन करता है। साधु महाराज शरीरपुष्टि वा स्वादके लिए आहार नहीं करते, किंतु कई कई दिनमें दो चार ग्रास केवल इस हेतुसे लेते हैं कि शरीर बना रहे, विचारोंमें शुद्धता रहे और धर्मध्यानमें आसानी रहे। जैन वीतरागताका हाल कहांतक लिखा जाए, जैन शास्त्रोंकी स्वाध्यायसे ही मालूम हो सकता है।

**भावार्थ**—वीतरागता वह वस्तु है कि जब वह पूर्णावस्था पर पहुंचती है तो आत्मामें सर्वज्ञता प्रगट हो जाती है। वीतरागता और सर्वज्ञता में कारण कार्यका सम्बन्ध है। जो वीतरागी होगा वह सर्वज्ञ अवश्य होगा। जो सर्वज्ञ होगा वह वीतरागी अवश्य होगा। इसी कारणसे जैन धर्ममें परमात्माका स्वरूप सर्वज्ञ वीतरागी कहा गया है।

उपर्युक्त पांच बातें जो इस समय मेरे ख्यालमें आईं उनसे जैन धर्मका महत्व बयान

किया गया। वास्तवमें तो जैन धर्मके समस्त सिद्धांत इस प्रकारके हैं कि उनमें आत्माका हित ही हित है। अहित कदापि नहीं है। जैन धर्म आत्माके निज स्वरुपको प्रगट करके ऐसे नियम बतलाता है कि जिससे अपने निज स्वभावको प्राप्त करले। अतएव यदि देखा जाए तो आत्माके धर्मका ही नाम जैन धर्म है। अनेकांत अहिंसा तथा वीतरागता जैन धर्मकी मूख्य छाप है। जहां कहीं ए तीनों बातें पाई जाएं समझ लेना चाहिए कि वह जैन धर्म है। निसंदेह जैन धर्म एक विशाल सार्वधर्म है। जैनधर्मका आदर्श कुछ संसारिक सुख या विभूति नहीं है किंतु जैनधर्मका आदर्श आत्माको परमात्मा बनाना है।

(बाबू ऋषभदासजी बी. ए. के एक उर्दू लेखका "जैन प्रदीप" से अनुवाद।)






## अमेरिकामें सम्पादन-कलाका शिक्षालय।

अमेरिका देशके प्रधान नगर न्यूयार्कमें एक बड़ा प्रभावशाली दैनिक समाचार पत्र 'वर्ल्ड' नामक निकलता है। दिनमें इसके कई अंक निकलकर लाखोंकी संख्यामें बिक जाते हैं।

जान पुलिजर नामक एक प्रसिद्ध विद्वान् इस पत्रके कुछ वर्ष हुए सम्पादक थे। इनके सम्पादकत्व कालमें इस पत्रने बड़ी प्रसिद्धि और स्थिति प्राप्त की थी। सम्पादक पुलिजरकी मृत्यु सन १९११ की २९ अक्टूबरको हो गई। मृत्युके समय वह साठ लाख रुपये सम्पादनविद्यालय खोलनेके लिये छोड़ गये और किस प्रकार वह विद्यालय चलाया जावे यह भी वह अपने मित्रोंको समझा गये।

मृत सम्पादक पुलिजरके आदेशानुसार न्यूयार्क नगरके कोलम्बिया युनिवर्सिटी नामक विराट् विश्वविद्यालयके साथ और उसीकी अध्यक्षतामें १९१२ की ३० सितम्बरको संपादन-विद्यालय खोला गया। इस विद्यालयके लिये न्यूयार्क नगरके बीच एक बड़ा विशाल भवन बनवाया गया है, जिसमें सम्पादनके सब सामान इकट्ठे किये हैं। विद्यालय खुलनेके एक महीने-

के बाद १ नवम्बरको १०४ विद्यार्थी इस विद्यालयमें प्रविष्ट हो गये थे, जिनमें ग्यारह स्त्रियां थी। इसमें चार वर्ग बनाये गये। प्रथम वर्गमें ६१ विद्यार्थी थे, द्वितीय वर्गमें १९, तृतीयवर्गमें १४ और चतुर्थवर्गमें भी चौदह विद्यार्थी थे।

इस विद्यालयमें प्रवेश करनेके लिये एक परीक्षा होती है। परीक्षामें उत्तीर्ण होने पर विद्यार्थी लिये जाते हैं, किन्तु योग्य और अनुभवी पत्रोंके सम्पादक बिना परीक्षाके भी ले लिये जाते हैं। इस विद्यालयमें देश और कितने ही विदेशोंके सम्पादक सम्पादनकी-शिक्षा ग्रहण करने आते हैं। चीन, जापान, टर्की, पर्शिया इत्यादि भिन्नभिन्न देशोंके विद्यार्थी इस समय यहां शिक्षा पा रहे हैं; किन्तु भारतवर्षका अभी तक यहां कोई भी विद्यार्थी नहीं है। विद्यार्थियोंको चार वर्ष तक रहना पड़ता है और चार वर्षके बाद Bachelor of Literature in Journalism " की डिग्री मिलती है। किसी युनिवर्सिटी के बी. ए. परीक्षामें उत्तीर्ण हुए विद्यार्थीको कम ही समय तक रहना पड़ता है।

इस विद्यालयमें अमेरिका देशके बड़े प्रसिद्ध और योग्य पच्चीस पत्र सम्पादक अध्यापकके कार्य पर नियुक्त किये गये हैं। इन योग्य सम्पादकोंकी अध्यक्षतामें रह कर विद्यार्थी सम्पादनकी अमली शिक्षा पाते हैं।

विद्यालयकी शिक्षा प्रणाली तथा अध्यापकोंको सम्मति देनेके लिये न्यूयार्क नगर तथा अमेरिकाके अन्य नगरोंके १२ प्रसिद्ध समाचार पत्रोंके सम्पादकोंकी एक कमेटी बनाई गई है। प्रबन्धका कार्य कोलम्बिया युनिवर्सिटीके प्रधान करते हैं। विद्यार्थियोंको देश देशांतरके इतिहास, साहित्य, विज्ञान और गणित इत्यादि विषयोंको स्वयम् कोलम्बिया युनिवर्सिटीके अध्यापक पढ़ाते हैं। केवल सम्पादनकी शिक्षाके लिये पच्चीस सम्पादक नवीन नियुक्त किये गये हैं। फिलेडेल्फिया नगरके "प्रेस" नामक दैनिक पत्रके पुराने और अनुभवी सम्पादक डाक्टर टैल्काट विलियम इस विद्यालयके मुख्याध्यापक नियुक्त हुए हैं।

अमेरिका देशमें इसके अतिरिक्त बीससे अधिक ऐसी और भी युनीवर्सिटियां हैं जो सम्पादनकी शिक्षा देती है। इनमेंसे कई में सम्पादनके पृथक विद्यालय भी हैं। किन्तु ऐसा कोई अन्य स्कूल नहीं है जिसमें इतना धन हो जितना इस न्यूयार्कके नवीन सम्पादनविद्यालयमें है। बड़ी बात तो यह है कि यह विद्यालय कोलम्बिया युनिवर्सिटीकी शाखा बना दी गई है। जिस महाविद्यालयमें पहिलेसे सात सौ चौवालिस ७४४ अध्यापक हैं, जिसमें अन्य ६७७० विद्यार्थी हैं और जिसके पुस्तकालयमें ४,५०,००० साढेचार लाख पुस्तकें भिन्न२ विषयोंपर हैं। यह विराट पुस्तकालय इस सम्पादन-विद्यालयके विद्यार्थियोंके लिये मुफ्त खुला रहता है।

इस विद्यालयमें अधिक समय अमली शिक्षामें लगाया जाता है जिसके लिये न्यूयार्कसे अधिक अच्छा अन्य कोई नगर

संसारमें नहीं हो सकता है। विद्यार्थी नगरकी घटनाओंकी जांच करनेको नगरकी गलियोंमें भेजे जाते हैं! अकेले न्यूयार्क नगरमें ८७८ पत्र निकलते है। इन पत्रोंमें सम्पादकोंके सहायतार्थ इस विद्यालयसे विद्यार्थी भेजे जाते हैं। जहां उन्हें तरह तरहके विषयों पर लेख लिखना सिखलाया जाता है। न्यूयार्कके थिएटरोंमें नाटककी आलोचना करनेको भी ये विद्यार्थी भेजे जाते हैं और विद्वानोंके भी यह समालोचक बनकर जाते हैं। इन्हें सम्पादनके सब प्रकारके कार्य अमली तौर पर सिखला दिये जाते हैं। न्यूयार्कके राजनैतिक दल भी इन्हें अपने यहां निमन्त्रण करके राजनैतिक शिक्षा देते हैं।

इस प्रकार इस स्कूलमें सम्पादनकी शिक्षा पूरी पूरी विद्यार्थियोंको दी जाती है। यदि भारतवर्षसे कुछ योग्य हिन्दी पत्रोंके सम्पादक अमेरिका जाकर इस विद्यालयमें तीन वा चार वर्ष शिक्षा ग्रहण करें तो वे हिन्दीकी बड़ी उन्नति कर सकते हैं। पत्र सम्पादनमें अधिक अनुभव प्राप्त होनेके साथ ही साथ उन्हें संसारके इतिहास, देश देशान्तरोंके कानून, राजनीति, अर्थ-शास्त्र तथा भिन्न भिन्न देशोंकी वर्तमान राजनैतिक, सामाजिक, धार्मिक तथा आर्थिक अवस्थाका पूरा पूरा अनुभव प्राप्त हो जावेगा।

("जयाजी प्रताप" से उद्धृत।)

## श्री रुषभ ब्रह्मचर्याश्रमनो मारो अनुभव.

( लेखक:—श्वे० मुनि माणेक )

હસ્તિનાગપુર તીર્થની યાત્રા કરી અહીંના 'ઋષભ બ્રહ્મચર્યાશ્રમ' નામથી ચાલતા વિદ્યાલયમાં અનુભવ લેવાથી મારા મનમાં જે વિચારો ઉદ્ભવ્યા છે તે જાહેરની જાણ માટે પ્રકટ કરૂં છું.

જૈનોમાં જ્ઞાનને પ્રથમ દરજ્જો આપવા છતાં કેટલાક વખતથી જૈન બંધુઓનું લક્ષ્ય જેવું જૈન મંદીરોમાં ખેંચાયલું હતું તેવું જ્ઞાન માટે ખેંચયલું નહોતું, તેથી જૈનોમાં ધર્મજ્ઞાનની ખામી રહેલી હતી એટલુંજ નહીં પણ પશ્ચિમના કેળવણીના વધારાથી આ દેશના હુન્નર ધંધાને મોટું નુકસાન પહોંચ્યું હતું, તેમાં જૈનોને પણ ઘણું દરિદ્રતાનું દુઃખ સહન કરવું પડ્યું છે. હવે જૈનોએ પોતાની ભૂલ જોઈ છે, અને આંખો ઉઘાડી ઘોરનિદ્રાને દુર કરી વિદ્યાને ઉત્તેજન આપવા માંડ્યું છે.

વિદ્યાનું ક્ષેત્ર વિશાળ હોવાથી કઈ વિદ્યા ભણવી તે મોટો વિચાર થઇ પડ્યો છે! બી. એ. થયા પછી પણ નોકરી શોધવી પડે છે નહીં તો ઘરના પણ નહીં અને ઘાટના પણ નહીં, અથવા તો એકલી સંસારીક કેળવણી લીધાથી ઉન્મત્તતા-ધર્મભ્રષ્ટતાનું પણ કાંઈક કલંક દેખાવા લાગ્યું, ત્યારે ધાર્મિક કેળવણી સાથે આપવાની પાઠશાળા ખોલવામાં આવી છે અને બોર્ડીંગોમાં તેજ તજવીજ છે, છતાં પણ માબાપ નાની ઉમરમાં પરણાવી દે, સંસારી કાર્યમાં બાળકનો વખત વ્યર્થ ગુમાવી દે તેથી ભણના વિદ્યાર્થીને વિઘ્ન થાય તે દૂર કરવા ગુરૂકુળની યોજના ઉભી થઇ છે. જો ભણીને સાધુ થવું હોય તો એક સંસ્કૃત જ્ઞાન સર્વોત્તમ છે અને ગ્રહસ્થાવાસ ચલાવવો હોય તો સંસારીક વિદ્યા

પણ સારી રીતે જાણવી જોઇએ. હવે તે કઈ વિદ્યા ભણવી તેને માટે જુદા જુદા પુરૂષોનો જુદો જુદો મત છે. જો પૈસા મેળવવા નોકરી ન કરવી હોય તો, **ટેકનીકલ કેલવણી** સારી છે અથવા **સાયન્સનું** જ્ઞાન સર્વોત્તમ છે. પશ્ચિમના દેશોએ હીંદને નિર્ધન કર્યું તેનું કારણ સાયન્સ વિદ્યા આ દેશમાં જોઇએ તેવી નથી, તે વિદ્યા વધારવા જો જૈનો ચાહે તો લાખો રૂપિયાના ખર્ચે પ્રાપ્ત કરી શકે. ઉદાર જૈન બંધુઓ આવા આશ્રમને પૂર મદદ આપે તો આવા આશ્રમમાં બાળકોને વધારે સારી રીતે લાભ આપી શકાશે.

બાર વરસ સુધી એક સરખો લાભ અહીં મળે છે. નવ વરસનો દાખલ થઈ ૨૧ વરસ સુધી રહે તો પૂછવું શું ?

**અધિષ્ટાતા ગેંદનલાલજીએ** સિવિલ ઈજનેર છતાં ગાંઠનું દ્રવ્ય અર્પણ કરી અહીં **જીંદગી અર્પણ** કરી છે. **બ્ર. ભગવાનદીનજી** મહાશયે સ્ટેશનની સર્વીસ છોડી **જીંદગી અર્પણ** કરી છે, તેમજ **કુમાર દિગ્વજયસીંહે** જીંદગી અર્પણ કરી છે. આવાં અનેક રત્નોથી **આશ્રમનો વિદ્યારૂપી બગીચો** અંકુરિત થયો છે, તેને પ્રફુલ્લિત કરી તેની સુગંધી સર્વત્ર ફેલાવી જીવ માત્રને સુખી કરવા જૈન શાસનનો ડંકો બજાવવો એ જૈનોની મોટામાં મોટી અને પહેલી ફરજ છે. માટે અહીંનો અનુભવ લઈ તન મન ધનથી સહાય કરો, સારા વિદ્યાર્થીઓ મોકલો, અને સાયન્સ વિદ્યાને યોગ્ય જે જે ચીજોની જરૂરત હોય તે શીઘ્ર પૂરી પાડો.

આ સંસ્થા વિદ્વાન્ બંધુઓને પોતાની વિદ્યાનો લાભ આપવાનું સર્વોત્તમ સાધન છે તેમજ એકાંત ધ્યાન કરવાનું પણ સારૂં સ્થળ છે.

અમારા શ્વેતાંબર બંધુ પણ અહીં એકાદ પાઠશાળા પબ્લીકને માટે ખોલે, તેમ પુસ્તકાલય પણ ખોલે તો ઘણું સારૂં. તીર્થક્ષેત્રોમાં આવી જગ્યામાં પાઠશાળા અને પુસ્તકાલય હોય તોજ જૈન ધર્મની ઉન્નતિ થઈ શકે, જીવો શાંતિ મેળવી શકે તેમજ સાધુઓ સારૂં જ્ઞાન મેળવી શકે અને સર્વત્ર શાંતિ ફેલાવી શકે.



## जैन जीवन अथवा दैवी जीवन.

લેખકઃ-વાડીલાલ મોતીલાલ શાહ-મુંબાઈ.



( ગયા અંકથી ચાલુ. )

**ભાવના.**

દાન, શીલ અને તપ એ ત્રણ સંબંધે આપણે વિચાર કરી ગયા અને જીવન સાથે એ ત્રણેનો કેવો ગાઢો સંબંધ છે એ પણ જોઇ ગયા દરેક માણસ આ ત્રણ તત્ત્વો વધારે મુશ્કેલી સિવાય સ્હમજી શકે અને આદરી શકે તેવાં છે અને તે ત્રણ તત્વોના અનુપાલન સિવાય માણસ આ જીંદગીમાં આરોગ્યવાન, નિર્દોષ અને આબાદ થઇ શકે નહિ તેમજ બંધુમનુષ્યોને ઉપયોગી થઇ શકે નહિ, એટલુંજ નહિ પણ બીજી જીંદગીમાં સુખી થવાની આશા રાખી શકે નહિ. પરન્તુ આ ત્રણ કરતાં વધારે મહત્વનું તત્વ વિચારવાનું બાકી રહે છે, કે જે તત્વ દરેકે દરેક મનુષ્યની શક્તિની અંદર હોવાની ખાત્રી આપી શકાય નહિ. તે તત્વ **'ભાવના'નું** છે અને તે મન તથા બુદ્ધિ સાથે સંબંધ ધરાવતું હોઇ એનું રહસ્ય સ્હમજવામાં માનસશાસ્ત્ર (Psychology)ના અભ્યાસની તથા તીવ્ર કલ્પનાશક્તિની જરૂર પડે છે; વળી આગળ વધતાં એમાં ઉચ્ચ મનોબળની પણ જરૂર પડે છે. આમ હોઇ 'ભાવના'ના ક્ષેત્રમાં રમવું, એ ઘણા થોડા ભાગ્યશાળી પુરૂષોથી બને તેવું કામ છે. દાન-શીલ-તપ એ ત્રણનું અનુપાલન સારી રીતે કરી ચૂકેલો માણસ-આ ભવ કે પૂર્વ ભવમાં એ માર્ગ પર લાંબો રસ્તો કાપી

ચૂકેલો માણસ-'ભાવના'ના ક્ષેત્રમાં પ્રવેશ પામે છે. ભાવનાનું રાજ્ય સ્થૂલ પૃથ્વી પર નથી પણ સૂક્ષ્મ પૃથ્વી પર, માનસિક વિશ્વમાં છે, કે જ્યહાં પથિકને એકાકી-કોઇની દશ્ય મદદ વગરજ-વિચરવું પડે છે, અને તેજ કારણથી એ માર્ગ વિકટ જણાય છે. જો કે તે સાથે એ પણ કહેવું જોઇએ કે, વિકટ હો યા સરળ હો, પણ **એ માર્ગ ઘણોજ આનંદદાયક** છે એમાં તો કંઈ શક નથી, અને આત્મા કે જે મન અને બુદ્ધિથી પણ પર છે એને પામવાના માર્ગનો છેલ્લો છેડો આ તત્વજ છે, 'ભાવના' એ તત્વ કેવું વિશાળ અને ગહન છે, એનો કાંઇક ખ્યાલ સામાન્ય રીતે એના થતા અનેક અર્થો પરથી સ્હમજાઇ શકશે. ધ્યાન, મનન, ચિન્તવન, શોધન, બારીક ગવેષણા, પૂર્વસ્મરણ, પ્રત્યક્ષ જ્ઞાન ( Perception or cognition ), શુષ્કને આર્દ્રતામય બનાવવાની વિધિ, ઈત્યાદિ ઈત્યાદિ એના અર્થો છે. આવા અનેક કાર્ય બજાવતા તત્વનું વિવેચન થોડાં પૃષ્ઠોમાં આપવું અશક્ય છે એ કારણથી, તેમજ Science તથા Metaphysics જેવા અતિ ગૂઢ વિષયો સાથે ગાઢ સંબંધ ધરાવતા વિષયમાં ઉપલકીઆ જ્ઞાનવાળાએ ડહાપણ ડોળવું એ પ્રમાણિક પણ નથી એમ સ્હમજીને, હું આ વિષયને છેડવા ઈચ્છતો નથી. અત્રે તો માત્ર આ વિષયની ગહનતા-કે જેને જૈનોનો ૯૯ાા ટકા જેટલો ભાગ જોઇ શકયો નથી-તે ગહનતાજ કાંઇક અંશે બતાવી છે અને હવે એ 'ભાવના'ના અંગ તરીકે યોજાયલી કેટલીક ધાર્મિક ક્રિયાઓ સંબંધે થોડીક સૂચનાઓ કરવા પ્રવૃત્ત થઇશ.

દરેક મનુષ્યે **મૈત્રી ભાવના, કરૂણા ભાવના, પ્રમોદ ભાવના અને મધ્યસ્થ ભાવનાનું** સેવન કરવાનો પરિચય કરવો જોઇએ. સમાન ગુણ અને સમાન વિચાર ધરાવતા જીવો તરફ મૈત્રી ભાવના, દુઃખી અને અજ્ઞાન તરફ કરૂણા ભાવના, પોતાથી ચ્હડીઆતા જ્ઞાન ગુણ-શક્તિ આદિ ધરાવનારાઓ પ્રત્યે પ્રમોદ ભાવના અને અધમ જનો તરફ મધ્યસ્થ ભાવના રાખવી જોઇએ.

સમાન ગુણ અને વિચાર ધરાવનારાઓ પ્રત્યે મૈત્રી ભાવના રાખવાથી એક બીજાના ગુણો અને વિચારો વધારે વિકાસ પામે છે; અને આથી બન્નેની આત્મિક ઉત્ક્રાન્તિ આગળ વધે છે.

દુઃખી અને અજ્ઞાન તરફ કરૂણા ભાવના ભાવવાથી એઓનાં દુઃખ અને અજ્ઞાન ટાળવાની પ્રવૃત્તિ કરવાની પ્રેરણા થાય છે, અને ત્હેને પરિણામે તે દુઃખીનાં દુઃખો કે અજ્ઞાનીનું અજ્ઞાન ઓછાવધતા પ્રમાણમાં દૂર થાય છે. એટલે કે ત્હેનો આત્મિક ઉત્ક્રાન્તિનો માર્ગ સપાટ થાય છે. બીજા હાથ ઉપર આ ભાવના આ સહાય કરનાર પાત્ર પણ ઉત્ક્રાંત થાય છે.

ચ્હડીઆતા જ્ઞાન-ગુણ-શક્તિ આદિ ધરાવનારાઓની ઇર્ષા કે દ્વેષ નહિ કરતાં ત્હેમની તે ઉત્ક્રાન્તિ જોઇ પ્રમોદ-ઉલ્લાસ-સંતોષ અનુભવવો અને એમની એ ઉત્ક્રાન્તિ હજી વિશેષ આગળ વધો એમ ઇચ્છિવું એ ઘણાં ઉદાર સ્વભાવ વગર બનવું કઠીન છે. આ ગુણથી આ ભાવનાથી-તે ભાવના ભાવનાર માણસમાં તે ગુણોનો અંશ પ્રવેશ પામે છે કે, જે ગુણો તરફ ત્હેણે પ્રમોદ અને ઉલ્લાસ ભાવ કર્યો હોય છે.

અધમ જનોની નીચ પ્રવૃત્તિઓ જોઇને **માધ્યસ્થ ભાવના** ભાવવી જોઇએ છે, એમ જ્યહારે કહેવામાં આવે છે ત્યહારે વસ્તુતઃ એટલુંજ કહેવામાં આવે છે તે પ્રવૃત્તિઓ તરફ પ્રમોદ ન કરવો તેમ તે મનુષ્ય તરફ દ્વેષ ન કરવો. આ ભાવનાનો ઘણો ભારે

અર્થ હાલ થતો જોવામાં આવે છે. નિંદા અને સ્તુતિ સિવાય બીજું કાંઈ તત્વ દુનિયામાં જાણે કે હયાતી ધરાવતુંજ ન હોય તેમ, લોકો ધર્મને બહાને એમ કહેતા સંભળાય છે કે જનસંહારક પ્રવૃત્તિના કરનારાઓ પ્રત્યે ક્ષમા આપીને ચુપ બેસી રહેવું એજ 'માધ્યસ્થ ભાવના' છે. આ સમજ દુનિઆને ઘણું નુકસાન કરનારી થઈ પડી છે. જો એવી નપુંસકતા એજ ધર્મ હોય, તો પછી 'કરૂણા ભાવના'નુ નામ ગણાવવાની પણ શી જરૂર હતી? ગુન્હેગાર કે પાપી એ પણ એક મનુષ્ય છે-આત્મા છે અને એ આત્માને અનિષ્ટ પ્રવૃત્તિમાં જોડાયલો જોઇ એક બંધુ-આત્મા તરીકે ત્હેના પર કરૂણા લાવવી, જેથી તે આત્મા સવળે રસ્તે આવી શકે અગર ઓછામાં ઓછા ભયંકર રસ્તે આવી શકે અગર તે પણ ન બને તો બીજાઓને ત્હેનાથી નીપજતું નુકશાન ઓછું થાય એવે રસ્તે જે કાંઈ કામ કરવું તે 'કરૂણા'નો વિષયજ છે. અને એવી રીતે કરૂણાભાવથી કરાતા કર્ત્તવ્ય વડે તે માણસને તાત્કાલિક અશાતા ( સાચી કે કાલ્પનિક ) થવા પામે તો તે તરફ હર્ષ-ખેદ ન કરવો-ઉદાસીન રહેવું-માધ્યસ્થ ભાવ રાખવો એજ 'માધ્યસ્થ ભાવના' છે. 'પાપી દુઃખી થજો' એમ એક 'માધ્યસ્થ ભાવના' નો અનુયાયી ઇચ્છી શકે નહિ; તેવીજ રીતે 'પાપી ભલે અનેકોના ઉત્ક્રાન્તિક્રમને કે શાન્તિને વિઘ્ન કર્યા કરે' એમ પણ ન ઇચ્છી શકે. આ વિષય પર ઘણા વિચારો કરવા જેવા છે, પણ અત્રે તે માટે અવકાશ નથી.

ભાવનાની નિર્મળતા અને પુષ્ટિ માટે જૈનશાસ્ત્રોએ સામાયિક, પ્રતિક્રમણ, પોષધ આદિ ક્રિયાઓ યોજી આપી છે. આ ક્રિયાઓ સબંધમાં હમણાં આપણે થોડાક વ્યવહાર મુદ્દા તપાસીશું.

આ ત્રણે ક્રિયાઓ ખરેખર મહત્વની અને અતિ લાભકારી છે એમ તર્કશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને વ્યવહારશાસ્ત્રે પણ કબુલ રાખ્યા સિવાય ચાલશે નહિ. આ ત્રણ સંબંધમાં અત્રે તો થોડી છુટી છુટી સુચનાઓજ આપણે કરી શકીશું; બાકી એ ત્રણેની ફીલસુફી એટલી વિશાલ છે કે ત્હેમાંના દરેક ઉપર મ્હોટા ગ્રંથો રચાવાની જરૂર છે. હાલ મળતાં પુસ્તકો બુદ્ધિવાદને તૃપ્ત કરી શકે એવાં નથી એ અહીં સ્પષ્ટ કબુલ કરવું જોઇએ.

ø ø ø ø

**સામાયિક.**

આત્મા જે મહાન કાર્ય કરવા માટે-જે અસંખ્ય કે અનંત ભવો ટાળવા માટે મનુષ્ય શરીર જેવું સમર્થ હથીઆર મેળવે છે, તે હથીઆર ત્હેના હાથમાં અમુક 'મુદત' સુધીજ રહેવાનું છે; અમુક 'મુદત'નોજ એ 'પરવાનો' છે. એ 'મુદત'માં તે હથીઆર વડે તે આડાઅવળાં બીનજરૂરી પરાક્રમો કરે યા તો પોતાને ચીરકાળથી સતાવતા શત્રુઓને જડમૂળથી કાપી નાંખવાનું કામ કરે. બન્ને કામ કરી શકાય છે; કયું કરવું અને કયું ન કરવું એ ત્હેની પોતાની પસંદગી ઉપર આધાર રાખે છે. અને એ પસંદગી કરવાના ડહાપણ ઉપર ત્હેના હમેશના સુખ-દુઃખનો આધાર છે.

એટલા માટેજ, પરદુઃખભંજન મહાન 'ગુરૂ'એ 'અનર્થદંડ-વિરમણ વ્રત'નો ઉપદેશ દરેક 'શસ્ત્રધારી' અર્થાત્ 'મનુષ્ય'ને કર્યો છે. પૈસા જેવી ચીજો જે અહીંજ પડી રહેવાની છે ત્હેની પ્રાપ્તિ અને ઉપભોગમાંજ તે હથીઆરને તે રોકયું ન રાખે, અન્ન કે જે થોડા વખતમાં વિષ્ટાનું રૂપ ધારણ કરે છે તે અન્નની પ્રાપ્તિ અને ઉપભોગમાંજ તે હથીઆરને તે રોકયું ન રાખે, ક્રોધ-માન-માયા કે લોભ કે જેથી બહુ તો ક્ષણિક તૃપ્તિજ થઇ શકે તેમ છે તે ઉત્પન્ન

કરવા કે ટકાવી રાખવામાંજ તે હથીઆરને તે રોકયું ન રાખે એટલા માટે મહાન 'ગુરૂ'એ 'અનર્થદંડ-વિરમણ વ્રત' ફરમાવ્યું છે, કે જેથી કરીને સ્વહિત નહિ સ્હમજી શકનારા મનુષ્યો પોતાના તે હથીઆરને વધુ ઉત્તમ કામ માટે-ચીરસ્થાયી લાભ આપનાર કામ માટે બચાવી શકે સઘળી જાતનાં નિષ્પ્રયોજન કાર્યો, શબ્દો અને વિચારોથી અલગ રહેવાનું ફરમાવનાર એ વ્રતની ખુબી અદ્યાપિ પર્યંત સંપૂર્ણતઃ સ્હમજવા-સ્હમજાવવા ભાગ્યેજ પ્રયાસ થયો હશે. જે જિવાત્મા એ વ્રતની ખુબી બરાબર સ્હમજવા ભાગ્યશાળી થયો હશે તે તો બાઇબલમાંના પેલા ઉડાઉ છોકરાની માફક એમજ કહેશે કે; **"મ્હારા બાપના ઘરમાં ઘણા બંગલા છે; હું ત્યહાં જઈશ અને હવે વધુ વખત ભૂખે મરીશ નહિ."** ઉડાઉ થવાથી-જેમાંતેમાં પૈસો વાપરી નાખવાથી ભૂખમરાની સ્થિતિએ પહોંચેલા ઉડાઉ છોકરાને જેમ છેવટે બાપના ઘરની ગરજ પડી-ત્યહાંજ તેહેણે 'બંગલા' ભાળ્યા, એમ જે માણસો પોતાના આ શરીર રૂપી હથીઆરનો તથા વખત, બુદ્ધિ, દ્રવ્ય અને લાગવગ વગેરે ખજાનાનો દુરૂપયોગ કરે છે તથા 'શક્તિહીન'-'સાધનહીન' બની જાય છે ત્હેમને છેવટે 'બાપના ઘર' તરફ-પરમેશ્વરના સ્મરણ તરફ-'આત્મ ભાવના' તરફ વળવાની ગરજ પડે છે. પરંતુ તે ગરજ ઘણી મોડી હોવાથી સાર્થકતા પ્રાપ્ત થતી નથી. કારણ કે બાપના ઘર અથવા 'આત્મ ચિન્તવન' સુધી જઇ પહોંચવાની શક્તિ હવે ત્હેનામાં રહી નથી, આડાઅવળા દોડવામાં શક્તિ ગુમાવી દીધેલી હોવાથી તે હવે 'બાપનું ઘર' અથવા 'સ્વસ્વરૂપ,' કે જહેમાં હજારો મહેલો-આનંદસ્થાનો વસેલાં છે ત્હાં-તે દૂરના ધામમાં-તે કેવી રીતે પહોંચી શકે?

એટલા માટે તે મહાન 'ગુરૂ'એ-શ્રી મહાવીરે પ્રથમ તે શક્તિનો દુરૂપયોગ થતો અટકાવવાનો મહામંત્ર ('અનર્થ-દંડ વિરમણ-વ્રત' નામે) આપ્યો અને ત્યાર પછી તે જાળવી રાખેલી શક્તિવડે 'બાપના ઘર'માં જવાનો-સ્વાધ્યાય'માં જવાનો મંત્ર આપ્યો. **એ મંત્રનું નામ 'સામાયક વ્રત' છે.**

અને અહીં મ્હારે ખુલાસો કરવો જોઇએ કે, સામાયિક તે એક સામાન્ય 'ઘર' દેખાવા છતાં એમાં હજારો 'બંગલા' સમાયલા છે એ કાંઈ અતિશયોક્તિ નથી ( કદાચ *ન્યૂનોક્તિ તો હશે !* ). *સામાયિકમાં જ્યહારે* સઘળા વિતર્કોને દૂર કરી 'કાયોત્સર્ગ' કરવામાં આવે છે ત્યહારે એવા તો આનંદનાં ભવનો નજરે પડે છે કે જહેનું વર્ણન કરવાની શક્તિ કોઇ કલમ કે કોઈ જીભ ધરાવતીજ નથી. બોજા તરીકે, દેખાડા તરીકે, અંધશ્રદ્ધા ખાતર કે માત્ર લીધેલી બાધા પાળવા ખાતર જેઓ સામાયિક કરે છે તેઓ કોઈ દિવસ તે એક ન્હાનાસુના 'ઘર'માં સમાયલા હજારો ભવ્ય 'બંગલા' જોઈ શકવાના નહિ. જેઓ મન-વચન-કાયાની શક્તિને નિષ્પ્રયોજન ઉડાવી દેતા નહિ હોય, જેઓ એ શક્તિનો ખજાનો ભરપુર રાખતા હશે ત્હેમને 'સામાયિક' ખરેજ આનંદસાગર રૂપ જણાશે.

પહેલા પગથીએથી કૂદીને છેલ્લે પગથીએ જવાની આશા રાખનારાઓ કેવી મ્હોટી ભૂલ કરે છે ! દાખલા તરીકે, એક માણસ લ્યો. વિષયસેવનમાં અનિયમિત રહી શરીરને જહેણે સત્વહીન બનાવ્યું છે, જહેનુંતેહનું બુરૂં ઇચ્છવાથી-તાંદુલ મચ્છની માફક અહોરાત્રી કુતર્કો કરવાથી મનને જહેણે માંકડું અને રોગી બનાવી દીધું છે, યદવાતદવા બોલીબોલીને જીભને જહેણે વાયડી બનાવી દીધી છે-એ માણસ એ ત્રણે હથીઆરોને પોતેજ લગાડેલો કાટ ( યથાશક્તિ આચરેલાં આઠ વ્રત વડે )

દૂર કર્યા **સિવાય** મન-વચન-કાયાની જાગૃતિ અથવા ઉગ્ર શક્તિની જ્હેમાં જરૂર છે એવું **'સામાયિક'** વ્રત આદરીને (ધારો કે) બેઠો છે. સામાયિક આદરવાની વિધિમાં કાયોત્સર્ગ કરવો પડે છે, તે તો ત્હમે જાણતા હશો. તે માણસ કાયોત્સર્ગ કરવા તૈયાર થાય છે ? હા, કાઉસગ્ગનો બાહ્ય દેખાવ તો ઠીકઠીક કરે છે. પલાંઠીવાળી હથેલી પર હથેલી નાંખી બેસે છે; પણ શું તે ખરેજ **ચોર્યાશીલાખ જીવાયોની**ને ખમાવવાનું ધ્યાન ધરે છે ? 'લોગ પઈવાણું' એ પાઠ બોલતી વખતે 'લોક'નું સ્વરૂપ અને ત્હેમાં **તીર્થંકર**નો પ્રકાશ નજર આગળ કલ્પવા શું તે શક્તિમાન છે ? કે, 'નમોથ્થુણું' બોલતી વખતે એના મ્હોં આગળ કોઇ સ્ત્રીના નાજુક અવયવોનો કે રૂપીઆથી ભરેલી તીજોરીનો કે ખરીદાયલા નવા ઘરના રીપેર કામનો દેખાવ આવે છે ? એવું મન કે જે અનર્થ-દંડ-વિરમણ વ્રતના અજ્ઞાનપણાને લીધે માંકડું અને રોગી બનેલું હોય છે તે ત્હેના હુકમને આધીન વર્તવાની ના કહે છે અને જે સ્વાદ ત્હેણે રાજીખુશીથી ત્હેને પ્રથમ ચખાડેલો હતો તેજ પદાર્થો તરફ તે દોડવાનું અને હાથમાંથી લગામ ખોઇ બેઠેલા સવારની પેઠે તે માણસ માત્ર ખાલી હાથ ઉંચો નીચો કરવાનો ! પણ એટલેથી બસ નથી; એ તો એના આંતરીક કાઉસગ્ગની સ્થિતિ કહી; પણ **બાહ્ય** કાઉસગ્ગ પણ શું બરાબર છે ? કાયાને તકલીફ આપી ટટાર કરવા માટે—સઘળા પ્રમાદને દૂર નસાડવા માટે કરાતા કાઉસગ્ગના અમુક આસનને ધારણ કરવા છતાં શું તે **ટટાર** બેસી શકશે ? વિષયસેવન કે બીજી નકામી તકલીફો વડે શરીરને ક્ષીણ કરી નાખવાના કારણથી તે ટટાર નહિ બેસી શકવાનો; ઘડીમાં પગ રહી જશે, ઘડીમાં બરડો દુઃખશે, અને ઘડીમાં શ્વાસ રૂંધાશે. 'ઇરીઆવહી' નો કાઉસગ્ગ કરવા પહેલાં 'તસ્સઉત્તરી' નો પાઠ બોલાય છે તે કાંઈ **બોલવા માટે નથી પણ માત્ર સ્હમજવા માટે છે**; તે પાઠમાં 'કાઉસગ્ગ'ની સરતો (conditions) વર્ણવી છે; **શ્વાસોશ્વાસ** પણ બંધ રાખવા, ખાંસી; બગાસું, છીંક, ઓડકાર વગેરે સર્વ ક્રિયાઓને પણ રોકવી; આવો પાઠ કાઉસગ્ગ કર્યા **પહેલાં** બોલવાનો રીવાજ છે, છતાં એ પાઠમાંની સરતો પળાતી નથી. અને પળાય પણ કેવી રીતે ? **શક્તિ વગર કામ થાયજ ક્યાંથી ? શું બાળક કદી હજારોના વ્યાપાર ખેડી શકશે ?**

ત્યારે સામાયિકનો 'અધિકાર' કોને ! એવો સવાલ સ્વાભાવિક રીતેજ થશે. હું કબુલ કરીશ કે હું કોઈ 'જ્ઞાની' નથી, અથવા 'માનસ શાસ્ત્ર'નો પારંગત નથી, કે જેથી કોઇ પણ 'ધોરણ' બાંધી આપવાને લાયક ગણાઉં. હું બહુ તો મ્હારા વિચારો જણાવી શકું. મ્હારા આધિન મન પ્રમાણે તો 'અનર્થ-દંડ'થી વિરક્ત રહેનારા માણસોજ શુદ્ધ સામાયિક કરી શકે. સામાયિકનો પાઠ ગમે તે માણસ બોલે તે સામે હું વાંધો લેવા ઇચ્છતો નથી; બે ઘડી એક સ્થાને બેસી 'આરંભ-સમારંભ'થી નિવર્તે તે સામે પણ મ્હારો વાંધો નથી, પરંતુ જે આત્મા પોતે તથા પોતાનાં હથીયારો સર્વ પરતંત્રતાની બેડીમાં હોય તે આત્મા સામાયિક જેવા ક્રિયાકારક Active (નહિ કે નિષ્ક્રિય Passive) વ્રતમાં કેમ દાખલ થઈ શકે ! જેના હાથ પગ બેડીઓથી સજ્જડ જકડાયલા છે એવો બંદીવાન બેડી નાંખનારને **ગાળો દેવાનું** કામ કરી શકે, પણ **તરવાર વાપરવાનું** કામ શી રીતે કરી શકે ? ધ્યાન, કાઉસગ્ગ, સામાયિક એ સર્વ ક્રિયાઓમાં પુષ્કળ **પુરૂષાતનની** જરૂર પડે છે; એ Active ક્રિયાઓ છે; માટે તે ચોતરફ જેની શક્તિઓ વેરાઈગયેલી છે તેવા આત્મા ? બની શકે નહિ.

તથાપિ, જ્હેમને સામાયિકની ઇચ્છા થાય ત્હેમને "ત્હમે તે ન કરશો" એમ કદાપિ ન કહેતા. "સામાયિક નામની ( Active ) ક્રિયા રૂપી વાવેતર કરવા પહેલાં જોઇતી જમીનશુદ્ધિ મેળવવા માટે યથાશક્તિ પાંચ વ્રતો (જે શ્રી બુદ્ધગુરૂએ પણ 'પંચશીલ' તરીકે ઉપદેસ્યાં છે ) તથા અનર્થ-દંડ-વિરમણ-વ્રત અંગીકાર કરો; તે વ્રતોને જીંદગીના ન્હાનાં મ્હોટાં કૃત્યોમાં આચરો અને એ પ્રમાણે સામાયિકની લાયકી મેળવો." એટલું કરીનેજ ન અટકતાં, હાલ વ્રતો અશક્ય અને વાઘ જેવાં લાગે છે તે ખ્યાલ ત્હેમના મગજમાંથી દૂર કરાવી વ્રતોનું વ્યવહારૂ સ્વરૂપ સ્હમજાવો અને તે પછી સામાયિકના ચ્હડતા-ઉતરતા દરજ્જા બતાવો.

સમ એટલે સમતા-સમભાવ-ચિત્તનું સમતોલપણું (equilirbium of mind) રૂપી આય એટલે લાભ જ્હેનાથી પ્રાપ્ત થાય એવી પ્રવૃત્તિને સામાયિક કહેવાય. એને નિવૃત્તિ ગણાય છે છતાં પ્રવૃત્તિ તરીકે ત્હેની વ્યાખ્યા કરવામાં મ્હારો આશય એમ સૂચવવાનો છે કે, એ કાંઈ મુડદાલ હાલત કે નિદ્રસ્થ દશાનું નામ નથી, પણ શરીર અને મનના યોગનો રોધ કરવાની activity-ક્રિયા-action-નું નામ છે. સામાયિકની આ વ્યાખ્યા મ્હને ઘણી સુંદર લાગે છે:—

समता सर्वभूतेषु, संयमः, शुभ भावना ।
आर्तरौद्रपरित्यागः, तद्धि 'सामायिकं' व्रतं॥

સામાયિક એ સમતા ( કે જેમાં સ્થિતિસ્થાપકતા અને સ્થિરતાના ગુણોનો સમાવેશ થાય છે), ને ખીલવે છે ( અને એ ગુણોથી આત્મિક લાભ ઉપરાંત વ્યવહારમાં પણ અદૃશ્ય લાભ થાય છે ), ભૂતમાત્રમાં પોતાને જોતાં શિખવે છે, ઇન્દ્રિય નિગ્રહ અને મનોનિગ્રહનો મહાવરો પાડે છે, શુદ્ધ અને શુભ ભાવનાઓમાં રમણ કરવાની ટેવ પડાવીને સૂક્ષ્મ પ્રદેશોમાં વિચરતાં શિખવે છે, વાણીના અને શરીરના વ્યાપારમાં 'ઉપયોગ રાખીને' પ્રવૃત્તિ કરતાં શિખવાને પરિણામે ઘણાંએક બીનજરૂરી સંકટોમાંથી બચાવે છે.

સામાયિકના જૂદા જૂદા અંગભૂત પાઠોનો હેતુ આપણે હવે તપાસીએ.

સામાયિકમાં પ્રથમ 'નમોક્કાર મંત્ર' ભણાય છે. એ મંત્ર વડે જગતના સઘળા ઉપકારી આત્માઓનું સ્મરણ થાય છે. જડ દેહની બેડીથી છૂટેલા સિધ્ધો, છૂટવાની તૈયારીમાં આવેલા અર્હંતો, છુટવાના કામી આચાર્યો-ઉપાધ્યાયો અને સાધુઓઃ-એ સર્વનું સ્મરણ કરવાથી એમની ભવ્ય મૂર્તિ આપણી કલ્પના શક્તિ આગળ ખડી થાય છે અને આપણે એવા સમર્થ આત્માઓની છાયા નીચે આવ્યા છીએ એવું ભાન થવાથી આપણો આત્મા કેટલીક હિમત અને શાન્તિ મેળવે છે અને ૪૮ મીનીટ સુધી મનોનિગ્રહ રાખવા આપણે જે વ્રતથી બંધાવાના છીએ તે વ્રત બરાબર પાળવાને શકિતમાન થઇએ છીએ.

પહેલા પાઠમાં એ સમર્થ આત્માને સ્મર્યા-આપણી કલ્પના શકિત વડે એમનાં દર્શન કર્યા-પછી બીજા પાઠમાં-આપણે ત્હેમને ભાવથી ત્રણવાર નમન કરીને એમના તરફ સત્કાર-સન્માન-પર્યુપાસના વગેરે પ્રકારે ભક્તિ-બહુમાન બતાવીએ છીએ. આથી ત્હેમના ઉચ્ચ ગુણોમાં આપણે તલ્લીન બનીએ છીએ અને એ ગુણોનો અંશ ખેંચીએ છીએ.

પછી ત્રીજા પાઠમાં સર્વ જાતના જીવો પ્રત્યે આપણે બંધુત્વ ધરાવીએ છીએ એવી ભાવના ભાવીએ છીએ. સર્વ જીવોને આપણે જે જે દુઃખ કર્યું હોય તે મિથ્યા થવા ઇચ્છીએ છીએ-સંકલ્પ કરીએ છીએ.

ચોથા પાઠમાં આપણે કાયોત્સર્ગ કરવાનું વચન દઇએ છીએ. કેવી રીતે કાયોત્સર્ગ

કરવો એ બતાવનાર ચોથો પાઠ છે. શરીરની સર્વ ક્રિયાઓ બંધ કરીને, દુર્ધ્યાનને રોકીને, એકાગ્રતાએ કાયોત્સર્ગ કરવાનો છે. આ કાયોત્સર્ગમાં મનન કરવાનો વિષય પણ **ભૂતદયા**નો છે.

આ ચાર પાઠથી હૃદયની જમીન પોચી-વાવેતરને યોગ્ય બનાવ્યા પછી પાંચમો પાઠ "લોકને વિષે ઉદ્યોત કરનાર" પુરૂષોની **પ્રાર્થના** કરવાનો છે. 'સાગર જેવા ગંભીર' સિદ્ધ પાસે 'સિદ્ધિ' માગવામાં આવે છે. જૈન ધર્મની આ મહત્વાકાંક્ષા ખાસ ધ્યાન ખેંચવા જેવી છે. તે, કોઈ **પરમેશ્વર**ની ખુશામત કરી થોડીક જમીન કે થોડાઘણા સીક્કાના કુકા માગવાનો સિદ્ધાંત શિખવતો નથી, પણ તે સર્વને પરમેશ્વર બનવાનીજ મહત્વાકાંક્ષા પ્રેરે છે. એ ધર્મની પ્રાર્થના તાબેદારીનું કે ખંડીઆ રાજાનું માન ( કહો કે નાલાસી ) મેળવવા માટે નથી, પણ જેની પ્રાર્થના કરવામાં આવે તે મહારાજા જેવા માહારાજા-તે પરમેશ્વર જેવા પરમેશ્વર બનવા માટે છે. આ પ્રાર્થનાના શબ્દોમાં તે પરમેશ્વરોને-સિધ્ધોને ચંદ્ર જેવા શીતળ અને તે સાથેજ સૂર્ય જેવા તેજસ્વી-પ્રકાશમય-જ્ઞાન-મૂર્તિ વર્ણવ્યા છે, કે જે ગુણોની કલ્પના પ્રાર્થના કરનારના મન અને બુદ્ધિને ચંદ્ર-સૂર્ય સમાન બનાવવામાં પરિણમે છે.

છઠ્ઠો પાઠ સામાયિક **આદરવાનો** આવે છે. સામાયિક કેવી **શરતોથી** આપણે કરીએ છીએ તે સરતો તે પાઠમાં નક્કી કરવામાં આવે છે. ૧૦૦ ટકા ખરૂં સામાયિક તો **નવ કોટિ** હોવું જોઇએ, એટલે કે મન વચન કાયાથી કોઇ 'પાપ' કરૂં નહિ-કરાવું નહિ અને કરતાંને રૂડું જાણું નહિ એમ પાપ કરવાની નવે રીતિઓથી દૂર રહેવાનું વ્રત લેવાય એ **સમ્પૂર્ણ** સામાયિક કહેવાય.

પરન્તુ તેથી એમ નથી સ્હમજવાનું કે, તેથી ઓછી 'કોટિ'એ સામાયિક નજ થઇ શકે. અબજ રૂપિયાની મુડી ધરાવતો માણસ અબજનો વ્યાપાર ખેડી શકે છે અને બસો રૂપિયા-વાળો એટલો ન્હાનોજ વ્યાપાર કરી શકે છે. બસોવાળાને કોઇ વ્યાપાર કરતાં અટકાવી શકે નહિ. એણે માત્ર એટલુંજ જોવાનું છે કે ન્હાના વ્યાપારના પ્રમાણમાં ન્હાનાજ કૉન્ટ્રાકટ કરવા જોઇએ અને તે કૉન્ટ્રાકટ સંપૂર્ણ રીતે અદા કરવા જોઇએ; નહિ તો ત્હેની 'શાખ' હલકી પડે અને વખતે જેલમાં પણ જવું પડે. તેમ તો ક્રોડપતિ પણ જો ક્રોડનો કૉન્ટ્રાકટ અદા ન કરે તો શાખ ગુમાવે અને જેલમાં જાય એ દેખીતું છે. સામાયિકમાં પણ તેમજ છે. માત્ર શરીરવડે અને વાણીવડે પાપકર્મ કરવું નહિ અને કોઇ પાસે કરાવવું નહિ એ **ચાર** શરતો અથવા ચાર 'કોટિ'થી પણ સામાયિક થઇ શકે અને સ્હેલાઇથી પળી શકે. એ મહાવરો પાડયા **પછી** 'પાપકાર્ય તરફ પસંદગી બતાવવા જેવું ચિન્હ શરીરથી (મુખમુદ્રા વગેરેથી) બતાવું નહિ' અને 'વચનથી એવી પસંદગી જાહેર કરૂં નહિ' એમ બે 'કોટિ' ઉમેરીને સામાયિક કરવાનો રિવાજ રાખવો. ત્યાર પછી 'મનથી પાપ ચિંતવું નહિ અર્થાત્ માનસિક સૃષ્ટિમાં પાપ કરૂં નહિ' અને 'માનસિક સૃષ્ટિમાં બીજાને પાપકર્મની પ્રેરણા કરૂં નહિ' એ બે શરતો ઉમેરીને આઠ કોટિએ **સામાયિક** કરવું; અને એવો મહાવરો પાડયા બાદ 'પાપકર્મ થતું જોઈ માનસિક સૃષ્ટિમાં અનુમોદના કરૂં નહિ-ઉલ્લસીત થાઉં નહિ'. એવી સર્વથી કઠીન શરત ઉમેરીને નવ કોટિએ સામાયિક કરવું. જેટલી શરતો પાળી શકાય તેમ હોય તેટલી શરતો જ પાઠ રૂપે બોલવી જોઇએ; અને એટલા માટે સામાયિકનો પાઠ બધા માણસો માટે એક સરખો-એકનો એક જ-હોઇ શકે નહિ. પરન્તુ આજકાલ બોલા-

ता સામાયિકના પાઠ, આ બાબતનો વિચાર કરતાં, મ્હોટી મુસ્કેલી ઉભી કરે છે. આ પ્રસંગે હું ખુલ્લા દીલથી અને ભાર મૂકીને જણાવીશ કે, માગધી ભાષા જ્યારથી માતૃભાષા તરીકે વપરાતી બંધ થઇ છે ત્યારથી એ ભાષામાં સામાયિક કર્યા કરવામાં મ્હને કાંઇ સાર્થકતા જણાતી નથી. જે ભાષામાં માણસ **વિચાર કરતો હોય** તે જ ભાષા ધ્યાન, પ્રાર્થના આદિ ક્રિયાઓ માટે વપરાય તોજ એકાગ્રતાપૂર્વક ક્રિયા થઇ શકે, એ ખુલ્લું સત્ય છે કે અમુક શબ્દના વાંચન, સ્મરણ કે ઉચ્ચાર સાથે બીજી જે સેંકડો અનુવર્ગણાઓ ( associations ) સ્વભાવતઃ ચાલી આવે છે તે, જેનો અર્થ ન સ્હમજાતો હોય કે સ્હમજવા માટે પ્રયત્ન કરવો પડતો ય તેવી ભાષાના શબ્દો બોલતાં, આવી શકે નહિ. માટે જે ભાષામાં માણસ વિચાર કરતો હોય તે ભાષામાંજ સામાયિકના પાઠ, ઉચ્ચારવા જોઇએ કે સ્મરવા જોઇએ; અને તોજ **તલ્લીનતાપૂર્વક** સામાયિક થઇ શકે; અને ભૂલવું જોઇએ નહિ કે સામાયિક એ **તલ્લીનતાનું** બીજું નામ—પર્યાયવાચક શબ્દ છે. સામાયિક એ કોઈ પાઠનું નામ નથી, એ માનસિક **સ્થિતિનું** નામ છે અને એવી માનસિક સ્થિતિ ઉત્પન્ન કરવામાં જે કોઈ શબ્દસમૂહ કામ લાગે તે શબ્દો જ પસંદ કરવા જોઇએ; પ્રસંગે મ્હારે એ પણ શુદ્ધ દીલથી કહી લેવું જોઇએ કે, આજકાલ વપરાતો સામાયિકનો પાઠ કે જે ગુજરાતી-મારવાડી અને માગધી ભાષાઓનો ખીચડો હોઇ વર્ણશંકર છે ત્હેની બનાવટ બનાવનારાઓની બુદ્ધિવિષયક શક્તિઓમાં મ્હને બહુ શ્રદ્ધા નથી અને એવા પાઠો વર્ષો સુધી લાખ્ખો માણસો કાંઇપણ ફેરફાર કર્યા વગર કેમ ચલાવી શક્યા એ વિચાર મ્હને જૈન વિચારનેતાઓ માટે બહુ માન ઉત્પન્ન થવા દેતો નથી. આ સ્થિતિચુસ્તતા ( conservatism ) સડાનું ચિન્હ છે; અને હું આગ્રહપૂર્વક સૂચવીશ કે અધ્યાત્મવિદ્યા **માનસશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને કાંઇક અંશે હિપ્નોટીઝમનો** autosuggestions **વાળો વિભાગઃ એ સર્વના જ્ઞાનની મદદથી સામાયિકના પાઠ ગુજરાતી, હિંદી-મરાઠી-બંગાળી અને અંગ્રેજી ભાષાઓમાં રચવાના પ્રયાસને માટે પુરેપુરો અવકાશ અને અગત્ય છે.** હવી ૧૪ વર્ષની ઉમર સુધીમાં લગભગ હંમેશ સામાયિક તથા ચાતુર્માસ દરમ્યાન હંમેશ પ્રતિક્રમણ અને વખતોવખત પોષધવ્રત કરનારો હું, જ્યારથી સામાયિકનું રહસ્ય અંશતઃ સ્હમજવા લાગ્યો ત્યારથી કોઈ દિવસ મિશ્ર માગધી પાઠદ્વારા સામાયિક કરતો નથી તેમજ પ્રતિક્રમણ પણ કોઇ દિવસ તેવી રીતે કરતો નથી મ્હારૂં સામાયિક, પ્રતિક્રમણ અને સાંવત્સરિક પ્રતિક્રમણ એકાંતમાં અને મ્હારી પોતાની રીતેજ કરાય છે અને હું અનુભવથી કહું છું કે તે કરવાથી મ્હને જે શાન્તિ અને બળ મળે છે ત્હેનો દશાંસ પણ પ્રચલિત રૂઢિ મુજબ તે ક્રિયાઓ કરતાં મ્હને કોઇ વખત મળ્યો નહોતો. 'જ્ઞાની મહારાજ સ્વીકારે તે ખરૂં' એમ કદાચ કોઇ સવાલ કરશે, તો ત્હેને મ્હારો એટલો જ જવાબ છે કે પ્રથમ મ્હારી અંદર રહેલો જ્ઞાની મહારાજ તે સ્વીકારે છે એ વાતની મ્હને ખાત્રી છે, તો બીજા જ્ઞાની મહારાજને ત્હેનો નિષેધ કરવાની કાઇ સત્તા નથી.

પછી પાઠ સાતમો, આઠમો અને નવમો એ ત્રણે નમસ્કારના પાઠ છે. નમસ્કાર અને પ્રાર્થના સંબંધમાં, આજ લેખમાં હું આગળ ઉપર જરા વિસ્તારથી લખવાનો હોવાથી અત્રે કાંઇ વિષયાન્તર કરવાની જરૂર નથી. આટલેથી સામાયિક **આદરવાની વિધિ** પુરી થાય છે. ઘણે ભાગે ૪૮ મીનીટનું આ

મન ગણાયું છે; જ્યારે આ સઘળા પાઠ તો ૧૦ થી ૨૦ મીનીટમાં બોલાઈ જાય તેવા તેવા છે. પાઠ થઇ રહ્યા પછીની ૨૮ મીનીટોની મનને ફુરસદ મળવાથી—અને મન જાતે વાંદરઃ જેવું હોવાથી—અનેક કુતર્કોમાં યા અસદ્વ્યાપારમાં તે ઉતરી પડે છે; અને એનું પરિણામ એ આવે છે કે "સમભાવ'નું આપણું આદરેલું વ્રત ભાગીને ભુક્કો થાય છે ! માટે જો સામાયિક કરવું હોય તો **મનને નવરૂં ન પડવા દેવું** એ પહેલી સાવચેતી રાખવાની છે. આ આશય પાર પાડવા માટે કાંતો વિવિધ ભાવનાઓમાં ઉતરવું, અથવા તો (તેથી ઓછી યોગ્યતાવાળો રસ્તો એ છે કે) આધ્યાત્મિક ગ્રંથો વાંચવા કે એ વિષય પર કોઇ સાથે શાન્ત ચર્ચા કરવી. અગાઉ વર્ણવેલી મૈત્રી આદિ ચાર ભાવનાઓ ભાવવાથી ફાયદાકારક રિતે એકાગ્રતા થઇ શકે છે; તેમજ **અનિત્ય** ભાવના, **અશરણ** ભાવના, **સંસાર** ભાવના, **અન્યત્વ** ભાવના, **અશુચ** ભાવના, **આશ્રવ** ભાવના, **સંવર** ભાવના, **નિર્જરા** ભાવના, **લોકસ્વરૂપ** ભાવના, **બોધ** ભાવના અને **ધર્મ** ભાવના એમાંની કોઇ પણ એવુંજ કામ આપી શકે છે. પરન્તુ અહીં મ્હને ભય છે કે, આ ભાવનાઓ આજે પ્રાયઃ ખોટા સ્વરૂપમાં શિખવવામાં આવે છે, અને કેટલીક ભાવનાઓનો તો ઘણાખરા શિક્ષકોને કાંઈ ખ્યાલ પણ નથી. દાખલા તરીકે, 'લોકસ્વરૂપ ભાવના' ભાવવાનું મ્હને આવડતું નથી; કારણ કે જૈન ગ્રંથો અને સાધુઓ પાસેથી મ્હને મળેલો લોકસ્વરૂપનો ખ્યાલ મ્હને માન્ય થઈ શકયો નથી; ભૂગોળ-ખગોળ-પ્રકરણને લગતા અનેક સંશયો એ ખ્યાલથી જન્મ પામેલા હોવાથી હું એ 'લોકસ્વરૂપ ભાવના' બરાબર ભાવી શકુંજ નહિ. જ્યહાં સુધી લોકસ્વરૂપનો ખરો અને બુદ્ધિગ્રાહ્ય ખ્યાલ મ્હારા મગજમાં આવે નહિ ત્યહાં સુધી એ ઉપર ભાવના ભાવવાનો પ્રયત્નજ અશક્ય છે. અહીં ધ્યાનમાં રાખવું જોઇએ કે, 'લોકસ્વરૂપ ભાવના'નો હેતુ વિશ્વ નિશાળના અને વિશ્વલીલાનો ખ્યાલ ઉત્પન્ન કરી એ બધામાં જ્ઞાનથી વ્યાપી રહેલા અને એ બધાપર વિજય મેળવાની સત્તાવાળા સ્વ આત્માની છૂપી શક્તિઓને વિકસાવવાનો જ છે. **બીજા** દાખલા તરીકે, 'મ્હારૂં કોઇ નથી' એ ભાવના લ્યો જે સ્વરૂપમાં આ ભાવના લોકોને આજે શિખવવામાં આવે છે તે સ્વરૂપ તો સામાયિકના મૂળ પાયાનેજ તોડી નાખે છે. હું એ ભાવનાને આવા સ્વરૂપમાં ભાવવાનું પસંદ કરૂંઃ "મ્હારૂં 'કંઈ' નથી; પણ 'કોઈ'માંનો દરેક તો મ્હારોજ છે, માટે હું 'સર્વ' છુ." સ્પષ્ટીકરણ અર્થે કહેવું જોઇએ કે, 'કાંઇ' એ શબ્દ 'પદાર્થ' અથવા 'જડ'ના અર્થમાં અને 'કોઇ' એ શબ્દ ચેતનના અર્થમાં મૂકાયો છે. 'હું એ આત્મા છે—ચેતન છે, તેથી ત્હેને પદાર્થ સાથે કાંઇ સગપણ નથી પણ સઘળા જીવો કે જે ચેતન છે અને જેનો સ્વાભાવ જ્ઞાન-દર્શનાદિ છે તે તો મ્હારા છે, કારણ કે મ્હારો સ્વભાવ પણ તેજ છે; માટે હું 'સર્વ' છું. આવી optimistic ઉત્સાહવર્ધક ભાવના જોઇએ, કે જે સામાયિકના હેતુને અનુકૂળ છે. ભાવાનાઓ મંદતાપ્રેરક-નિરૂત્સાહપ્રેરક passimistic કદાપિ ન હોવી જોઇએ. આત્મબળ ન ખીલવે—પરમેશ્વરત્વ ન પ્રકટાવે એનું નામ 'ભાવના' કહેવાયજ નહિ. દરેક ભાવના ભાવતી વખતે આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે કોઈ ભાવના માણસને પ્રેમરહિત—કર્ત્તવ્યવિમુખ—શુષ્ક બનાવી દે તો **એવી** ભાવના કરતાં માત્ર **દાન, શીલ, તપ** એ ત્રણ ધર્મપથોથીજ સંતોષ માની બેસવામાં વધારે ળહીસલામતી છે.

સામાયિક આદરવા તથા નિભાવવા સંબધી બે બોલ કહ્યા પછી હવે સામાયિક 'પારવા' સંબંધી ટુંકમાં બે બોલ કહીશ. જેઓ ખરી 'ગરજ'થી સામાયિક કરે છે ત્હેમને બાદ કરવાં બીજાઓ તો ૪૮ મીનીટ પુરી થવાની રાહ જોઇ બેસે છે અને હજી તો ૮-૧૦ મીનીટ બાકી હોય છે. ત્યહાં સામાયિક પારવાના ગોટા વાળવા માંડે છે ! કરેલા

કૉન્ટ્રાક્ટમાં જે કાંઈ વાતની ખામીઓ રહી ગઈ હોય તે યાદ કરી કરીને ત્હેને માટે દીલગીરી બતાવવાની છે એ વાતનું ત્હેમને ભાન નથી હોતું. મન, વચન અને કાયાના જે જે દોષો સંભવિત છે તે તે સક્ષેપમાં આ સામાયિક પારવાના પાઠમાં સમાવેલા છે; ત્હેનો ઉચ્ચાર કરતી વખતે તે ખાલી કોષ્ટકમાં આપણાથી થયેલા દોષોના એકડા ભરતા જવાના છે! આપણે 'ઉપયોગ' પૂર્વક (attentively) તે પાઠના ઉચ્ચાર કરવા જોઈએ અને તે પૈકી જે જે દોષો થયેલા હોય તે તે માટે "મિથ્યા હો તે મ્હારૂં દુષ્કૃત્ય!" એવો **સંકલ્પ** કરવો જોઈએ.

સમભાવને આપનારૂં-દુઃખી દેખાતી દુનિયામાં સુખનો ઘુંટડો પાનારૂં-મૃત્યુલોકમાં સિદ્ધના સુખનો નમુનો બતાવનારૂં સામાયિક વ્રત **આવું** છે. **ધન્ય** છે તે પુરૂષોને કે જેઓ શુદ્ધ સામાયિક પ્રતિદિન કરતા હશે! ધન્ય છે-**હજારો ધન્ય** છે તે મહાપુરૂષોને કે જેઓ જીંદગીભરનું અને ચોવીશે કલાકનું સામાયિક **શુદ્ધ રીતે** પાળતા હશે! એમના તે સમભાવ પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થયેલા આત્મામાં જ્ઞાનનો **સાગર** દેખાય છે અને તે સાગરની છોળો ત્હેમની સમીપમાં આવવાની તક મેળવનાર દરેક આત્માને શીતળ શીતળ કરી દે છે. એ સાગર કદી ખળભળતો નથી-કદી સુકાતો નથી-એમાં કદી ઓટ થતી નથી. જગતના સર્વ જંતુઓને એ સાગરમાંથી પોષણ મળે છે. બાળક! એ સાગરનું ધ્યાન ધર અને એ સાગર અને ત્હારા તળાવડાનું સાંધન કરવા માટે **'ભાવના'** થી નીક જોડ, કે જેથી તે શુદ્ધ જળ તે નીક વાટે ત્હારામાં આવે અને ત્હને વધુ તનદુરસ્ત, વધુ શક્તિવાળો, વધુ શુદ્ધ, વધુ પ્રકાશિત, વધુ હિમતવાળો, અને વધુ દીવ્ય બનાવે. (અપૂર્ણ.)

—⊱⊱◎⊰⊰—

## हृदयोद्गार.

(હરિગીત છંદ.)

શું શું કરૂં? હું ક્યાં જઉં? કંઈ ચેન તો પડતું નથી!
આ જગતના વૈભવ બધા લગીરે મ્હને રૂચતાં તથી,
કાં કે ચલિત છે તે, છતાં હું શે પરોવું ચિત્તને?
જે પ્રેરતા દુષ્કાર્યમાં ડૂબાવતા પાપાબ્ધિએ. ૧
કામિની કેરા સંગ કેરો રંગ તો બૂરો નકી,
પુત્રો અને મિત્રો બધા જ્યાં અર્થ ગાંઠે ત્યાં લગી;
માતા પિતાનો પ્રેમ તે પણ સ્વાર્થિલો સંદેહ ના,
એ પેર સૌ સંબંધિયો હોયે ભલે તે દેહના. ૨
કો રીતથી સંસારમાં હું સુખ માનું નવ જરી,
નિરખ્યું નથી શું તે પ્રભુએ સૃષ્ટિ દુઃખથી છે ભરી!
તો હું સુખેચ્છુ ચિત્ત જોડું જગત માંહે ક્યમ કરી?
ના, ના, ઘટે મુજને થવું અંતર વિરોધી આચરી? ૩
જો ના ઘટે તો શું કરૂં? કો પંથનો પંથી બનું;
જેથી ભવાબ્ધિ હું તરૂં ને સુજ્ઞ સ્નેહીને મળું;
કોને પૂછું? છે કેમકે આ જગતમાં સૌ સ્વાર્થિલાં,
મળવા દિસે દુર્લભ જગે જે કો હશે પરમાર્થિલાં. ૪

× × × × ×

પ્રીતિ કરૂં પરમેશથી પ્રેમી પૂરો ત્હેનો બનું,
અંતર કરીને શુદ્ધ તેમાં નાથની મૂર્તિ ધરૂં,
સત્કર્મ રૂપિ પુષ્પથી વ્હાલા તણું પૂજન કરૂં;
રાખી હૃદય જગદીશને આ જગતમાં હું વિચરૂં.

ચમન.

## जन्म कोनका सार्थक नहीं?

वसन्ततिलका।

जो हाथपैर अपने नहि हैं हिलाते।
खाना विना श्रम किये डटके उडाते॥
आलस्यमें समय यों अपना विताते।
वे मूढ कूच जगसे कर क्यों न जाते॥१॥

है एक काम जिनका सबको सताना।
विद्या विहीन रहना बस मांग खाना॥
बोझा समाज पर भी अपना बढ़ाना।
अच्छा न जन्म उनका जगबीच पाना॥२॥

जो आत्म पौरुष जरा नहि धारते हैं।
हा हन्त! हाथ सब ठौर पसारते हैं॥
वे आत्मगौरव महाजड़ मारते हैं।
मानुष्यजन्म अपना अहह हारते हैं॥३॥

गिरिधर शर्म्मा-झालरापाटन।



## मननुं महत्व.

चोतरफ थता अवाजो तरफ जो लक्ष दोडावीए तो तेनो सारांश एज आवशे के उन्नति करो–सुधारो करो–सर्वोत्कृष्ट बनो, अने तेवाज विचारना आंदोलनो दरेक स्थळे प्रसरवाथी तेमांनो कांइक अंश अत्यारे क्रिया रुपमां मुकायो पण छे. हवे ज्यारे आपणे आपणी–जातिनी–धर्मनी अने देशनी उन्नति करवाना विचारो करीए तो जुदा जुदा मगजना विचारो जुदा जुदा होवाथी तेमां कयो उत्तम अने विशेष फळदायी हशे ते विषे दरेकने शंका उत्पन्न थाय ए स्वाभाविक छे तेम ए शंकानुं खरुं कारण छे ए पण छे के **स्वतंत्र विचार शक्तिनो अभाव.**

केटलाको पोतानी उन्नति बाह्याडंबरमांज थएली माने छे, केटलाक हुन्नरकळाथीज, केटलाक सामाजिक केळवणीथी, तेमज घणाओ **धार्मिक ज्ञानथी** पोतानी उन्नति थवाना विचारो करे छे. हवे एक जीज्ञासु पोतानी उन्नति करवा माटे आमांथी कयो रस्तो ग्रहण करशे? हुं तो धारुं छुं के पोते जे व्यवसायमां पड्यो हशे तेने उत्तम मानी पोतानी उन्नति करवा मथशे, **खरी उन्नति** क्यारे अने केवी रीते थाय ए चोक्कसपणे सर्वने अनुकूळ एवो कोई रस्तो हवे आपणे शोधवो जोईए.

उपर जणावेला सर्व कारणोने हमणां थोडी वार एक बाजुए रहेवा दई आपणे आपणी उन्नति करवानो मुख्य रस्तो शोधीए. जो आपणे आपणा मननी दृढ श्रद्धाथी एम धार्यु के, अहींथी धारेले स्थळे जई पहोंचाशेज अने एवो विश्वास राखी जे पंथी पोतानो मार्ग कापे छे ते आखरे धारेला स्थळे जई पहोंचे छेज, परंतु प्रथमथीज शंकाशील मनुष्य 'अहींथी जवाशे के नहीं? वधारे तो नहीं भटकवुं पडे' विगेरे विचारोथी भ्रमित थई ज्यांना त्यांज उभा रहे छे तो तेओ कांई पण करी शकता नथी.

आटला माटे प्रथम ते विश्वास–श्रद्धा बेसाडवा माटे **मनने काबुमां राखता शीखवानी जरुर** छे के अधवचमां फसाई जाय नहीं. मनपर जीत मेळवनार मनुष्य पोते अनिवार्य प्रसंग आवी पडवा छतां पण पोतानुं कार्य चालुज राखी शके छे, अने ज्यारे ते सतत् उद्यम अने मनना दृढ विश्वासथी ते कार्य करवामां आवे छे तो ते आखरे फत्तेहमंदीथी पार पडे छे. आटला माटे दरेक उन्नति इच्छनारा जिज्ञासुए प्रथम **मनने केळववानी जरुर** छे, अने मनने केळववा माटे **अध्यात्मशास्त्रनो अभ्यास करवो जोईए.**

मन उपरनी जीतथी **आत्मानुं खरुं स्वरुप** समजाय छे अने ज्यारे आत्मानुं स्वरुप समजायुं एटले पोतानी खरी उन्नति शामां छे ए पण तरतज जणाई आवे छे. मनने केळव्या वगर पोतानी उन्नति इच्छनारा घणी वखत अणधारी आपत्तिमां आवी पडे छे. अने त्यारे घणोज अफसोस करी ते कार्य तरफ अणगमो बतावावामां आवे छे. एक विद्वान फीलोसोफर कहे छे के:—

" जो तमारे तमारी उन्नति करवी होय तो प्रथम मनने केळवो अने तेने केळववानो उपाय एज छे के एकांतमां तेनी साथे खूब गोष्टी करी, खरा निर्णय पर आवो अने एवीज रीते घणो वखत केळववानुं कार्य चालु राख्ये, मन आपोआप केळवाई जशे. "

उपर्युक्त वचनो प्रमाणे जो मन केळववामां आवे तो शारीरिक, मानसिक अने आत्मिक **उन्नति** स्हेजे थई जाय, अने ज्यारे ए उन्नतिना चिन्हो जणायां एटले जातिनी–धर्मनी–अने देशनी पण उन्नति थतां वार नथी.

मननो केळवायलो माणस कोईना पण अविचारने ताबे थतो नथी, गाडरीआ प्रवाहमां जोडातो नथी, खोटुं-खरुं शुं ते स्हमजी शके छे विगेरे घणाज फायदाओ मननी केळवणीथी थाय छे अने ऐटलाज माटे प्रिय वांचकोने-उन्नति इच्छनारा जिज्ञासुने अंतिम प्रार्थना छे के,

मनने केळवी, मनोबळ प्राप्त करो!!

निवेदक-आ. अ. शाह-सूरत.



## सनातनजैनग्रंथमालाके नये नियम।



इस ग्रंथमालामें जैनाचार्यकृत जैनदर्शन, सिद्धांत, न्याय, अध्यात्म, व्याकरण, काव्य, साहित्य, पुराण इतिहासादि सर्व प्रकारके प्राचीन ग्रंथ संस्कृत, प्राकृत तथा संस्कृत टीका सहित बड़ी शुद्धतापूर्वक छपते हैं वा छपेंगे। प्रत्येक खंड रायल वा सुपर-रायल १० फारमसे (८० पृष्ठसे) कमका नहिं होता। इसकी न्योछावर १२ अंकोंकी सर्वसाधारण जैनी भाइयोंसे वा जैन मंदिर, जैन संस्थाओंसे १०) रूपये और फुटकर एक अंककी २) रु.पेशगी ली जाती है। धनाढ्य रईसोंसे उनके पदस्थानुसार अधिक ली जाती है। डांक खर्च जुदा है सो प्रत्येक अंक (खोजानेके भयसे) पोष्टेजके वी. पी. से भेजा जाता है। इस ग्रंथमालाके १६ अंकोंमें नीचे लिखे पहिलेके आठ ग्रंथ पूर्ण छप गये हैं। आगेको शाकटायन व्याकरण, पद्मपुराण, श्लोकवार्तिकालंकारादि ग्रंथछपेंगे।

यह ग्रंथमाला वा इसमेंके सब ग्रंथोंका प्रत्येक जिनवाणी भक्त जैनीके सिवाय प्रत्येक मंदिरजी, पाठशाला, पुस्तकालयादि संस्थाओंमें संग्रह करके भगवानकी प्रतिमाजीकी तरह संरक्षपूर्वक नित्यदर्शन, पूजन, विनयादि करना चाहिये। ये ग्रंथ संस्कृत प्राकृत हैं हमारे कामके नहीं, ऐसा समझकर इनकी उपेक्षा व अविनय नहीं करना क्योंकि-देव गुरु शास्त्रकी भक्ति पूजा विनय एकसा करना चाहिये। इन महान् आर्ष ग्रंथोंकी रक्षा व प्रचार करना ही जैनधर्मकी रक्षा करना वा प्रचार करना है।

इस ग्रंथमालाके ग्राहक न होकर फुटकर ग्रंथ लेनेवालेके लिये मूल्यका नियम।

| | | |
|---|---|---|
| १-२ | आप्तपरीक्षासटीक व पत्रपरीक्षा मूल दोनों एक जिल्दमें | २) |
| ३ | समयप्राभृततात्पर्यवृत्ति और आत्मख्याति टीका सहित | ५) |
| ४ | राजवार्तिकजी पांच अध्याय | ५) |
| ४ | राजवार्तिकजी शेष पांच अध्याय | ५) |
| ५ | जैनेंद्रप्रक्रिया गुणनंदिकृतप्राचीन | १।।) |
| ६ | शब्दार्णवचंद्रिका (जैनेंद्रव्याकरण-की लघुवृत्ति) | ५) |
| ७-८ | आप्तमीमांसा(देवागम)अकलंक भाष्य और वसुनंदिवृत्ति सहित तथा प्रमाणपरीक्षा दोनों एक जिल्दमें | २) |
| १० | जैनेंद्रसूत्रपाठ असली छपता है | ०।।) |
| ११ | शाकटायनप्रक्रिया सूत्रपाठसहित | ३।) |
| १२ | शाकटायन धातुपाठ | ०।=) |
| १३ | गणरत्नमहोदधि स्वोपज्ञटीका | २) |

नोट-धनाढ्योंसे इनका मूल्य अधिक है।

पन्नालाल बाकलीवाल
मदागिन जैनमंदिर-बनारस सीटी।

इस वर्षके ग्राहकोंको हिन्दी-गुजराती भाषाकी ८-१० पुस्तकें उपहारमें मिलेंगी।

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# The Digamber Jain.

युतं सुलेखै विविधैश्चचित्रै, दिगम्बरंजैन मिदं सुपत्रम् ।
प्रभो ! महावीर ! ! तव प्रभावात्, समुत्तमामुन्नतिमातनोतु ॥

| वर्ष ८ मुं. | वीर संवत २४४१ फाल्गुन. विक्र. सं. १९७१. | अंक-५मो. |
|---|---|---|



जैन कोमने जीवन अर्पण करनार एक विद्वान अने केळवायला जैन बंधु पं. अर्जुनलाल शेठी बी. ए. उपर आवी पडेली घोर आपत्तिथी अमारा वांचको सारी पेठे जाणीताज छे. त्रण चार माहिना थयां जैन कोम तरफथी पुष्कळ पोकार उठाव्या छतां तेनी कंई पण असर थती नथी अने जयपुर राज्य 'आंख आडा कान' करी निरांते बेसी रह्युं छे, तेम आपणा मला वाईसरोय नामदार लोर्ड हार्डीजनी सरकार तरफथी पण ए बाबत कंईपण तपास थई होय एवुं जणातुं नथी, ए जाणी क्या जैन बंधुने खेद नहीं थाय ? तेमां वळी

**पं. अर्जुनलालजीनी पत्नीनो पोकार.**

पं. अर्जुनलालजी शेठीनी धर्मपत्नीनो जे हृदयवेधक पत्र हालमां प्रकट थयो छे ते तथा ए संबंधीना 'जागो, जैनो जागो !' 'हा जैनीयों ! डूब मरो' तेमज ब्र. शीतलप्रसादजीनो पत्र ए चार लेखो आ अंकमां वांचकोना जोवामां आवशे, जे वांचवाथी गमे तेवा कठण हृदयना पुरुषने पण आंखमां आंसु आव्या वगर नहीं रहे के पं. अर्जुनलालजी शेठीनी पत्नी गुलाबबाई तथा एमनां छोकरांओ उपर केवुं घोर संकट आवी पड्युं छे, तेम पं. अर्जुनलालजी शेठीनी स्थिति पण केवी गंभीर थती जाय छे ! जैनो जीवदयाना खास हिमायती छे, तो शुं आ आपत्तिमां आवी पडेली एक अबळा अने तेनां संतानोनी दाद नहीं सांभळे ?

✤ ✤ ✤ ✤

**आपणुं कर्तव्य.**

दुःखीने दिलासो आपवो अने तेने दुःखमांथी मुक्त करवा बनी शकतो तन, मन, धननो भोग आपवो ए आपणे जैनोनुं

खास फरज छे, तो आवा संकटसमयमां आपणुं कर्तव्य एज छे के गामेगाम सभाओ भरी पं. अर्जुनलालजी अने एमना कुटुंब उपर आवी पडेली नाहकनी आपत्ति माटे दिलगीरी प्रकट करी तेमनी धर्मपत्नी उपर दिलासापत्र मोकलवो अने तेमने आ संकट समये सहाय करवाने ब्रह्मचारी शीतलप्रसादजीए 'जैनमित्र' ऑफिसद्वारा जे फंड खोलेलुं छे तेमां सर्वेए बनी शकती मदद तरतज मनीओर्डरद्वारा मोकलवी जोइए. आ फंडमां अमारा तरफथी अमो रु. १०) मोकली आपीए छीए अने एज मुजब मेनेजर, 'जैन मित्र' ओफिस, (हिराबाग, गीरगाम, मुंबाई,)ने सरनामे मदद मोकलवाने सर्वे जैन बंधुओने आग्रहपूर्वक सूचवीए छीए. तेमज नामदार वाइसरॉय (दिल्ही) उपर आ बाबतना तारो गामेगामथी पंचोना नामथी मोकलवानी जरुर छे तथा विद्वानो अने श्रीमानोनुं एक वगवालुं डेप्युटेशन नामदार वाइसरॉयनी पासे जवानी अत्यंत जरुर छे. जो आ बाबतथी पुरती रीते सरकारने वाकेफ करवामां आवशे तो आपणने खात्री छे के नामदार सरकार आ बाबतनी तपास करी जैनोने न्याय आप्या वगर रहशे नहिज. लटपट कर्या वगर मोंदे कहेवाथी कंई कार्य थई जतुं नथी माटे आ डेप्युटेशन लई जवानी गोठवण करवाने लाला जुगमंदरलाल जैनी एम. ए. बेरिस्टर, बाबू अजीतप्रसादजी एम. ए. एल. एल. बी, ब्र० शीतलप्रसादजी, मी. मणीलाल एच. उदाणी एम. ए. तथा इंदोर, दिल्ही, वगेरेना श्रीमानो शेठ हुकमचंदजी, कल्याणमलजी, कस्तुरचंदजी, लाला इश्वरीप्रसादजी, शेठ नेमीचंदजी वगेरेए एकत्र मळी आ कार्य उपाडी लेवानी जरुर छे. आ प्रश्न एक व्यक्तिने लगतोज छे एम समजवानुं नथी पण आ बाबत जो न्याय नहीं मेळवी शकीए तो जैन कोम उपर एक माहाभारत कलंक आवी पडवा उपरांत उन्नतिना कार्यने जबरजस्त आचको आववा दरेक संभव छे.

## श्वेतांबर जैन कोन्फरंस.

आपणा श्वेतांबरी भाईओमां कुसंपने लीधे चार पांच वर्ष थयां कोन्फरंसनुं कार्य शिथिलचालतुं हतुं, पण जाणे एकदम उंघमांथी झबकीने उठ्या होय तेम आ कोन्फरंसे आ वर्षे एकदम जाग्रत थई कोन्फरंसनी स्थीतिमां एकदम फेरफार करी नांखशे छे एटले गया मासमांज सुजानगढ खाते आ कोन्फरंसनी नवमी बेठक प्रतिष्ठोत्सव प्रसंगे भारे उत्साहथी थई हती अने तेमां व्यवहारिक-धार्मिक-व्यापारी केळवणीने लगता, जैन कोमनी संख्यामां वधारो करवा संबंधी, सुकृतभंडार फंड-कोन्फरंस बंधारण, हानीकारक रिवाजो नाबूद करवा, जाहेर जैनतहेवार माटे सरकारने अरज, जैनसाहित्य प्रचार, जीर्ण मंदिरोद्वार वगेरे संबंधी जुदा जुदा १६ ठरावो थया छे तेमज एक वधु खुशीथवा जेवुं ए बन्युं छे के दशमी, अग्यारमी, बारमी अने तेरमी कोन्फरंस अनुक्रमे मुंबाई, मारवाड, अंबाला अने मुर्शीदाबादमां भरवाने मळेला आमंत्रणो स्वीकारायां छे. एटले चार वर्ष सुधी तो हवे आ कोन्फरंसने आमंत्रणनी जरुर रही नथी, ज्यारे आपणी मुंबाई दि. जैन प्रांतिक सभाने दर वर्षे आमंत्रणनां फांफां पडे छे तेमां आ वर्षे तो कोई स्थळेथी आमंत्रणज थयुं नथी तेथी आ वर्षे कोन्फरंसनी बेठक थशे के नहि ए एक सवाल थई पड्यो छे, ए दि. जैनोने शुं ओछुं शरमावनारुं छे ! हजु पण वखत छे, माटे लटपट करी कोईपण तीर्थ उपर के कोइ शहेरमां आ वर्षनी बेठक वैशाख मास सुधीमां भरवाने कोन्फरंस ओफिसे बनी शकती लटपट करवी जोइए.

मिथ्यात्वी भाईओना सहवासने लीधे आपणा

**मिथ्यात्वी पर्व हुताशणी.**

जैनो पण केटलाक मिथ्यात्वी त्हेवारो मानवा लाग्या छे तेमांनो एक हिंसामयी निर्लज्ज त्हेवार होळी अथवा हुताशणी पण छे, जे आ फागण सुद १५ उपर आवी पहोंच्यो छे, ज्यारे आ मासनी सुद ८थी१५ सुधी आपणो पवित्र पर्व अष्टानिका ( अड्ढाई ) पर्व पण समीपज छे.

आपणा केटलाक भाईओमां तो एटले सुधी अंधश्रद्धा वेसी गई छेके दर वर्षे जो होळीमां नालियेर न होमीये तो व्हेम आवे, तेथी अष्टानिका जेवा उत्तम धार्मिक दिवसोमां पण धार्मिक कार्यो न करतां होळीमां नालियरो, अनेक लीलोत्रीओ वगेरे होमे छे तेमज छोकराओ बिभत्स शब्दो बोले छे, लोकोनां लाकडां छाणां वगेरेनी छडेचोक चोरी करी तेने होळीमां होमे छे तथा अनेक प्रकारनां तोफानो करे छे तेने तेमनां मावापो वळी उत्तेजन आपे छे ए केटलुं शरमावनारुं छे ! ! हिंसाथी कदी धर्म थतोज नथी, माटे आ पुष्कळ हिंसामयी मिथ्यात्वी निर्लज्ज त्हेवार जैनोए कदी पण मानवो जोईए नहिं अने जे मानता होय तेने न मानवानो उपदेश आपवो जोईए अने आ अड्ढाईना पवित्र दिवसोमां दररोज नंदिश्वर-व्रतनुं विधिपूर्वक पूजन करी आ आठ दिवस धर्मध्यानमां व्यतीत करी नंदिश्वरव्रतनुं माहात्म्य एटले ' श्रीपालचरित्र ग्रंथ जे गत वर्षे ग्राहकोने भेट वेंचायलो छे, ते सर्व समक्ष वांची संभळाववो जोईए. तेमज मुंबाईमां जेम 'होळीकासंमेलन स्थापन थयेलुं छे अने ए दिवसोमां सभाओ वगेरे भरे छे तेम जैनोए पण सभाओ करी धार्मिक उपदेश आपवो जोईए.

* * * *

जैनधर्मने चिरकाळ सुधी टकावी राखवानो मुख्य आधार 'जैनसिद्धांत' उपरज निर्भर छे, जेथी जे कंई

**उत्तेजन आपवानी खास जरुर.**

रह्यासह्या संस्कृत-प्राकृत ग्रन्थो आपणी पासे हयात छे ते प्रकट थवानी अत्यंत आवश्यकता छे. संस्कृत ग्रंथो संशोधन करीने शुद्ध छपाववा ए काम भारे महेनतनुं अने खर्चाळ छे, छतां पण तेवुं महाभारत काम आपणा एक सिद्धांतप्रेमी बालब्रह्मचारी पं. पन्नालालजी वाकलीवाले भारे हिंमत वेठी निःस्वार्थपणे शरु करेलुं छे तेने उत्तेजन आपवानी दरेक जैन बंधुनी फरज छे. आ बाबत आ अंकमां बाबू दयाचंद्रजीनो ' जीवनमरणका प्रश्न ' ए नामनो लेख प्रकट करेलो छे, जे शब्देशब्द वांची जवाने दरेक वांचकने आग्रह करीए छीए. पं. पन्नालालजी तरफथी ए ' सनातन जैन-ग्रंथमाला ' नामे जे संस्कृत मासिक पुस्तक प्रकट थाय छे तेना मात्र आज सुधी ४२ ग्राहकज नोंधाया छे ए ओछुं शरमावनारुं छे ! अने आवी स्थितिमां जो आ ग्रंथमाला बंध पडी जशे, तो जैनसिद्धांतप्रचारना कार्यने जन्मताज मारी नांखवा जेवुं थशे, माटे जैन बंधुओ ! जाग्रत थाओ अने तमारी गांठना पैसाथी बने तो तमे जाते रु. १०) वार्षिक भरी आ ग्रंथमालाना ग्राहक थाओ अथवा तेम न बने तो मंदिरोना भंडारना द्रव्यद्वारा आ ग्रन्थमालाना ग्राहक दरेक मंदिरदीठ थवा प्रबंध करो. भंडारना द्रव्यनो उपयोग जो आवा कार्यमां न थाय अने चांदी सोनानां वासणो, उपकरणो करवामां के व्याजे नांखी मुकी वधार्या करवामां आवे तो तेथी धार्मिक उन्नति शुं थवानी छे ? चैत्र सुद १५ सुधीनी मुदतमां २०० ग्राहकपण नोंधाशे तोज आ ग्रंथमाला चालु रही शकशे तो २०० ग्राहको मेळवी आपवा ए कंई अघरुं नथी. टीपे टीपे सरोवर भराय

तेम एकेक मंदिर दीठज रु. १०)-१०) भरी नाम नोंधाववामां आवशे तो आथी पण वधु ग्राहकसंख्या सहेलथी थई शकशे. आ बाबतनो पत्र व्यवहार-पं. **पन्नालालजी बाकलीवाल जैन, मैदागिनी जैन मंदिर, बनारस सीटी** ए सरनामाथी थई शके छे. एक वर्षना संस्कृत ग्रंथो तो तयारज छे, जे पत्र लखवाथी वी. पी. थी तरत मळी जशे.

✽ ✽ ✽ ✽

जो कोई बाबतनी सगवड न होय तो ते माटेनां फांफां मारवामां आवे छे त्यारे जो **सगवड छतां बेदरकारी!** ते बाबतनी पुरती सगवड होय, तेनो लाभ न लेवो ए केटलुं वेहुंदुं छे? आपणा स्वर्गवासी परोपकारी दानी शेठ माणेचंदजीना विदुषी पुत्री श्रीमती मगनव्हेने अथाग परिश्रम अने अर्थव्यय करी मुंबाईमां 'श्राविकाश्रम' जेवी उत्तम संस्था स्थापन करेली छे अने जेनो लाभ पोते त्यां निवास करी सर्वेने अहर्निश आपवा तैयार छे, छतां अजब जेवुं छे के आ श्राविकाश्रमनो लाभ लेनारनी संख्या हाल घणीज न्यून छे. ७ वर्षथी मांडीने गमे ते उमरनी **कुमारी सधवा के विधवा** व्हेनोने रहेवानी, खावापीवानी तेमज व्यवहारिक, धार्मिक तथा गृहव्यवस्थानी **दरेक प्रकारनी** केळवणी आपवानी **उत्तम सगवड** (पोताने खरचे के आश्रमने खरचे एम बन्ने रीते) आ श्राविकाश्रममा होवा उपरांत अध्यापिका तेमज उपदेशिकाने लगतुं शिक्षण आपवानी गोठवण पण छे, माटे आ आश्रमनो लाभ थोडो के वधु वखत लेवा अमो **गुजरात दक्षिणनी**-व्हेनोने आग्रह करीए छीए. आ संबंधी पत्रव्यवहार करनारे **श्राविकाश्रम**, जुबीलीबाग, तारदेव, मुंबाई ए सरनामे पत्र लखवाथी वधो खुलासो मळी शकशे. आवुज एक बीजुं **आश्रम इंदोर** मां दानी शेठ हुकमचंदजीना पत्नी श्रीमती **कंचनबाई** तरफथी **रुप्या एक लाखनी** सखावतथी खोलायलुं छे जेनो लाभ खास करी **मालवा अने वागड** प्रांतनी व्हेनोने लेवा भलामण करीए छीए. आ आश्रमनुं नाम **'कंचनबाई श्राविकाश्रम'** छे अने पत्रव्यवहार मंत्री. हझारीलालजी (नसीयांजी, इंदोर)नी साथे थइ शके छे.

---

## एक नजर इधर भी।

## जीवनमरणका प्रश्न।

प्रिय पाठकगण! यह बात निर्विवाद सिद्ध है। इसके कहनेकी कोई आवश्यकता नहीं कि संसारमें वही धर्म जीवित रह सकता है और उसीकी गणना जीवित धर्मोंमें की जा सकती है कि जिसका प्राचीन साहित्य सुरक्षित विद्यमान हो, जिसके आर्षग्रंथोंका यथेष्ट उद्धार होता जाता हो, जिसका शास्त्रभंडार नित्यशः बढ़ता जा रहा हो और जिसके तर्क, छंद, व्याकरण, ज्योतिष, विज्ञान आदि संपूर्ण अंगोंकी यथोचित रक्षा और पुष्टि होती जाती हो। वह धर्म इस प्रकाशमई २०वीं शताब्दीमें कदापि उन्नति नहीं कर सकता और उसके सिद्धांत कदापि विश्वव्यापी सिद्धांत नहीं हो सकते, जिसका कि साहित्य अंधकारमें पड़ा हो, जिसके प्राचीन महत्वशाली ग्रंथ दीमकोंके आहार बन रहे हों, जो सात सात तालोंके अंदर अंधेरे और नमी (शरदी) में पड़े२ सड़ रहे हों। ऐसे धर्मको दो चार दिनका पाहुना कहना अनुचित न होगा। चाहे उसकी किसी समय वैसी ही उच्चावस्था रही हो, चाहे कभी वह संसारभरका धर्म रहा हो, चाहे उसके प्रचारक जगत गुरु ही क्यों न रहे हो, चाहे उसके अनुयायी राजासे लेकर रंकतक रहे हो, परंतु अब उसका उन्नति करना, नहीं नहीं, स्थित रहना भी कठिन है। यह अटल नियम है और दुनियांभरके विद्वान् इससे सहमत है।

शोक! शोक!! यह दशा, यह स्थिति इस समय हमारे सर्वश्रेष्ठ जैनधर्मकी हो रही है। आज जैनधर्मके प्राचीन साहित्यकी जो दुर्दशा हो रही है उसे देख कर छाती फटती है और अश्रुजलधारा वहने लगती है। हाय! एक वह दिन था कि जब अकलंक, समंतभद्र आदि मुनिजन अपने आत्मकल्याण और ध्यान तकको छोड़ कर संसारके उपकारके लिये निःस्वार्थ भावसे पूज्य ग्रंथोंकी रचना करते थे, जिनमें अकाट्य प्रमाणों और युक्तियोंद्वारा जैनधर्मका मंडन करते थे तथा अपने प्रभावशाली उपदेशोंसे बड़े२ मानियोंका मान गलित करते थे। यह उन्हीका माहात्म्य था, कि नगरके नगर जैनधर्मकी शरण ग्रहण करते थे और वीर भगवानके शासनकी छत्रछायामें आश्रय लेते थे। पर हा! आज वह समय आ गया, आज हमारे दुर्भाग्यने हमे इतना पतित कर दिया कि उन महर्षियोंकी कृतियोंका उन परोपकारी महात्माओंके अटूट परिश्रमका सर्वथा दुरुपयोग करने लगे! धिक् हमारी धृष्टता पर! क्या हम जिनवाणी माताके ऐसे कपूत हो गये कि स्वयं अपनी माताकी ही गर्दन पर कुठार चलाने लगे! और उसको कई२

तालोंमें बांध जकड़ कर ऐसी जगह कैदमें डालने लगे कि जहां उसे धूप और हवा भी न मिल सके।

अरे जिनवाणीमाताके नाममालके कहलानेवाले भक्तो ! जरा शोचो तो सही कि—अकलंक, समंतभद्रादि महात्माओंकी आत्माएं आज तुम्हें क्या कहती होंगी, क्या इसी भरोसे पर उन्होंने इतना श्रम किया था ? क्या तालोंके अन्दर कैद कर देने के लिये उन्होंने अटूट परिश्रम किया था ? नहीं नहीं, उन्हें विश्वास था, वे समझते थे कि इन ग्रंथोंके द्वारा आत्मकल्याणका मार्ग खुला रहेगा और जिनधर्मकी सर्वत्र प्रभावना होती रहेगी। उन्हे भरोसा था कि आजकल जैसे न्याय और युक्तिप्रधान कालमें संपूर्ण हिंदुस्थान और योरूपमें जैनधर्मकी ध्वजा फरफरायगी और चहुं ओर भूमंडलपर अहिंसाधर्मका प्रकाश होगा, परंतु शोक ! आपने उनकी आशाको खाकमें मिलादिया, आपने उनके उपकारका अपकार करदिया, आपने उदार जैनधर्मको संकुचित बना दिया और केवल गिनेचुने (थोडेसे) नाम मात्रके लोगोंका धर्म कर दिया!

नहिं समझमें आता की आप जो प्रति दोवार जिनवाणी माताको ढोक देते हो, फिर जिनवाणी माताके प्रचार और प्रकाशमें क्यों सिथिल हो रहे हो ? भक्तो ! श्रद्धा रखनेवाले सपूत पुत्रो ! जिनवाणी माताकी रक्षा करना, उसका माथा ऊंचा करना, उसका आदरसत्कार करना आपका मुख्य कर्तव्य है। आपका धर्म है कि जिनवाणी माताके लिये तन मन धन को न्योछावर करदो ! उसके लिये किसी बातमें तनिक भी संकोच न करो। आपकी भक्ति इसीमें हैं। आपका ढोकदेना तभी सफल है और तभी पुण्यका बंध करनेवाला होगा कि जब आप इस बातका प्रण कर लेंगे कि चाहे कुछ हो हम इतना रुपया जिनवाणी माताके उद्धारके लिये अवश्य ही व्यय करेंगे। यह आपका सौभाग्य है कि—चिरपरिचित बालब्रह्मचारी निःस्वार्थ परोपकारी अटूट परिश्रमी श्रीमान् पंडित पन्नालालजी बाकलीवाल जिन्होंने अपनी तमाम उमर जिनवाणी माताके प्रचारमें ही व्यय की, संस्कृतपुरी काशीमें 'जैनसिद्धांतप्रकाशिनी संस्था स्थापित की है और उसके द्वारा तत्त्वार्थ राजवार्तिक, आदि अनेक प्राचीन ग्रंथोंको बड़ी शुद्धता और सुंदरतासे प्रकाशित किया है, आगे करनेका विचार रखते हैं। परंतु हमे आँखोंमें आँसू भर कहना पड़ता है कि यद्यपि राजवार्तिकजी जैसे महान ग्रंथोंका प्रकाश किया तथापि आपको रुपये के अभावसे कार्यमें हानि उठानी पड़ी और पड़ रही है। आज हमारे सामने आपकी संस्थाकी रिपोर्ट रक्खी है जिसके देखनेसे ज्ञात होता है कि १३ लाख जैनजातिमें दो वर्षतक,

अनेक लेख, नोटिस और विज्ञापन निकालनेपर भी आपकी सनातनजैनग्रंथमालाके केवल ४२ ग्राहक हैं। सालभरके १२ अंकोंकी (जिसमें १००० पृष्ठों के बड़े आकार के बारीक सुंदर टाइप के मोटे ५० पौंड कागजमें छपे हुये ग्रंथोंकी) न्योछावर केवल १० रुपया है। गत बारह अंकोंमें राजवार्तिक, आप्तपरीक्षा, पत्रपरीक्षा, समयप्राभृत, आप्तमीमांसा, जैनेंद्रप्रक्रिया, शब्दार्णवचंद्रिका आदि कई महान् ग्रंथ सटीक हैं इन ग्रंथोंकी लिखाई—१००) रुपयोंसे भी कहीं ज्यादह है परंतु इतनेपर भी ग्राहकोंकी संख्या केवल ४२ देखकर निराशा होजाती है और वह निरासा किसी हद तक ठीक भी है। आखिर कहां तक आशा रक्खी जाय? हमे भय है और पंडितजी भी लिखते हैं कि ४२ ग्राहकोंके ४२०) सालानासे काम चलना असंभव है। हमे आशा थी कि इस संस्थासे जिनवाणी माताका उद्धार होगा और महर्षियोंके प्राचीन ग्रंथोंके प्रकाशसे जैनधर्मका एकप्रकार भूमंडलमें प्रकाश होगा! परंतु अब इस संस्थाके टूटनेमें कुछभी देर नहीं है इसे टूटी ही समझो। इस दशामें हम कहेंगे कि इसका पाप आपको लगेगा। आप जिनवाणी माताके भक्त नहीं किंतु उसके शत्रु और द्वेषी हैं! नहींतो साल भरमें १०) रुपये खर्च करना कौन बड़ी बात है? क्या आप ०॥।-) आने महीने भी जिनवाणी माताके लिये नहीं दे सकते? क्या जैन समाजके बड़े२ सेठ जो हजारों और लाखोंके दान करते हैं इस ओर ध्यान न देंगे? क्या केवल नामके लिये ही सब काम करेंगे? इस काममें क्या नाम नहीं है? एक२ ग्रंथ एक एक सेठ बातकी बातमें प्रकाशित कर सकते हैं बल्कि ऐसी कई कई संस्थायें एक एक सेठ चला सकते हैं।

इसमें संदेह नहीं कि सनातनजैनग्रंथमालामें संस्कृतके ही ग्रंथ प्रकाशित होते हैं और इससे सर्व साधारणको लाभ नहीं पहुंचता, परंतु यदि यही विचार किया जाय तो फिर संस्कृत ग्रंथोंका जिन पर तमाम जैनधर्मका अस्तित्व निर्भर है कुछ दिनमें लोप ही हो जायगा, फिर आप कहांसे किसी बातका प्रमाण दे सकैंगे और क्या अपना आधार रख सकैंगे? जैनधर्मकी स्थिति इनही ग्रंथोंपर है। इनके अभावसे जैनधर्मकाही अभाव है अतएव यह विचार करके कि जिनधर्मकी स्थितिके लिये इनका प्रकाशित होना अत्यावश्यक है। इनके खरीददार तुरंत बन जाना चाहिये। और ग्रंथोंको अपने यहांके जैन तथा अजैन पंडितोंको दिखलाना चाहिये अथवा मंदिरोंमें रख देना चाहिये अथवा स्थानीय पुस्तकालयों व लाईब्रेरियोंमें भेट कर देना चाहिये अथवा अपने पास अपने तथा अपने पुत्र पौत्रादिके लाभार्थ संग्रह करके रखना चाहिये।

इंग्लैंड आदि देशोंमें जब कोई पुस्तक प्रकाशित होता है तो वहांके लोग उसे अधिकतर इस भावसे खरीद लेते हैं कि हमारा केवल १) या ॥) लगेगा परंतु लिखनेवाले छपानेवालेकी लाखों कापियें बिक जानेसे उन्हें लाभ रहेगा और वे अच्छे२ ग्रंथ प्रकाशित कर सकेंगे जिनसे देशको बड़ा लाभ पहुंचेगा, साहित्य बढ़ेगा और धन बढ़ेगा। यही विचार इस समय आपको भी करना चाहिये। आप यदि १०) रु० खर्च करेंगे तो आप कुछ गरीब न हो जायँगे। परंतु वहां दोसो चारसौ ग्राहक हो जानेसे काम बराबर चलता रहैगा और बड़े२ ग्रंथ प्रकाशित होते रहैंगे।

सेठोंसे, धनी और उदार महाशयोंसे प्रार्थना हैं कि आप कमसे कम १०० रुपये वार्षिक देकर पंद्रह पंद्रह प्रतियोंके ग्राहक होजाइये। आपको १००) रुपये देनेपर १५०) के ग्रंथ मिलैंगे। आपको चाहिये कि आप इन प्रतियोंको अजैन विद्वानोंको दिखावें तथा मंदिरों वा पब्लिक पुस्तकालयोंमें रख दें।

हमे आशा है और पूर्ण भरोसा है कि हमारे पाठकगण इस ओर अवश्य हीं ध्यान देंगे और इस प्रार्थना को पढते ही साधारण हैसियतवाले भाई तौ १०) रुपये भेजकर मय पिछले १२ अंक पं. पन्नालालजी मंत्री, भारतीयजैनसिद्धांतप्रकाशिनी संस्था, काशीसे मगालेवें तथा आगे के लिये अपना नाम ग्राहकोंकी श्रेणिमें लिखवादेवें तथा सेठ और धनी महाशय १००) रुपये भेजकर पिछले १२ अंकोंकी पंद्रह२ प्रति मगालेवें। हम समझते हैं कि अब सौ दोसौ ग्राहक अवश्य बनजावैंगे और पंडितजी भी अपने कार्य में निराश न होकर ग्रंथप्रकाश करनेमें तत्पर हो जावैंगे।

पाठको तथा धनाढ्य महाशयो! हम एकवार फिर जोरसे कहदेते हैं कि यदि हमारे इतने चिल्लानेपर भी आप महानुभावोंने ग्राहकश्रेणीमें अपना नाम न लिखाया और एक एक ग्रंथ अपनी अपनी तरफसे छपनेको सहायता न भेजी तौ समझलीजिये कि आपकी भक्ति जिनवाणी मातामें नाम और दिखलावेकी है। यदि यही हाल रहा तौ एक दिन वह आयगा कि—जब ऋषिप्रणीत ग्रंथोंका अभाव ही हो जायगा। और आपकी ढोकदेना केवल आलमारियोंके तख्तोंकीही रह जायगी। याद राखिये कि यह प्रश्न जीवनमरणका है, साधारण नहीं।

जिनवाणी माताका सेवक,
दयाचंद्र गोयलीय—लखनऊ।

---

પાઠશાળા સ્થપાઇ:-અત્રે નવાપરામાં મહાવદ ૭ને દીને દશાહુમડ ભાઇઓના પ્રયાસથી પાઠશાળાની સ્થાપના થઇ છે અને ચાલુ ખર્ચ માટે આશરે રૂા. ૫૦૦)-૬૦૦)ભરાવાથી ત્રણ ચાર વર્ષના ખર્ચની સગવડ થઇ છે તેમ આશરે ૨૦ વિદ્યાર્થી લાભ લે છે.




**ભાવનગરમાં ધર્મશાળા**—શેઠ ગુલાચંદ અમરજી વાંગડીયાના સ્વર્ગવાસી પુત્રો શેઠ અભેચંદ તથા શેઠ મૂળચંદના સ્મરણાર્થે ભાવનગરમાં રૂ. ૩૦૦૦૦) ની સખાવતથી સ્ટેશનની પાસે એક 'ગુલાબબાગ' નામે **જૈન ધર્મશાળા** માગશર વદ ૧૦ને દીને ખુલ્લી મેલાઇ છે, જેમાં આશરે ૨૦૦ યાત્રાળુઓનો સમાવેશ થઇ શકે તેમ છે તેમજ દિગંબરી શ્વેતાંબરી સર્વે જૈનોને ઉતરવાની ગોઠવણ થઇ છે.

**સુરતમાં શોકજનક મૃત્યુ અને રૂ. ૨૦૦૦) નું દાન**—અત્રે શા. ડાહ્યાભાઇ રીખવદાસના પુત્ર અને અમારા બનેવી **શા છગનલાલ ડાહ્યાભાઈ** ચાર પાંચ માસની બિમારીમાં આશરે ૪૦ વર્ષની વયે માહા વદ ૧૧ ને દીને મૃત્યુ પામવાથી અમારી બ્હેન મણીબ્હેનને માત્ર ૨૫ વર્ષની વયે વૈધવ્યદશા પ્રાપ્ત થઇ છે! એમના સ્મરણાર્થે એમના પિતાશ્રી તરફથી રૂ. ૨૦૦૦) ધર્મકાર્યો માટે કાઢવામાં આવ્યા છે. આપણે ઇચ્છીશું કે આ રકમનો ઉપયોગ સ્થાયી વિદ્યાદાન અને **શાસ્ત્રદાન** માટે કરવામાં આવે.

**विम्बप्रतिष्ठोत्सव और अधिवेशनः**-बड़नगरमें द्वि. वैशाख मासमें बड़े समारोहकेसाथ बिम्बप्रतिष्ठा होनेवाली है, जिस समय मालवा दि. जैन प्रांतिक सभाका नैमित्तिक अधिवेशन करानेका निमंत्रण भी भेजा गया है।

**ભટ્ટારક સુરેંદ્રકીર્તિજી** વસો, ઉઢેળા, ત્રાજ, ત્રાણુજા, લીંબાસી, દેથલી વગેરે સ્થળે ભ્રમણ કરી હાલ માતાવાડામાં નિવાસ ! કરી રહેલા છે અને ધર્મોપદેશ આપે છે એમ અમને જણાવવામાં આવે છે.

**क्षुल्लक थयाः**—डावर निवासी गोरेलालजीए माहा सुद ९ ने दिने पं. धन्नालालजी पाटनीद्वारा क्षुल्लक पदवी धारण करी छे.

**मृत्युके स्मरणार्थ शास्त्रदानः**—कालका (अंबाला) निवासी हरदियालमल बनारसिदासने अपनी मातुश्री के स्मरणार्थ रु. १२९) निकाले है, जिसमेंसे रु. २९) 'दिगम्बर जैन'द्वारा शास्त्रदान करनेकी स्वीकारता भेजी है।

**आवश्यकताः**—बड़वानी क्षेत्र के लिये एक पुजारीकी आवश्यकता है। पत्रव्यवहारका पता—बाबू देवीसहाय स्टेट एकाउन्टेन्ट, बडवाणी (इन्दौर)

**जैन विधिसे लग्न और सभाः**—औरंगाबादमें श्रीयुत पांडुरंग सेतवाल के पुत्रका लग्न गत मासमें जैन विधिसे हुआ और एक सभा वैद्य मुरलीधरजी के सभापतित्वमें की गई, जिसमें हरएक लग्न जैन विधिसे करनेका और जैनपाठशाला खोलनेका प्रस्ताव हुआ है और कुरीति निवारणकी पुस्तकें बांटी गई थी।

**यज्ञोपवित् संस्कारः**—भीलोडामां माहा सुद २ ने दिने १० भाईओए भट्टारक विजयकीर्ति अने उपाध्याय वासुदेव द्वारा विधिपूर्वक यज्ञोपवित् धारण कर्युं छे. गुजरातना भाईओए आनुं अनुकरण करवुं जोईए.

**अहिक्षेत्रका मेलाः**—अतिशय क्षेत्र श्री अहिक्षेत्रमें चैत्र वदी ८ से १२ तक वार्षिक मेला रथोत्सवपूर्वक होगा जिसमें पांच दिन तक पूजन, शास्त्रसभा, व्याख्यानादि होंगे। यह तीर्थ बरेली जिलेमें आमले और चन्दौसी स्टेशनसे करीब २–३ कोसके फासिलेपर है।

**विवाहोत्सव पर रु. ३१००) का दानः**—कलकत्ता निवासी श्रीयुत सेठ सेढमलजी दयाचन्द्र फार्मके मालिक सेठ दयाचन्द्रजीने अपने पुत्र महावीरप्रसादके विवाहोपलक्षमें फाल्गुन वदि ९ को रु. ३१००) का निम्नलिखित संस्थाओंको दान दिया है.– १०१) जैन मंदिर कलकत्ता, १०१) जैनधर्म प्र. पाठशाला कलकत्ता, ६००) मलसीसरकी संस्थाओंमें, ९००) जैन सिद्धांतभवन आरा, २००) मारवाडी सहायक समीति–कलकत्ता, १००) वि. सरस्वती विद्यालय कलकत्ता, १९१) पिंजरापोल और गौशाला कलकत्ता, १००) स्या. महाविद्यालय बनारस, १००) जैन सिद्धांतविद्यालय मुरैना, १००) श्री रूषभ ब्रह्मचर्याश्रम हस्तीनापुर, १००) श्राविकाश्रम बम्बई; १००) महाविद्यालय मथुरा, ५०) जैनअनाथाश्रम देहली, १००) रुषिकुल ब्रह्मचर्याश्रम हरिद्वार, १००) आतुराश्रम कलकत्ता और ९९७) अन्य फुटकर रकमें। क्या अन्य श्रीमान भी शेठजीका अनुकरण करेंगे?

**स्कोलरशीप फंडनी जरुरः**—खेरोलवाला गांधी त्रीकमलाल कालीदास एक लेखद्वारा जणावेछे के ओराण प्रांतिजना दशाहुमड भाईओमां केलवणीना प्रचार माटे एक स्कोलरशीपफंड खोलवानी आवश्यकता छे अने ए बाबत प्रांतिक हितवर्धक सभाए कोशीश करवी जोईए वगेरे.

**विद्वानोंसे प्रश्नः**— भक्तामरकथामें ऋद्धिमंत्र और मंत्र ऐसे दो प्रकारके मंत्र बताये गये हैं तो इस दोनोका अर्थ क्या है और दोनोंमें भेद क्या२ है यह कोई विद्वान पंडित प्रकट करेंगे?

**मालवा प्रां. सभा शुद्ध औषधालय**—को गत मासमें ८४।।) की सहायता मिली है।

**ઓરાણ, પ્રાંતિજમાં સુધારાની ચળવળઃ**—ઓરાણ સંભાના તથા ૪૨ ગામના કેટલાક દશા હુમડ ભાઇઓ ઓરાણમાં પોસ વદ ૩ ઉપર એકત્ર થયા હતા અને જ્ઞાતિસુધારા માટેની ૧૧ કલમો તૈયાર કરી તે માટે સમસ્ત ગોળની સંમતિ મંગાવી છે. વળી આ પ્રસંગે એક સભા થઇ હતી જેમાં પાઠશાળા વગેરે માટે રૂ. ૨૫૦)ની ટીપ થઈ હતી, જેમાં રૂ. ૩૫) રેવચંદ ખીમચંદ પાટનાકુવા, રૂ. ૨૫) છોગાજ ખુશાલ બાલીરણા, રૂ. ૧૫) રાયચંદ પરમચંદ બાલીસણાવાળા, રૂ. ૧૦) છગનલાલ બહેચર ખાનપુરવળાના તેમજ બીજી પરચુરણ રકમો છથી એક રૂપીયા સુધીની હતી. આ સંભામાં અનેક કુરિવાજો ઘરઘાલી બેઠેલા છે, જેથી આ વિભાગના ભાઇઓ કેળવણીમાં ઘણાજ પછાત છે માટે આખા ગોળે એકત્ર થઈ પોતાની સંભાની ઉન્નતિ થાય તેવાં પગલાં એકસંપે ભરવાની જરૂર છે.

जैन स्पोर्टक्लब काशीका द्वितीय वार्षिकोत्सव गत डिसम्बर मासमें बाबू दयाचंद्र गोयलीय जैन बी. ए. के सभापतित्वमें हुआ था, जिसमें रिपोर्ट, पारितोषिक-वितरण आदि होनेके अतिरिक्त सभापति, ब्र. शीतलप्रसादजी, पं. दीपचंदजी और विद्यार्थीओंके अनेक व्याख्यान हुए थे और काशीमें एक सार्वजनिक पुस्तकालय क्लबकी ओर से खोलनेका निश्चय हुआ (जिसकी स्थापना चैत्र शुक्ल १३ को होनेवाली है।) और आगामी वर्षके लिये विद्यार्थीओंको उत्तेजनार्थ अनेक पारितोषिक देनेकी स्वीकारता प्रकट हुई थी।

आळंदमां अनुकरणीय अवसान-आळंदमां शेठ माणेकचंद मोतीचंदनी पुत्री सोनुव्हेन मात्र १७ वर्षनी वये केटलाक मास मांदगी भोगवी गत अश्विन मासमां परलोकवासी थई हती, जेना मरणनी जाणवालायक हकीकत ए बहार आवी छे के आ व्हेने धर्मज्ञान सारुं प्राप्त कर्युं हतुं, जेथी मृत्यु अगाउ पांच दीवसथी संसारने असार जाणी कुटुंब उपरनो ममत्व छोडी दई बार भावना, मृत्यु महोत्सव वगेरेनो पाठ ध्यानपूर्वक सांभळती हती, तेम पोता पाछळ रडवा कूटवानो रिवाज बंध करी बेसणामां दश दिवस सुधी शास्त्र वंचावी धर्मोपदेश करवा विषे अत्यंत आग्रहपूर्वक सूचना करी हती जे एना पिताए पाळी हती, तेम मृत्युना आठ दिवस अगाउ कर्मदहन, रविव्रत, सुगंधदशमी, सप्तरुषी उद्यापन वगेरे उद्यापनो धर्मध्यानपूर्वक कराव्यां हतां. वळी आ व्हेननी पाछळ तेमना ससरा शेठ गुलाबचंद रेवचंद गुंजोटीवाळाए रु. ५००) अने पिता शेठ माणेकचंदे रु. १००) काढेला छे, जेमांथी शास्त्रदान माटे जो सारी रकम आपवामां आवे, तो सोनुव्हेननो प्रथमनो अने अंत समयनो एवा बे चित्रो जे अमोने प्राप्त थया छे ते सहित एक धार्मिक पुस्तक भेट तरीके प्रकट करवानी अमारी आकांक्षा छे.

પાવાગઢનો મેળો-સિદ્ધક્ષેત્ર થી પાવાગઢમાં માહા સુદ ૧૩-૧૪ પર રાબેતા મુજબ મેળો ભરાયો હતો, જે પ્રસંગે એ તીર્થની મેનેજીંગ કમીટીની વાર્ષિક બેઠક થઇ હતી જેમાં ૯ મેમ્બરો હાજર હતા અને પ્રબંધને લગતા જુદા જુદા ઠરાવો થયા હતા, જેમાંના મુખ્ય નીચે મુજબ હતા-મુંબાઇના નામદાર ગવર્નર પાવાગઢ પધારે ત્યારે માન આપવા માટે રૂ. ૨૦૦) થી ૩૦૦) ની મંજુરી, દાનવીર શેઠ માણેકચંદજીની જગ્યાએ દાનવીર શેઠ હુકમચંદજીની મેમ્બર તરીકે નિમણુંક, ચાંપાનેરના ત્રણ મકાનો અને જમીનોને સુશોભિત કરવા સરકાર તરફથી ફરજ પાડવામાં આવેલી હોવાથી તે માટે ટીપ કરાવી ખર્ચ કરવો વગેરે.

अतिशय क्षेत्र श्री बीनाजीमां पौष मासमां भरायला वार्षिक मेळामां २०००नी संख्या एकठी थई हती अने बीना-बारहा जैनधर्मप्रचारिणी सभानी बीजी बेठक प्रण

दिवस सुधी थई अनेक व्याख्यानो थई ज्ञाति अने धर्मसुधाराना अनेक ठरावो थया हता

**पांच नवीन ब्रह्मचारी:**—कुंडलपुरमां स्थपायला उदासीन आश्रम तरफथी ब्र. पं. गणेशलालजी अने ब्र. गजाधरप्रसादजीना भ्रमणथी मार्गशीर्ष मासमां आशरे २५ गामोमां धर्मोपदेश अपायो हतो तथा रु. ३०००) उदासीनाश्रममां भराया हता तेमज पांच महाशयोए संसार, देह अने भोगनो त्याग करी ब्र. गोकलप्रसादजी द्वारा श्री नयनागीरीजीमां सुद १४ ने दिने ब्रह्मचर्य प्रतिमानी दिक्षा लीधी हती जेमनां नामो नीचे मुजब छे;—

१ कमलाप्रसादजी परवार (महेवा, वर्ष ३८), २ क्षमाधरजी (निवार, वर्ष ५५), ३ जिनेश्वरदासजी (बकस्याहा, वर्ष ३९), ४ बंशीधरजी (चौपरा, वर्ष २५), अने ५ सुखानंदजी (कोट वंडात वर्ष ५०) वळी आमांना चारे तो रु.२२३८) उदासीनाश्रमने भेट आपी दीधा छे.

**शिखरजी केस चलावनाराानी फेरबदली:**—श्री समेदशिखरजीना पहाडनो पटो करी आपवानो जे दावो श्रीमान शेठ परमेष्टीदासजी अने बाबू धन्नूलालजी सोलीसीटरना नामथी मांडवामां आवेलो छे,पण ए बन्ने शेठोनो वियोग थई जवाथी हवे भारत० दि.जैन तीर्थक्षेत्र क.तरफथी ए केस चलाववाने दानवीर शेठ हुकमचंदजी, रा. ब. शेठ कल्याणमलजी, लाला जंबूप्रसादजी सहारनपुर, साहू जुगमंदरदासजी नजीबाबाद, बाबू फंछेदीलालजी जबेलपुर, लाला प्रभुदयालजी मुंबाई, रा. बा. पं. शेठ मेवारामजी खुर्जा, बाबू छेदीलालजी कलकत्ता अने श्रीमान् शेठ हरसुखदासजी हजारीबाग आ ९ महाशयोने नीमवामां आव्या छे. आ महाभारत केसनो क्यारे निकाल आवशे ते कंइ कळी शकातुं नथी.

**मदद मळी:**—हस्तीनापुरना रुषभब्रह्मचर्याश्रमने डिसेंबर मासमां रु.६८२।≥ नी मदद मळी हती.

**रायसाहब थया:**—नवीन वर्षनी खुशीमां खंडवा निवासी शेठ चंपालालसा घोदरुसा ऑ. मेजीस्ट्रेटने रायसाहबनी पदवी मळी छे.

**"शेठ माणेकचंद दि. जैन ग्रन्थमाला"नी स्थापना:**—दानवीर शेठ माणेकचंदजी ना स्मरणार्थे जे स्मारकफंड मुंबाइमां खोलायलुं तेमां आशरे रु.४०००) भराया छे तेनी व्यवस्था करवाने एक मीटींग मुंबाईमां थई हती जेमां ए फंडमांथी "शेठ माणेकचंद दि. जैन ग्रन्थमाळा" ना नामथी संस्कृत-प्राकृत जैनग्रंथो प्रकट करवानो ठराव थयोछे अने तेना मंत्री पं. नाथूराम प्रेमीने नीमवामां आव्याछे जेमोए ए काम उपाडी लीधुं छे अने टूंक समयमां एमांथी एक बे संस्कृत ग्रंथो प्रकट करनार छे. वळी आ फंड ही. गु. जैन बोर्डींगनी ट्रस्ट कमीटीने स्वाधिन थयुंछे अने व्यवस्था माटे ११ मेम्बरोनी निमणुंक थईछे, जेमणे हवे खटपट करी आ फंडने वधारीने कंइ नहि तो दश हझार रुप्या सुधीनुं तो करवुंज जोइए.

# जैन जीवन अथवा दैवी जीवन.

(ગયા અંકથી ચાલુ.)

આત્માને સમભાવમાં રાખવાનો મહાવરો પાડવા માટે ૪૮ મીનીટનું 'સામાયિક' કરવાના રીવાજવાળા

**પોષધ.**

મનુષ્યને હેમાં રસ પડવાથી એ રસ્તે આગળ વધવાની હેને ઇચ્છા થાય એ સ્વાભાવિક જ છે. એવા માટે 'પોષધ વ્રત' યોજવામાં આવ્યું છે; કારણ કે આત્મભાવને પોષનાર આ વ્રત છે. જે જડ પદાર્થો આત્માને મુંઝવી નાંખે છે તે જડ પદાર્થો જેવા કે આહારના પદાર્થો, ભોગના પદાર્થો, શુશ્રૂષાના પદાર્થો અને **પાપવ્યાપાર તથા વિભાવજન્ય વૃત્તિઓથી** દૂર રહેવાનો **નિશ્ચય** કરી એક અહોરાત્રિ આત્મચિન્તનમાં જ લાગ્યા રહેવું એનું નામ 'પોષધ' વ્રત છે. એ વ્રતમાં દાખલ થનારે એક નિર્દોષ જગા પસંદ કરીને હેમાં સ્વચ્છ અને માત્ર ઓઢવા-પાથરવામાં જરૂર જોઇએ તેટલાંજ વસ્ત્ર લઇ જવાં. ૨૪ કલાક સુધી કાંઇ ખાવું-પીવું નહિ. શરીરની શુશ્રૂષા+ કરવી નહિ, માત્ર એક સાદું કપડું પહેરી એક ઓઢવું, સ્ત્રી આદિનો ત્યાગ માત્ર શરીરથી જ નહિ, પણ મનથી પણ કરવો અને શરીરવડે જાણતાં-અજાણતાં કોઇ જીવને નુકશાન ન થઇ બેસે એવી 'યતના'-કાળજી રાખવી એટલે કે પોતાનું જડ શરીર આત્માથી જૂદોજ પદાર્થ છે એવો ખ્યાલ મગજમાં આવવા દેવા માટે પ્રાથમિક તૈયારીઓ તરીકે આ બધું કરવું અને ત્યાર પછી તે ૨૪ કલાકના વખતમાં જ્ઞાન-ધ્યાનમાં મશગુલ બનવું. **યતના અથવા પ્રમાદરહીતપણું (નિરંતર જાગૃતિ) તો આ વ્રતમાં મુખ્ય ભાગ ભજવે છે.** દરેક બોલ બોલતી વખતે, દરેક વિચાર કરતી વખતે, દરેક પગલું ભરતી વખતે, હાથ કે શરીરના કોઇપણ અંગને જરા પણ ગતિમાન કરતી વખતે, યત્ના- કાળજી રાખવાની છે, સાવધાનતા રાખવાની છે, જાગૃતાવસ્થાનો મહાવરો કરવાનો છે. 'હું'ને તદ્દન વિસારી દઇને સર્વ જીવને અભયદાન આપવાનું લક્ષમાં રાખવાનું છે, જડ શરીરને ભૂખ્યું રાખીને આત્માને વિવિધ ભાવનાઓ વડે **પોષવાનું** કામ કર્યા કરવાનું છે; આહારનો, વ્યાપારનો કે કોઇ પણ એવી જાતનો વિચાર મનમાં આવે કે તુરત હેની જગાએ જબરજસ્ત તપશ્ચર્યા કરનાર **મહાવીરનો**, સર્વાવ્યાપારહીત સિદ્ધનો અને એવા એવાઓનો વિચાર કરવો, કે જેથી મનનો ચીલો સહેલાઇથી બદલાઇ જશે.

આહાર, અંગસત્કાર, અબ્રહ્મસેવન અને પાપવ્યાપાર એ ચારનો ત્યાગ કરીને, આત્માને પોષવાને અથવા પ્રબળ કરવાને શક્તિમાન એવી ભાવનાઓમાં ૨૪ કલાક ગુજારવા એનું નામ 'પોષધ' વ્રત છે અને તે મુક્તિદાતા છે. જેઓ 'સાધુ' વ્રત અંગીકાર કરવાની ઉતાવળ કરેછે હેમને મ્હારી નમ્ર અરજ છે કે પ્રથમ અનર્થ-દંડ-વિરમણ વ્રત બરાબર શિખો અને અમલમાં મૂકો; પછી 'સામાયિક' ખરા રૂપમાં કરતાં શિખો; પછી ઉપર બતાવ્યા પ્રમાણે મહીનામાં ચાર પોષધ કરવાની ટેવ પાડો અને જો એવી રીતના પોષધમાં ત્હમારો આત્મા **આનંદ** અનુભવવા લાગે તો-એવી **સ્થિતિ પ્રાપ્ત થાય તોજ** પછી દીક્ષા લેવા તૈયાર થજો.

---

+ શુશ્રૂષા=Service, attendance, obedience, reverence, સેવા, ખીદમત, તાબેદારી, બહુમાન.

ત્યહાં સુધી આ પ્રયોગો ફરી ફરીને અજમાવજો અને પોષધ વ્રતથી આત્માને **સ્વાભાવિક રીતેજ** આનંદ ઉપજવા લાગે તે વાર પછીજ દીક્ષા લેજો. નહિ તો ભૂખ વગરનું ખાવું ઉલટો અપચો કરશે.

  

**પ્રતિક્રમણ.** 'પ્રતિક્રમણ સૂત્ર' એ એક 'લિષ્ટ' છે–'યાદી' છે–કેટલી જાતના દોષો થવા સંભવિત છે એ સૂચવનારૂં એક 'પત્રક' છે. માણસ તે દરેક દોષો રોજ કરતો નથી પરંતુ સઘળા દોષોનું 'લિષ્ટ' સાંજે યાદ કરી જવાથી ત્હેમાંનો જે કાંઇ દોષ પોતાથી તે દિવસે થઇ ગયો હોય તે દોષનું નામ બોલવામાં આવતાંજ તે ચમકે છે –તે પાઠ આગળ થોભે છે–મનમાં બળાપો કરે છે અને નિર્દોષ દેવ–ગુરૂને પોતાની સમક્ષ કલ્પી એ દોષ થઇ જવા માટે ક્ષમા માગી ફરી એ દોષ ન થવા પામે એની સાવધાની રાખવાનો **નિશ્ચય બાંધે છે.** પ્રતિક્રમણ કરતાં પહેલાં **સીમંધરસ્વામીની** આજ્ઞા મંગાય છે ત્હેનું કારણ કાંઇ એ નથી કે તે સ્વામી કોઇને રજા આપતા હશે અને કોઇને નહિ પણ આપતા હોય! એમ નહિ પરન્તુ પવિત્ર અને પ્રબળ એવા શ્રી **સીમંધર*** પરમેશ્વરને પોતાની સમક્ષ કલ્પવાથી, જે દોષો માટે તે પ્રતિક્રમણ દ્વારા પશ્ચાત્તાપ કરે છે તે દોષો ફરી ન કરવાની સંભાળ રાખવાના **નિશ્ચયમાં** ત્હેને પુષ્ટિ મળે છે.

કોર્ટમાં અપરાધની તપસીલનાં ફૉર્મ (ફારમ-પત્રક) છાપેલાં તૈયાર રખાય છે. કોઇ કારકુન તે ફૉર્મના આસન પુર્યા સિવાય અગર જેમતેમ પુરીને મૅજીસ્ટ્રેટ પાસે સહી કરાવવા જશે તો શું મૅજીસ્ટ્રેટ તે કબુલ રાખશે? શું તે ફૉર્મ પર તે સહી આપશે? કદી નહિ.

વિદ્યાર્થીઓની રોજણુકમાં જૂદાજૂદા વિષયો અને દોકડાની સંખ્યા બતાવનારાં આસન હોય છે. તે આસન પુર્યા સિવાય અગર ઇતિહાસના દોકડા ભૂગોળના ખાનામાં અને ભૂગોળના ઇતિહાસનાં ખાનામાં નોંધવાથી શું કોઇ વિદ્યાર્થીને નંબર ચઢાવવામાં આવશે કે? કદી નહિ.

પ્રતિક્રમણ સૂત્રમાં જૂદા જૂદા દોષોની યાદી આપેલી છે. તે એક 'રોજણુક' છે અથવા તો 'અપરાધની તપસીલનું ફૉર્મ' છે. તે ખાલી વાંચી જવાથી તે **પરમાત્માની** કોર્ટમાં–મહાપિતાની નિશાળમાં કદી 'પાસ' થઇ શકશે નહિ.

કોર્ટના કલાર્કો **ગુજરાતીમાં** ભરવાનું ફૉર્મ **યુરોપીઅન** કારકુન ભરી શકે નહિ, તેમ માગધીમાં લખેલા પ્રતિક્રમણના પાઠમાં નોંધાયલા દોષો તે ભાષાનું મુદ્દલ જાણપણું ન હોય એવા માણસથી સ્હમજી શકાય નહિ; અને પોતે જે પાઠ **બોલે** છે ત્હેમાં કયા કયા **દોષોની** યાદી આવે છે તે સ્હમજાય નહિ તો તેવી જાતના જે દોષો તે દિવસે પોતાથી થયા હોય તે દોષો તે **ખાલી** પત્રકમાં **નોંધી** શકાયજ કેવી રીતે? અર્થાત્ તે દોષો માટે પશ્ચાત્તાપ કરવાનું બની શકેજ નહિ.

પાપો યાદ કરવાથી શું સાર્થક થાય છે? એકાંતમાં—આત્મસાક્ષીએ પાપો યાદ કરવાથી તે પાપો માટે ખેદ ઉત્પન્ન થાય છે. એક તરફ પોતાની હમણાંની નિર્મળતા અને બીજી તરફ પાપ કર્મ કરાવનારા થોડા કલાક પહેલાંના પોતાના ભારે અધ્યવસાય એ બેની સરખામણી કરવાની સ્વાભાવિક ઇચ્છા ત્હેને થઇ આવે છે. એ બે વચ્ચે આવો આસમાન

*સીમાઓને ધારણ કરનાર તે 'સીમંધર;' One who holds all the boundaries. the Soul who is God.

જમીન જેટલો તફાવત શાથી-શા કારણથી -શા પદાર્થથી થયો તે વિચારવા તે લાગી પડે છે. પાપ કરવાની ઇચ્છા કેવી રીતે ઉત્પન્ન થઇ, તે પાપ કેવી રીતે કરવામાં આવ્યું, તે પાપ કૃત્યનું પરિણામ શું આવ્યું, પોતાને બાહ્ય લાભ કે ગેરલાભ કેટલો થયો, બીજાઓને પોતાના તે કૃત્યથી બાહ્ય લાભ કે ગેરલાભ કેટલો થયો, આ બધા વિચારો પર તે ઉતરી પડે છે; અને એ સમુદ્રમાં ડુબકી મારનારો માણસ જરૂર કાંઇ નહિ ને કાંઇ કિમતી ઝવેરાત જરૂર મેળવે છે.

પ્રતિક્રમણથી કાંઈ પણ લાભ હોય તો તે આવી રીતેજ છે; નહિ કે દોષોની યાદી બોલી જવાથી અગર આપણી વતી બીજો કોઇ બોલી જાય તેથી આપણાં પાપોની માફી મળી જતી હોય! માફી આપવાની સત્તા પરમેશ્વરને નથી. જેમ તે શિક્ષા કરતો નથી તેમજ માફી પણ કરતો નથી. તે કોઇના કામમાં વચ્ચે આવતોજ નથી. માત્ર 'દીવો' છે-'પ્રકાશ' છે. આપણે ચોરી કરીએ તેથી ત્હેના ઘરમાં નુકશાન થતું નથી કે જેથી માફી માંગવાથી તે દયા ખાય. તે તો ઠગનાર અને ઠગાનાર સર્વને માથે 'પ્રકાશ છે;'—પ્રકાશ રૂપ હોઇ, જેઓને આંખો હોય છે તેઓ તે પ્રકાશને પોતામાં ઉતરવા દે છે અને તે પ્રકાશવડે સત્યાસત્ય જોઇ શકે છે. સિવાય પ્રભુ બીજું કાંઇ કરતોજ નથી. દેવતામાં હાથ નાખનારે દાઝવુંજ જોઇએ; દેવતાની માફી માગવાથી દાઝેલી જગાએ આરામ નહિજ થાય!

પ્રતિક્રમણ શાસ્ત્રમાં આપણી સમક્ષ દોષોની યાદી રજુ કરવામાં આવી છે તે યાદી પરથી આપણાં પાપો યાદ કરવાનું સહેલાઇથી બની આવે છે; અને તે પાપો કેવી જાતનાં છે તે વિચારવાની તક મળે છે. પાપની જાત જાણ્યા પછી ત્હેની દવા કરવી સુગમ થઇ પડે છે. (૧) પશ્ચાત્તાપ વડે હૃદયશુદ્ધિ અને (૨) કોઇ પણ જાતના તપ વડે હૃદયશુદ્ધિ; એમ બે રીતે પાપમાંથી મુક્ત થવાનો પ્રયાસ તેજ વખતે થઇ શકે છે. પ્રતિક્રમણ પછી કોઇ નહિ ને કોઇ જાતનું પ્રત્યાખ્યાન જરૂર લેવુંજ પડે છે એનું કારણ આ છે.

આ ઉપરથી સ્હમજાશે કે, પ્રતિક્રમણ કરવાનું છે તે **વિચારપૂર્વક** કરવાનું છે. અને **વિચારપૂર્વક** કરવા માટે એ પણ જરૂરનું છે કે તે એકાંતમાં, પોતાની જાતે અને એકાગ્રતાપૂર્વક કરવું. બીજા લપલપ બોલી જાય અને આપણે સાંભળીએ તેથી આત્મિક શુદ્ધિનો સંભવ મ્હને તો ઓછો લાગે છે. અને પોતે કરવું તે પણ અર્થ સ્હમજીને-દરેક બોલ અંતરમાં ઉતારી ઉતારીનેજ કરવાનું છે. ટુંકમાં કહીએ તો **આત્માને નિર્મળ કરવા માટે કરાતું પ્રતિક્રમણ આત્મભાવેજ થવું જોઇએ.**

આટા સામયા પછી જ્ઞાન, દર્શન, ચરિત્ર અને તપ એ ચાર સંબંધી થયેલા અક્ષાર्-चिंतणठाए અર્થાત્ અતિચાર (દોષ) **ચિંતવવાને** करोमि काउस्सग्गं કાયોત્સર્ગ કરવામાં આવે છે. અહીં શબ્દ 'ચિંતવના' છે. દોષો ચિંતવવાને-દોષો યાદ કરી કરીને ત્હેના પર વિચાર કે મનન કરવાને માટે काउस्सग्ग કરાય છે. મન-વચન-કાયાના બધા યોગને રોકીને અર્થાત્ -નિષ્ક્રિય બનીને **આપણી સઘળી શક્તિઓ એકાગ્ર કરી** તે એકાગ્ર થયેલી શક્તિઓ વડે ૯૯ અતિચારનો काउस्सग्गं કરી—ને એકાગ્ર શક્તિઓ વડે ૯૯ જાતના અપરાધમાંનાં થયેલા અપરાધ યાદ કરી કરી, તે અપરાધો કેવા છે, ક્યાંથી આવ્યા, કેવી રીતે થયા, શું ફળદાયક થયા વગેરે ચિન્તવન કરવાનું છે.

બારે વ્રત સંબંધી દોષ પ્રતિક્રમણમાં વિસ્તારથી બોલવાનું કારણ એ છે કે, હવે પછી આવા અપરાધ ન થઇ જાય તેવી કાળજી રાખી શકાય.

વંદના વડે સર્વ શકિતવાનની શકિતનો અંશ આપણામાં આવી શકેછે. 'ખમાસણા' વડે પ્રાણી માત્રને ચ્હાવાનું શિખાય છે—સાર્વત્રિક ભ્રાતૃભાવની લાગણી આપણામાં ખીલતી જાય છે. અને જેમ જેમ તે સાર્વભૌમ પ્રેમનો વિસ્તાર વધે છે તેમ તેમ પ્રેમમૂર્તિ પ્રભુની વધારે ને વધારે નજદીકમાં આપણે આવતા જોઇએ છીએ.

ધર્મધ્યાનના કાયોત્સર્ગમાં વળી અવર્ણનીય સૌંદર્ય છે. એ ધ્યાન (Meditation)કરવાથી આત્મામાં પવિત્રતા, બલ, સ્વાત્મસંશ્રય. આત્મતુષ્ટિ (Self-satisfaction) આવે છે.

પ્રતિક્રમણમાં ત્રણે કાળ માટે કાંઇ નહિ ને કાંઇ પ્રવૃત્તિ કરાય છે. ભૂતકાળના દોષોનું નિવારણ, વર્ત્તમાન માટે અર્હંતાદિની સ્તવના અને ભવિષ્ય માટે વર્ત્તનના નિયમોનો અંગીકારઃ આ ત્રણ કાર્યો બનવાં જોઇએ.

ભૂતકાળના દોષોનું સ્મરણ પોતે જ ભવિષ્ય માટેના વર્તન સંબંધી કરવા યોગ્ય ઉપાયો સૂચવે છે. વર્તન સુધારવા માટે કઇ પદ્ધતિ સૌથી વધારે કામ લાગે તેમ છે એ બાબતમાં ઘણી સૂચનાઓ કરવા જેવી છે. પરન્તુ સ્થળ સંકોચને લીધે તે કામ બીજા કોઇ પ્રસંગ માટે મુલતવી રાખીશ.

ૡ ૡ ૡ ૡ

**'પ્રાર્થના' ફીલસુફી : *એક કલ્પના**

દરેક ધર્મના પવિત્ર ગ્રંથોમાં પ્રાર્થનાને ઘણું અગત્ય આપવામાં આવ્યું જોવાય છે. વેદાનુયાયી સ્હવારમાં વહેલા ઉઠી સ્નાન કરી પ્રાર્થનામાં એસી જવાનો વેદનો હુકમ પ્રથમ દરજ્જે માને છે. ક્રિશ્ચીઅનો, મુસલમાનો, પારસીઓમાં પણ પ્રેયર (Prayer) અને બંદગી માટે બહુ માન છે. વિશ્વરચના અને વિશ્વ વ્યવસ્થાથી પરમેશ્વરને દૂર રાખનાર ખુદ જૈનો પણ કહે છે કે, 'નમસ્કાર મંત્ર'. એક વાર બરાબર ભણાય તો ઇપ્સિતાર્થ સિદ્ધ થાય.

જો કે ઉપર કહેલા દરેક મનુષ્યની પ્રાર્થનાનું 'પાત્ર' એક નથી હોતું તો પણ તે દરેક પાત્ર એક સરખું ફળ આપતું માનવામાં આવે છે; એ ઉપરથી સહજ જણાઇ આવે છે કે, પ્રાર્થનાનું 'પાત્ર' અગર જેની પ્રાર્થના કરવામાં આવે છે તે કાંઇ ચીજ આપતું નથી ( અને પરમેશ્વર એવો ખુશામતીઓ ન હોય શકે એ તો આપણે સારી રીતે જાણીએ છીએ ) પણ જે સિદ્ધાંત—જે તત્વ પ્રાર્થનામાં ગુપ્ત રહેલું છે તે તત્વજ અમુક ફળ આપે છે. એ કેમ બને છે તે સ્હમજવા માટે આપણે થોડું વિષયાન્તર કરવું પડશે.

'હિપ્નોટીઝમ' નામની એક વિદ્યા આજકાલ જગજાહેર છે, એ વિદ્યાનો પાયો 'શ્રદ્ધા' છે. અમુક માણસ મ્હને ધારે તે કરી શકશે જ એવી શ્રદ્ધા એક માણસે રાખવી પડે છે અને ત્યાર પછી મનની એકાગ્ર શકિત, વચનની દ્દઢતા અને આંખોની સ્થીરતા વડે હિપ્નોટીસ્ટ સામા માણસને પોતાના કાબુમાં લઇને ત્હેની પાસે ઇચ્છા મુજબ કામો કરાવે છે. આમાં કાંઇ મંત્ર નથી, જંત્ર નથી જાદુ નથી, કે કોઈ પરમેશ્વરની ડખલ નથી; એ Psychology એટલે માનસશાસ્ત્રના સિદ્ધાન્તાનુસાર અને કુદરતના કાયદા મુજબ જ બનતો બનાવ છે.

હવે જેમ એક માણસ બીજા માણસને હિપ્નોટાઇઝ કરી શકે તેમજ તે માણસ પોતાને પણ હિપ્નોટાઇઝ કરી શકે. આ ક્રિયાને Self-hypnotism (સેલ્ફ હિપ્નો-

*આ કલ્પના ઉચ્ચ કોટિના વિચારો માટે લખાઇછે. નિશ્ચય નય, સામાન્ય માણસોને હમેશાં અચંબા લાગે, તથાપિ વાંચનાર વર્ગમાં બધા કાંઇ સામાન્ય માણસો હોતા નથી

ટીઝમ ) કહે છે. કોઇ ચોકસ દેવને પોતાની સમક્ષ કલ્પીને ત્હેનું નામ એકાગ્ર ચિન્તે રટયા કરવું, ત્હેના ગુણગ્રામ કર્યા કરવા, તે સર્વ શક્તિમાન છે—ત્હેને કાંઇ અસંભવ નથી એવી દૃઢ ભાવના ભાવવી એથી ઇચ્છત કાર્ય સાધી શકાય છે. તેવીજ રીતે "હું સર્વ શક્તિમાન આત્મા છું—કોઇ ચીજ મ્હને અસાધ્ય નથી—હું પ્રકાશ છું—દુઃખો અને તંગીઓનો અંધકાર દૂરથી જોઇને હું તે પર હસી શકું છું "એવા દૃઢસંકલ્પમાં* જોડાવાથી પણ ઉપર મુજબ જ પરિણામ આવેછે. ક્રિશ્ચયન સાયન્સ નામની નવી વિદ્યા આ પદ્ધતિથી તમામ દરદો મટાડવાનું અને સદ્‌ગુણો ખીલવવાનું કામ બજાવે છે, જેની ખાત્રી સેંકડો સાચા બનેલા બનાવો પરથી થઇ શકે છે.

આપણી પ્રાર્થના પરમેશ્વર કે તીર્થંકર કે પેગમ્બર સાંભળે છે અને આપણા પર કૃપાદૃષ્ટિ કરે છે, એવી માન્યતા એક શ્રદ્ધા માત્ર છે—ખરેખર તો કૃપાળુ, સર્વ શક્તિમાન અને સર્વજ્ઞ પરમેશ્વર આપણા બોલ્યા સિવાય પણ આપણી તંગીઓ જાણી શકે છે અને કાલાવાલા કે પ્રાર્થનાની રાહ જોયા સિવાય તેણે મદદ કરવી જોઇએ. કોઇ કુકર્મ કર્યા પછી આપણે પશ્ચાતાપ કરીએ અને પરમેશ્વરને ક્ષમાપના માટે અરજ કરીએ તેથી તે ક્ષમા બક્ષે, તો તેવા પરમેશ્વરથી વધારે સ્વચ્છંદી અને અન્યાયી બીજો કોણ હોઇ શકે ? પરમેશ્વર જેમ દંડ કરતો નથી, તેમ ક્ષમા પણ કરતો નથી. જે દંડ કરવાનું કામ કરે તે કદાપિ ક્ષમા કરી શકે ખરો? તેમ છતાં જૂદા જૂદા તમામ ધર્મોમાં પરમેશ્વર સમક્ષ પશ્ચાતાપ કરવાનું અને ત્હેની કૃપા કે સહાય યાચવાનું ફરમાવેલ છે, તો એવી સર્વ સમ્મત માન્યતામાં કાંઇક તો રહસ્ય હોવુંજ જોઇએ ત્હેનો આશય એ જણાય છે કે, સામાન્ય અક્કલનો માણસ ગંભીર તત્વજ્ઞાન ન સમજી શકે, પણ પરમેશ્વર પાસે માફી માગવા જેવી સાદી વાત તો સમજી શકે એવા વિચારથી પશ્ચાતાપ અને પ્રાર્થનાની ક્રિયાઓ દાખલ કરી પરન્તુ એ બન્નેનાં અસલ તત્ત્વ 'એકાગ્રતા' અને 'સેલ્ફ-હિપ્નોટીઝમ' નું છે. કરેલાં કુકર્મ યાદ કરી, ત્હેને નિંદી, **હવેથી** તે ન કરવાનો **નિશ્ચય** કરવો એ પાપ ધોવામાં મદદગાર છે. એમાં પરમેશ્વરનું નામ ન લેવાય તો પણ પાપ ધોવાયજ. પરમેશ્વરનું નામ પશ્ચાતાપમાં જોડવાથી કાંઇ તાકીદે ક્ષમા મળી જતી નથી.

પ્રાર્થનાનું પણ તેમજ છે. જો ત્હમે પરમેશ્વરના નામ વગર પણ ચિત્તને એકાગ્ર બનાવી શકતા હો, અને એકાગ્ર બનેલા ચિત્ત-વડે વિવિધ ભાવનાઓ ભાવી શકતા હો, તો તેથી એક વર્ષમાં ત્હમારી જે આત્મિક ઉત્ક્રાન્તિ થાય એ કરતાં પરમેશ્વરનું **નામ આખી જીંદગી પર્યંત** રટવાથી કાંઇ વધુ ઉત્ક્રાન્તિ નહિજ થાય. આ બધી ક્રિયાઓ સામાન્ય મનુષ્યો કે જેમનાં પૂર્વ કર્મો ત્હેમને જ્ઞાનમાં ઉંડા ઉતરવા દેતાં નથી ત્હેમને માટે—ત્હેમને રસ્તે ચ્હડાવવા માટે છે. બાકી સમજી શકે ત્હેમને માટે તો પરમેશ્વરનું **નામ** નહિ પણ **પરમૈશ્વર્ય** અર્થાત્ પરમેશ્વરપણાના ગુણોની **ભાવના** એકાગ્ર મનથી ભાવવી વધારે હિતકર છે. એ ગુણોની ભાવના ભાવવાથી અનુક્રમે એવી શક્તિ પ્રાપ્ત થાય છે, કે જે વડે માણસ અસાધ્યને પણ સાધ્ય કરી શકે.

હું તીર્થંકરો, પેગંબરો, અવધૂતો અને યોગીઓને વરેલી સિદ્ધિઓમાં શ્રદ્ધા ધરાવું છું. મનને તદ્દન નિર્વિકારી—નિઃસ્વાર્થી બનાવી,

* "Any type of thought, if entertained for a sufficient length of time, will, by and by, reach the motor tracts of the brain, and finally burst forth into action."

Ralf Waldo Trine.

ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરી જગકલ્યાણમાં જેઓ દત્તચિત્ત બને ત્હેમને એ સિદ્ધિઓ કુદરતી રીતેજ પ્રાપ્ત થાય છે. કોઈને ઓછા પ્રમાણમાં અને કોઈને વધારે પ્રમાણમાં; જેવી જ્હેની યોગ્યતા. પરન્તુ આ સર્વનો આધાર તત્વમાં ઉંડા ઉતરવા ઉપર છે. સામાન્ય લોકો માટે જે કાંઇ સંતોએ સૂચવ્યું છે ત્હેમાંજ મનિ મુંઝવી ન રાખતાં તત્ત્વનો ખપ કરે અને ઉંડા ઉતરે તેઓજ નિત્ય નવા ચમત્કારો અનુભવવા શક્તિમાન બને.

'પ્રાર્થના' માં નમસ્કારનો પણ સમાવેશ થઇ જાય છે નમસ્કારની ક્રિયાને જૈન શાસ્ત્રમાં 'પુણ્ય'માં ગણેલ છે–ધર્મમાં નહિ. અન્ન–જલ–વસ્ત્રાદિ દાનથી થતાં પુણ્યો જેવું આ એક 'પુણ્ય' માનેલું છે, 'ધર્મ' નહિ. આ ઉપરથી પણ જણાઇ આવશે કે જૈન પ્રીસ્તુરી પ્રાર્થનાને આપણે બધા માનીએ છીએ તેટલું મહત્વ આપતી નથી. આજે તો લોકો એમજ સ્હમજે છે કે બીજું કાંઇ પરોપકારનું કામ ન થાય અગર આત્મજ્ઞાનપ્રાપ્તિનો પ્રયાસ ન થાય તોપણ જો ભગવાનનું નામ રટીશું તો આપણો બેડો પાર થશે! આ ભૂલભરી માન્યતા દૂર કરવા માટેજ આટલું વિવેચન કરવું પડયું છે. આપણો બેડો પાર તો ત્હેહારેજ થવાનો કે જ્હારે જ્ઞાન–ગુપ્તજ્ઞાન–આત્મજ્ઞાનમાં આપણે સમ્પૂર્ણ થઇશું. આજે ને આજે તે જ્ઞાનમાં સમ્પૂર્ણ ન થઇએ એ વાત ખરી છે, પણ દરેક ચીજ દરેક ક્રિયા દરેક કામકાજ કરતાં—દરેક અનુષ્ઠાન કરતાં રહસ્યજ્ઞાન (Mysticism) તરફ વધારે લક્ષ આપવાની જરૂર જો આપણે આજેજ સમજીશું તો એવો વખત જરૂર આવશે જ કે જ્યારે આપણે સમ્પૂર્ણ જ્ઞાની (પરમેશ્વર) બનીશું. આજે આપણે જે વસ્તુને છેક છેલ્લા પાયરીએ મૂકીએ છીએ અગર જે વસ્તુ બદલે બીજી વસ્તુથી ચલાવી લેવાનું ધારીએ છીએ તે વસ્તુ જ (અને તે એકલીજ) આપણો બેડો પાર કરનારી છે. બાકી બીજી કોઇ ચીજ–કોઇ ક્રિયા—કોઇ અનુષ્ઠાન આપણો પૂરો ઉદ્ધાર–છેવટનો ઉદ્ધાર કરવા સમર્થ નથી શાસ્ત્રકારોએ બાળ જીવોની દયા ખાઇને 'વ્રતો' યોજી આપ્યાં; પણ તે પણ 'જ્ઞાન' વગર નકામાં થઈ પડતાં શું આપણે પ્રત્યક્ષ નથી જોતા? 'અનર્થ–દંડ–વિરમણ વ્રત' જેઓ નથી સ્હમજતા ત્હેમનો અવતારજ ફોગટ છે; જૈન કે જૈનેતર કોઇ પણ મનુષ્ય જે અનર્થ દંડથી વિરક્ત નથી થતો તે મોક્ષની સડકથી હજારો ગાઉ દૂર છે. પાંચમું વ્રત ન સ્હમજે કે ન પાળે તે 'માણસ'જ ગણાય નહિ; કારણ કે જે માણસ જરૂર કરતાં વધારે પ્રમાણમાં જડ પદાર્થનો સંગ્રહ કરે તે માણસ **જડને અનિત્ય સ્હમજી શકયોજ નથી** અને આ અવતાર આત્માને જડથી–વિભાવથી મુક્ત કરી સ્વભાવમાં પાછો લાવવાના સાધન તરીકેજ પ્રાપ્ત થયો છે એ સત્યને તે હજી સ્હમજી શકયોજ નથી, એમ સાબીત થાય છે આવાં આવાં સુંદર વ્રતો શાસ્ત્રકારોએ બાંધી આપવા છતાં આજે ૧૦૦૦ માં ૧ માણસ પણ તે વ્રતનું 'જ્ઞાન'—તે વ્રતનું 'રહસ્ય' જાણવાની દરકાર કરતો નથી. વ્રત ધારણ કરનારાઓ પણ પ્રાયઃ તે જ્ઞાન થી વિમુખ હોય છે હવે ત્હેમનું 'મોક્ષ' (મુક્તપણું) કેવી રીતે સંભવે?

જેમ આપણે આ જડ શરીરમાં મોહી ન રહેતાં ત્હેમાંના આત્માને ઢુંઢવાનો છે, તેમ શાસ્ત્રોક્ત ક્રિયાઓ (વ્રતો, વાચન, પ્રાર્થના ઇત્યાદિ) માં પણ ત્હેના બાહ્ય શરીરમાં મુંઝાઇ ન રહેતાં ત્હેમાંના આત્માને–ત્હેમાંના રહસ્ય જ્ઞાનને ઢુંઢવાનું છે–ભજવાનું છે અને ત્હેનોજ ખપ કરવાનો છે.

ઌ ઌ ઌ ઌ

અને હવે, પ્રિય વાચક, છેલ્લી સલામ! જૈન જીવન સંબંધી

છેવટ

છુટી છવાઇ જે કાંઇ સૂચનાઓ આ લેખમાં કરવામાં આવી છે તે ઉપર નિષ્પક્ષપાતપણે વિચાર કરતાં ત્હને પોતાને જે સ્વીકારવા

યોગ્ય લાગે તે સ્વીકારી તે વડે આત્મિક જીવન-પવિત્રજીવન-દૈવી જીવન નિર્વહવા બનતી કોશીશ કરવામાંજ શ્રેય છે. મ્હારી શક્તિ કદાચ અપૂર્ણ જણાય, વિચારોને આકારમાં મૂકવાની મ્હારી દલીલો કદાચ અપૂર્ણ જણાય મ્હારા કથનમાં કદાચ અતિશયોક્તિ કે ન્યૂનોક્તિ માલમ પડે, તથાપિ આટલું તો ચોક્કસ માનજો કે વિજયવંતા જૈન ધર્મે અને અસાધારણ કેપ્ટન મહાવીરે દરેક પ્રાણીને 'સ્વરાજ્ય' બક્ષ્યું છે, દરેક આત્માને પરમેશ્વર માન્યો છે અને જો કોઇ જીવ ગુલામી ભોગવતો હોય તો તે આ ધર્મને કે આ ધર્મનાયકને લીધે નહિ પણ પોતાને ગુલામીમાંજ મજાહ લાગે છે ત્હેને લીધે તથા ગુલામ જેવા 'કાનટુંકા'ઓને લીધેજ ! આ ધર્મ સ્વતંત્રતાની પરિસીમા છે અહીં દંભ, ખુશામત, વહેમ, કાયરતા, અધંદશ્વતા એ કશાને કોઇ મળે તેમ નથી. રાજ્ય ગૃહસંસાર, કલા, વિજ્ઞાન, સૂક્ષ્મ પ્રદેશો અને મોક્ષનગરી: એ સર્વ ક્ષેત્રોમાં આ ધર્મ છુટથી મહાલે છે, ભળે છે અને એમને પોતાની હાજરીથી વધારે દીવ્ય-વધારે વિસ્તૃત બનાવે છે. એને અનંત આંખો છે, અનંત દષ્ટિઓ છે, અને તેથી ત્હેની દષ્ટિમર્યાદા અમર્યાદિત છે. મર્યાદા, બંધન, ગુલામી એ સર્વ શબ્દોની હયાતી એની દષ્ટિ આગળ અલોપ થાય છે. સાયન્સ અથવા પદાર્થવિજ્ઞાન એની પ્રતિષ્ટાને ખંડિત કરી શકતું નથી પણ ઉલટી વધારે છે, બુદ્ધિવાદ એની કસોટી કરવા છતાં ઓછી કિંમત આંકી શકતો નથી, બલ્કે કિંમત આંકતાં પોતેજ અંકાઇ જાય છે, ભક્તિ એનાથી દૂર રહી શકતી નથી, આખું વિશ્વ એના પેટના એક ખૂણામાં સમાઇ જાય છે અને તે અનેક વિશ્વોને ઉત્પન્ન કરી શકે છે. આવો છે આપણો જયવન્તો ધર્મ! એ ધર્મના તેજમાં સર્વ આત્માઓ તપો એજ ભાવના સાથે વિરમે છે આ—

નાગદેવી સ્ટ્રીટ મુંબાઈ } તે તેજનો પ્રેમી અને ત્હમારો આત્મબંધુ
મણીલાલ મોતીલાલ શાહ.

## पं० चिंतामणदासजी उपदेशकका भ्रमणनो रिपोर्ट.

(તા૦ ૧૪ નવેંબરથી ૧૯ જાનેવારી સુધીનો.)



**નાતેપુતા**—ઘર સંખ્યા ૨૫ જન સં. ૧૫૦, મંદિર ૧ છે. બે શાસ્ત્રસભા અને જાહેર સભા કરી 'સ્વાધ્યાય' તથા 'સદાચાર' ઉપર વિવેચન કર્યું. અત્રે ચાર વર્ષ થયાં પાઠશાળા છે પણ તેનો ઘણોજ ઓછો લાભ લેવાય છે, માટે એ ગામના ભાઇઓએ પાઠશાળાને ઉન્નતિપર લાવવી જોઇએ. ૮ ભાઇઓ દ્વારા રૂ. ળા ઉપદેશક ફંડમાં ભરાયા.

**બારામતી**—ઘર સં. ૭૯, જન સં. ૯૫, મં. ૧ છે. એક સભા કરી સ્વાધ્યાય ઉપર વિવેચન કરવાથી ૧૦ જણે નિત્ય સ્વાધ્યાયનો નિયમ લીધો. અત્રે પાઠશાળા છે પણ નામનીજ છે, માટે દેખરેખ રાખવાની જરૂર છે. અત્રે ઘેરઘેર ચૈત્યાલય રાખે છે તેથી પંચાયતી મંદિરમાં બહુજ થોડા ભાઇઓ દર્શન કરવા આવે છે.

**પુના**—ઘર સં. ૫૦ છે. પ્લેગ હોવાથી બધા ભાઇઓનો મેલાપ થયો નહી. ચોપડેની ગાયન પાઠશાળા જોઇ તો ત્યાં બાહુબળી શર્મા સિવાય ચોપડે પણ નહોતા. વિદ્યાર્થીઓના રજીસ્ટરનું પણ ઠેકાણું નહોતું. વધુ પૂછતાં કહ્યું કે ચોપડેજી આવેથી પ્રાંતિક સભાને આ પાઠશાળાનો રિપોર્ટ મોકલીશું. અત્રે શેઠ ભગવાનદાસ શોભારામ ધર્મપ્રેમી છે, તેમના દ્વારા જો, આ પાઠશાળાનો હીસાબ વગેરે જૈનમિત્ર દ્વારા પ્રકટ કરાય તો કેવું સારું ? તેમ ભવિષ્ય માટે પ્રબંધક કમીટી નીમવાની પણ જરૂર છે.

**લોનંદ**—ઘર સં. ૫ જન સં. ૧૫ મં. ૧ છે. શાસ્ત્રસભા કરી બે જણે

સ્વાધ્યાયનો નિયમ લીધો. રૂ ૩) સિદ્ધાંત પાઠશાળા મોરેના માટે ભરાયા.

તડગાંવ—ઘર સં. ૧૨ જન સં. ૧૦૦, મંદિર ૧ છે. એક સભા કરી 'અભક્ષ્યત્યાગ' અને સ્વાધ્યાયપર વિવેચન કર્યું જેથી ૬ જણે સ્વાધ્યાય, અને રાત્રિભોજનત્યાગ કરવાનું કબૂલ્યું. રૂ. ૨) ઉપદેશક ફંડમાં ભરાયા.

ફુલટણ—ઘર સં. ૯૫ જન સં. ૩૦૦, મંદિર ૬ છે. બે શાસ્ત્રસભા અને વ્યાખ્યાન સભા કરી ગ્રહસ્થના ષટ્ નિત્ય કર્મ અને સમ્યગ્ દર્શનપર વિવેચન કર્યું. સ્વાધ્યાયી ભાઇ ૩૦ છે પણ મંદિરમાં બેસીને કોઇ સ્વાધ્યાય કરતું નથી. એ પ્રથા જ્ઞાનોત્તેજક અને પ્રભાવના-જનક નથી જેથી મંદિરજીમાંજ સ્વાધ્યાયી કરવાની ટેવ રાખવી જોઇએ. પ્રથમ પાઠશાળા હતી પણ તે થોડાજ સમયમાં બંધ પડી હતી. ફલટણ જૈનોનું કેન્દ્ર કહેવાય છે, પણ ૯૫ ઘર હોવા છતાં પાઠશાળાનો પ્રબંધ નથી, માટે તે થવાની જરૂર છે. રૂ ૬) ઉપદેશક ફંડમાં આવ્યા.

માંડવા—ઘર સં. ૫, જન સં. ૨૦, ચૈ. ૧ છે બે શાસ્ત્રસભા કરી જેમાં અજૈનો પણ લાભ લેતા હતા. એકે શાસ્ત્ર વાંચવાના અને ચારે શાસ્ત્ર સાંભળવાના નિયમ લીધા. રૂ. ૧) ઉપદેશક ફંડમાં ભરાયો.

આકલૂજ—ઘર સં. ૨૫. જન સં. ૨૦૦, મંદિર બે છે. એક શાસ્ત્રસભા અને ૧ વ્યાખ્યાનસભા કરી જિનપૂજન અને સ્વાધ્યાયપર વિવેચન કર્યું જેથી ચાર જણે સ્વાધ્યાયનો નિયમ લીધો.

પંઢરપુર—ઘર સં. ૭૬. જન સં. ૩૬૦ મં. ૧ છે. એક સભા કરી સદાચાર અને સ્વાધ્યાય પર વિવેચન કરવાથી ૧૦ જણે સ્વાધ્યાયનો અને એકે નિત્યજિનપૂજનનો નિયમ લીધો. પ્રથમ પાઠશાળા હતી પણ ફંડના અભાવે તૂટી ગયેલી જેથી હવે અગ્રેસરોએ ખટપટ કરી પાઠશાળા ચાલુ કરવી જોઇએ. આ વ્યાપારપ્રસિદ્ધ શહેરમાં જૈન કોમમાં પ્રસિદ્ધ શેઠ નાથા રંગજીવાળાની સંમતિ લઇને પાઠશાળા શરૂ કરી સેતવાલ જેવી પડતી હાલતની જૈન જાતિનો ઉદ્ધાર કરવો જોઇએ.

આષ્ટી—ઘર સં. ૧૦ જન સં. ૫૦ મં. ૧ છે. એક સભા કરી સ્વાધ્યાયપર વિવેચન કર્યું. ૧૦ ભાઇને સ્વાધ્યાયનો નિયમ છે. જેમાં ચારે મંદિરમાં બેસી સ્વાધ્યાય કરવાનું સ્વીકાર્યું. શેઠ તલકચંદ મોતીચંદજીના પ્રયાસથી બાળકોને ધર્મશિક્ષણનો પ્રયત્ન ચાલુ છે. રૂા. ૨) ઉપદેશક ફંડમાં અને રૂા.૬) મોરેના પાઠશાળામાં ભરાયા.

મોડલિંબ—ઘર સં. ૯, જન સં.૫૩, મં.૧છે. એકેક શાસ્ત્ર સભા અને વ્યાખ્યાનસભા કરી અભક્ષ ત્યાગ અને સ્વાધ્યાય પર વિવેચન કર્યું. એકે રાત્રિભોજનત્યાગ અને ત્રણે સ્વાધ્યાયનો નિયમ લીધો. ભાઇ હરીદાસ ધર્મોત્સાહી છે. ૫) મોરેના પાઠશાળામાં ભરાયા.

આરણ—ઘર સં. ૫. જન સં. ૨૫ ચૈ. ૩ છે. એક સભા કરી જેથી પાંચે સ્વાધ્યાયનો અને એકે રાત્રિભોજનત્યાગનો નિયમ લીધો. રૂા. ૪) મોરેના પાઠશાળામાં ભરાયા.

કરકમ—ઘર સં. ૨૮, જન સં ૧૩૦ મં. ૨ છે. એક સભા કરી રાત્રિભોજન ત્યાગ અને સ્વાધ્યાય પર વિવેચન કર્યું જેથી બે-એ રાત્રિ ભોજન ત્યાગ. એક જણે સ્વાધ્યાય અને ૭જણે શાસ્ત્રશ્રવણનો નિયમ લીધો. રૂ. ૨) મોરેના પાઠશાળામાં ભરાયા.

લઉલ—ઘર સં. ૧૨. મં. ૧ છે. સભા કરી પણ ૪ અંગો સિવાય કોઇ આવ્યું નહિ. સદાચારપર ઉપદેશ કર્યો. અત્રે કુરિતિ અને મિથ્યાત્વનો પ્રચાર છે, મિથ્યાત્વીના બ્હેકાવવાથી લોકો જિનમંદિરમાં દર્શન કરવા જતાં પણ શર્માય છે !

**મોહોલ**—ઘર સં. ૨૭ જન સં. ૯૦ છે. એક સભા કરી 'શ્રાવકની ક્રિયા' પર વિવેચન કર્યું, જેથી પાંચે રાત્રિભોજનત્યાગનો નિયમ લીધો તેમ શેઠ મોતીરામે માંસભક્ષી મરાઠાના હાથનું પાણી પીવાનો ત્યાગ કર્યો. ૨૫ ભાઇઓ સ્વાધ્યાય કરે છે. રૂ. ૩) આપી શા૦ ફુલચંદ મલુકચંદ પ્રાં. સભાના મેમ્બર થયા.

**માઢા**—ઘર સં. ૪૦, જન સં. ૧૦૦, મંદિર ૩ છે. એક સભા કરી, જેથી એકે રાત્રિભોજનત્યાગ અને એકે માંસભક્ષીના હાથનું પાણી પીવાનો ત્યાગ કર્યો. ૫ જણે સ્વાધ્યાયનો નિયમ પુનઃ દૃઢ કર્યો.

**કુર્દુવાડી**—ઘર સં. ૮. જન સં. ૪૦, ચૈ. ૨ છે. એક સભા કરી અભક્ષ્યત્યાગ અને ષટ્કર્મગ્રહણ પર વિવેચન કર્યું જેથી ૧૦ જણે સ્વાધ્યાયનો અને ૬ જણે મર્યાદાથી રાત્રિભોજનનો ત્યાગ કર્યો, ત્રણ ભાઇઓ ત્રણ ત્રણ રૂપીઆ આપી સભાના મેમ્બર થયા તેમજ 'દિગંબર જૈન' ના ૨ ગ્રાહક થયા. રૂ૧) ઉપદેશક ફંડ અને રૂ.૧) મોરેના પાઠશાળા માટે આવ્યો.

**પરંડા**—ઘર સં. ૮, જન સં. ૩૫, મં. ૧ છે. શેઠ કસ્તુરચંદજીના પ્રમુખપણા નીચે સભા કરી, જેમાં શહેરના સારા સારા ગ્રહસ્થોએ પણ લાભ લીધો હતો ? પાંચ પાપનો ત્યાગજ સાચો ધર્મ છે, એ વિષય ઉપર ૧॥ કલાક સુધી વ્યાખ્યાન કરી એ સિદ્ધ કરી બતાવ્યું કે પાંચ પાપ રહીત આત્માજ પરમાત્મા થઇ શકે છે અને તેજ માર્ગનો ઉદ્યમી પુરૂષ ત્રૈલોક્યમાં નિર્ભયતાથી વિચરી શકે છે. મોદી માણેકચંદ મોતીચંદે પણ સારા શબ્દોમાં વ્યાખ્યાનને અનુમોદન આપ્યું હતું. એજ વખતે રૂ. ૧૦૦) આપી શેઠ કસ્તુરચંદ પરમચંદજી પ્રાં. સભાના લાઇફ-મેમ્બર થયા. મોદી માણેકચંદજી રોજ બાળક બાળીકાઓને ભણાવે છે જે સ્તુત્ય છે.

**સોનારી**—ઘર સં. ૧૦. જન સં. ૫૦, મં. ૧છે. અભક્ષ્યત્યાગ અને સ્વાધ્યાય પર વિવેચન કરવાથી ત્રણે રાત્રિઅન્નભોજનત્યાગ અને પાંચે સ્વાધ્યાયનો નિયમ લીધો. શા પાનાચંદ મૂળચંદ રૂા. ૩ ) ભરી પ્રાં. સભાના સભાસદ થયા, રૂા. ૨) મોરેના પાઠશાળામાં ભરાયા.

**ગનેગાંવ**—ઘર સં. ૪ ચૈ. ૧ છે. ઉપદેશ કરવાથી એકે સ્વાધ્યાય અને એકે રાત્રિઅન્નભોજનત્યાગનો નિયમ લીધો.

**ભૂમ**—ઘર સં ૧૦. મં. ૧ છે. બે સભા કરી પણ ફૂટને લીધે કંઈ પણ સફળતા મળી નહી !

સિદ્ધ ક્ષેત્ર શ્રી **કુંથલગીરી**—પ્રબંધ ઠીક છે, પણ ભંડારમાં નાણાં ભરનારને રસીદ આપાતી નથી. મૂનિમને પૂછતાં કહ્યું કે એ બાબત શેઠ હરીભાઇ દેવકરણવાળાને પુછશો. બે શાસ્ત્રસભા કરી તેમજ કુળભૂષણ દિ જૈન વિદ્યાલયનું નિરીક્ષણ કર્યું. ફળ સંતોષજનક છે. બાલબોધ જૈન ધર્મ અને રત્નકરંડશ્રાવકાચાર ભણાવાય છે. વિદ્યાર્થી ૩૫ છે. બોર્ડિંગનો પ્રબંધ પણ સારો છે. શિક્ષક કવિ દત્તાત્રય ભીમાજી રણદીવે સુયોગ્ય છે. રાત્રે હજારીલાલજી વિદ્યાર્થીઓને શાસ્ત્ર સંભળાવે છે. આ સર્વ કાર્ય બ્ર. પાર્શ્વસાગરજીના ઉત્તમ ઉદ્યોગથીજ પ્રશંસનીય થઇ રહેલું છે. જેને ધનાઢયો એ મદદ કરવાની જરૂર છે.

**બાર્સી ટાઉન**—સૂચના કરવા છતાં કંઇ મૃત્યુશોકને લીધે ઝાઝા ભાઇઓ એકઠા થયા નહિ. માત્ર ૭ ભાઇઓ આવ્યા, જેમાં બેએ સ્વાધ્યાયનો નિયમ લીધો.

**કરમાળા**—ઘર સં. ૨૪. જન સં ૮૦ છે. એક સભા કરી કુરીતિત્યાગ અને

સ્વાધ્યાય પર વિવેચન કરવાથી ૧૦ જણે સ્વાધ્યાયનો નિયમ લીધો. સભામા સ્થા. ભાઇ પ્રેમચંદે બન્ને આમ્નાય મુજબ વગર પગારે ધર્મશિક્ષણ આપવાનું જણાવ્યું પણ કોઇએ પોતાના બાળકો મોકલવા સ્વીકાર્યું નહિ. અત્રેના ભાઇઓએ અજ્ઞાનતા હઠાવવી જોઇએ.

**અહમદનગર**—સેનવાલ ઘર સં. ૪૫-જન સં ૧૭૫ છે. એક સભા કરવાથી ૬ એ રાત્રિઅન્નભોજનત્યાગ અને આઠ જણે સ્વાધ્યાયનો નિયમ લીધો. અત્રેના સેતવાલ ભાઇઓ ધર્મ, ધન અને આચાર વિચારથી બીલકુલ પડતી દશામાં છે. વારંવાર બોલાવવા છતાં કોઇ આવતું નથી. તદન અભણ છે. બે ચાર સિવાય બધાજ દરજીનો ધંધો કરે છે. સેતવાલના ભટ્ટારકે કંઇ ધ્યાનમાં લઇ આ લોકોને ધર્મમાર્ગમાં દઢ કરવા જોઇએ નહિતો ભવિષ્યમાં એ લોકો દરજી નામનેજ સાર્થક કરી લેવાનો ભય રહે છે.

**કોપરગાંવ**—ઘર સં. ૧૨ જન સં. ૮૦, મં. ૧ છે. સભા કરી મિથ્યાત્વત્યાગ અને સ્વાધ્યાયપ્રચાર પર વિવેચન કર્યું, જેથી બે સ્ત્રીઓએ કુદેવપૂજનનો ત્યાગ કર્યો. પ્રથમ પાઠશાળા હતી પણ હાલ બંધ છે, જે ચાલુ થવાની જરૂર છે. રૂ. ૧૧) ઉપદેશક ફંડમાં આવ્યા. શેઠ જગનલાલજી ધર્મોત્સાહી છે.

**કોકમઠાણુ**—ઘર સં. ૭ જન સં. ૩૦, ચૈ. ૧ છે. બે શાસ્ત્રસભા કરી. ૭ જણાને સ્વાધ્યાયનો નિયમ છે. બધા ભાઇઓ સદાચારી અને ધર્માત્મા છે. સ્ત્રીઓમાં ભણવાની રૂચિ વિશેષ છે. નાસિક નિવાસી શ્રી હુલાસીબાઇ તત્વાર્થસૂત્રના અભ્યાસમાં પ્રશંસનીય છે રૂ. ૫) ઉપદેશક ફંડમા આવ્યા

**સંવત્સર**—ઘર સં ૮. જન સં. ૩૨, મં. ૧ છે. શાસ્ત્રસભામા ઉપદેશ કરવાથી એક સ્વાધ્યાયનો નિયમ લીધો. રૂ. ૧) ઉપદેશકફંડમાં ભરાયો.

**હુશંગાબાદ**—ઘર સં. ૭૨ છે. સભા કરી 'જૈન ધર્મની ઉપયોગીતા' ઉપર બે કલાક સુધી વ્યાખ્યાન કર્યું. અત્રે ઘણાખરા જૈનો સમૈયા (એટલે સરસ્વતી મંદિર પૂજક અને મૂર્તિપૂજા નિષેધક ) છે ! જો અત્રે વારંવાર વિદ્વાનોનું આગમન થઇ ઉપદેશ અપાય તો આ લોકો સુધારી શકે ખરા. ભાઇ મુલચંદજી ધર્મોત્સાહી છે.

## મહારાષ્ટ્રપ્રાંતવાસી પિતામરદાસ ઉપદેશક.

*પ્રિય જૈન બંધુઓ!* ચેતો, જાગો અને જુઓ-તમારા પૂર્વજો (તીર્થંકર મહર્ષિઓ) એ જે પ્રાણ જૈનધર્મરૂપશરીરમાં આપ્યા હતા તે શરીર (જૈન ક્રિયા)ની આજે કેટલી દુર્દશા થઇ રહેલી છે? તોપણ આટલી બધી બેપરવાઇ ? અરે ! તે જૈન ક્રિયારૂપ શરીર નષ્ટભ્રષ્ટ થવા છતાં તમારો આત્મા સુખમય પ્રાણોથી કેમ જીવી રહી શકે ? જેથી પ્રમાદને છોડો અને શાસ્ત્રસ્વાધ્યાયરૂપી ભોજનથી જૈન ક્રિયારૂપ શરીરને પુષ્ટ કરી તેને તાકીદે તંદુરસ્ત કરો. જુઓ, એજ પ્રમાદથી તમારા પ્રાંતમાં સેતવાલ ચતુર્થ, પંચમ અને કસાર જાતિના ભાઇઓનો સમુહ હવે તમારો રહ્યો નથી, જેથી જો તમારામાં હજુ પણ કંઇ ધર્મનો જોશ અને અભિમાન હોયતો તેઓને ફરીથી આપણા જેવા બનાવવા પ્રયત્ન કરો. આ ભાઇઓ અજ્ઞાનતાથી વિશેષે કરીને નિર્માલ્ય દ્રવ્ય ભક્ષણ કરવા લાગ્યા છે તથા દરિદ્રતાને લોગે બીજો ધર્મ સ્વીકારી બેઠા છે તથા હલકો ધંધો કરવાના કારણથી શૂદ્ર જાતિમાં પણ નીચી દષ્ટિથી જોવાય છે, જેથી બંધુઓ, તમે આ જાતિભાઈઓ તરફ તાકીદે ધ્યાન આપો.

જાતિ સેવક—
ઠાકોરદાસ ભગવાનદાસ ઝવેરી,
મંત્રી, ઉપદેશક વિભાગ—
દિ. જૈ પ્રાં. સભા-મુંબાઇ

पं. अर्जुनलाल सेठीकी धर्मपत्नीका

## हृदयद्रावक पत्र।

मान्यवर महोदय,

क्या अपने अमूल्य समयका कुछ भाग आप मुझ दुःखिनीकी कथा सुननेमें दे सकेंगे? क्या मेरे पति पर आई हुई विपत्तिको दूर करनेकी चेष्टा करेंगे? क्या मेरे बच्चों पर दया करके पितृ-वियोग-जनित दुःखको निवारण करेंगे? क्या एक व्यक्तिका अन्यायसे बचानेका प्रयत्न करेंगे? मुझे विश्वास है कि यदि आप मेरी दुःख-कहानी सुनेंगे तो मेरी सहायता करना अपना परम कर्त्तव्य समझेंगे।

मेरे पति इस समय जेलमें हैं। दस महीने हुवे जब वे इन्दौरमें पकड़े गये थे, तबसे दो चार दिन छोड़कर आज तक वे कारागृहहीमें हैं। और अब उन्हें पाँच वर्षकी सजाका हुक्म हो गया है। इससे आप यह न समझिये कि उन्होंने कुछ अपराध किया था, क्योंकि आज तक यह तो कभी बतलाया ही नहीं गया कि अमुक अपराधके कारण यह दण्ड दिया गया है। आज तक उन पर कोई अभियोग भी नहीं चलाया गया, जिससे कि यह प्रमाणित हुआ हो कि वे अपराधी हैं। हाँ, यदि कुछ अपराध हो तो यही हो सकता है कि उन्होंने अपना जीवन जैन-समाजको अर्पण कर दिया था, शिक्षा-प्रचारको अपना मुख्य कर्त्तव्य समझते थे, जैन-धर्मके प्रचारके उपाय सोचा करते थे, और इनके अतिरिक्त और संसारिक झगड़ोंसे दूर रहना ही पसंद करते थे। सुना गया था कि वे देहली और आरावाले मुकद्दमोंके सम्बन्धमें पकड़े गये हैं, परंतु यह विश्वास कैसे हो? ये मुकद्दमे तो थे राजनैतिक और मेरे पति राजनीतिके झगडोंसे कोसों दूर। क्या जो आत्मा जैनधर्मके लिये जीवन अर्पण करनेकी शक्ति रखता है वह उस जैनधर्मके मूल मन्त्रका तिरस्कार करनेको उद्यत हो सकता है? क्या जिनका हृदय जातिके बालकोंको अशिक्षित देख कर द्रवित हो जाता था वे नरहत्या ऐसे मामलेसे सम्बन्ध रख सकते हैं? यह नहीं हो सकता। यदि सचमुच सम्बन्ध था तो क्यों नहीं सरकारने अभियोग चलाकर प्रमाणित किया? जो हो, अपराधी थे या नहीं, उनको कारागृहमें रहनेका हुक्म हो-गया है। कौन कह सकता है कि यह अन्याय नहीं? क्या इस २० वीं शताब्दिमें भी यह न्याय समझा जा सकता है कि किसी व्यक्तिको दण्ड दे दिया जावे और उसे यह भी न बतलाया जावे कि उसने अमुक अपराध किया है? महोदय, क्या इस अन्यायके विरुद्ध आपकी अवाज़ उठेगी? क्या आप सरकारसे न्यायकी प्रार्थ-

ना करेंगे ? ऐसा करना यों तो आपका कर्त्तव्य है ही, परन्तु इस मामलेमें यह अनिवार्य्य कर्त्तव्य हो जाता है; क्योंकि उनकी तरफ़से कोई प्रार्थना करनेवाला नहीं—मैं दीन स्त्री हूँ, मेरी कौन सुनता है और विशेष कर जयपुर राज्यमें।

- यह हुई उनकी बात, अब बच्चोंकी बात सुनिये। मेरे पति कोई धनाढ्य पुरुष नहीं हैं और न उन्होंने व्यवसाय कर बहुतसा द्रव्य संचय ही कर रक्खा है। ऐसी अवस्थामें क्यों कर अपने. बच्चे 'प्रकाश' की शिक्षाका प्रबन्ध करूँ ? किस प्रकार छोटी बालिकाको पढ़ाऊँ ? शिक्षा तो एक ओर, इन बच्चोंको उचित भोजन भी किस प्रकार दूँ ! कैसे उनके शीतका निवारण करूँ ? आज दस महीने हुये किसी न किसी प्रकार काम चलाया, परन्तु अब नहीं चल सकता। मुझे इसकी पर्वाह नहीं कि मुझे भरपेट अन्न मिले, मैं पतिवियोगको भी सहन कर सकूँगी, परन्तु इन बच्चोंका कष्ट मुझसे नहीं देखा जाता। मेरे पतिको आशा थी और मेरा भी विश्वास था कि जाति और धर्मकी सेवा करनेके लिये मेरा प्रकाश योग्य बन जायगा, परन्तु अब देखती हूँ कि यह सब स्वप्न मात्र है। न जाने ये पाँच वर्ष कैसे पूरे होंगे ? इस बीचमें यदि शिक्षाका प्रबन्ध न कर सकी तो प्रकाश तो अशिक्षित रह कर दुःख उठावेहीगा परन्तु समाज और धर्मका एक सेवक खोया जायगा। जयपुरमें यद्यपि सब मेरी सहायता करना चाहते हैं और जयपुरमें ही क्यों, मुझे विश्वास है, समस्त भारतवर्षके मनुष्य मेरी सहायता करना हृदयसे चाहते हैं परन्तु वे डरते हैं कि मुझ अभागिनीके साथ कहीं उनको भी कष्ट न उठाना पड़े। इससे कोई मेरी सहायता नहीं कर सकता। यद्यपि निःसहाय अबलाका कष्टनिवारण करना कोई अपराध नहीं परन्तु पुलिससे डर लगताहै। क्या आपको भी डर लगेगा ? क्या आप जैसे उदारहृदय भी बिना कारण भयभीत हो जावेंगे ? तो फिर इन बच्चोंको क्या मुझे अशरण-शरण के भरोसे छोड देना होगा ? हा ! यह कष्ट मेरे अपने दुःखके सहने के साहस को भी तोड़ देगा।

मेरे पति आज कल कारागृहमें रोगग्रस्त हैं। प्रतिदिन सुनती हूँ कि उनका कृश शरीर और अधिक कृश होता जाता है। उनके भोजनका प्रबन्ध ठीक नहीं। हे भगवन् ! क्या उनको पाँच वर्ष इस ही प्रकार जेलमें बिना अपराध सड़ना पड़ेगा ? वे कैसे पाँच वर्ष निकाल सकेंगे ? यद्यपि मानसिक दुर्बलता उनके पास न फटक सकेगी परन्तु इस शरीरके रोगोंका वे क्या करेंगे ? प्रभो, क्या अब मैं उनके पवित्र दर्शन न कर सकूंगी ? क्या कभी उनकी चरणरज मस्तकमें लगानेका सौभाग्य मुझे न प्राप्त होगा? क्या कभी वे आकर 'प्रकाश

के शिर पर हाथ न रख सकेंगे ? क्या नन्ही लडकी को वह छातीसे फिर लगावेंगे ? क्षमा करिये, हृदय के आवेगमें आकर मैं यह लिख गई हूं। हम स्त्रियों का हृदय आप ऐसा कठोर नहीं हो सकता।

महाशय, मैं अपनी राम-कहानी आपको सुना चुकी। मुझे अब इसके अतिरिक्त और कुछ नहीं कहना है कि यदि मुझ अभागिनी पर आपके हृदयमें दयाका सञ्चार हुआ है तो कृपया इस मामलेको हाथमें ले लीजिये। यदि मेरे प्रकाश के अंधकारमय भविष्यसे आपका पितृस्नेहयुक्त हृदय द्रवित हुआहै तो उसे शरण दीजिये। यदि मेरी लड़कियोंके आर्त्तनादसे आपको अपनी प्रिय पुत्री याद आई है तो कृपा कर उसे असहाय न छोड़िये। यदि मेरे पूज्य पतिके संकटसे आपको यह ध्यान आया है कि यह संकट उन पर नहीं, जैन-समाज पर,—समाज-सुधार, जैन-धर्म-प्रचार और शिक्षा-प्रसार पर—पड़ा है तो शीघ्र कर्त्तव्य निश्चय कर लीजिये। यदि आप समझतेहैं कि बिना मुकद्दमा दण्ड देना अन्याय है तो उसके विरुद्ध आन्दोलन और पुकार करनेको प्रस्तुत हो जाइये। यदि मेरे पति के बिगड़े हुये स्वास्थ्य से आपके चित्तमें डर उत्पन्न होकर बच्चोंकी क्रन्दनध्वनि सुन पड़ी है और समाज-सेवक के लिये दो बूँद आँसू निकले हैं तो इस समय सहायता कीजिये। और यदि जैन-धर्म के एक सेवक की कमीसे आपके चित्तको चोट पहुँची हो तो उसे बचानेका प्रयत्न कीजिये। मैं असहाया, अबला, दु:खिनी आपसे और अधिक निवेदन नहीं कर सकती। राजपूत-रमणी ने अपरिचित और परधर्मी युवा को राखी भेजीथी और वह उसके हेतु प्राण-विसर्जन करने को उद्यत हुआथा। यदि आज मैं अति क्षुद्र हुँ परन्तु इस विपत्तिसे छुटकारा न देख मैं भी आज आपके पास राखी भेजनेका साहस करती हूँ। क्या आप जैन-समाज तक, भारत-सरकार और जयपुर-नरेश तक मेरी क्रन्दन पहुँचावेंगे ?

दयाभिलाषिणी-
जैन-जातिके सेवककी सेविका,
गूलाबबाई—जयपुर



## ब्र. शीतलप्रसादजीका पत्र।

माहानुभाव, महाशय दर्शनविशुद्धिर्भवतु !

आज दश महीने न्याय की प्रतिक्षा करते हो चुके, परन्तु पण्डित अर्जुनलालजी सेठी अब तक भी अन्यायवश कारागृहही में हैं। क्या जैन-जाति भी उन पर न्याय न करेगी ! ऐसी आशंका भी हृदय में उत्पन्न होने लगी है। जानना है कि यह शंका कहां तक ठीक है। क्या आप बतला सकेंगे ?

मुझे बतलावें या नहीं किन्तु श्रीयुत सेठी जी की धर्मपत्नी को तो बतला देना

आपका कर्तव्य है। लीजिये, उनका पत्र हाथ में लीजिये और हृदय को कड़ा कर ज़रुर आदि से अंत तक पढ़ जाइये। कैसा मर्मभेदी क्रन्दन सुन पड़ता है। क्या उसमेंसे आपके कानोंमें अबलाकी आहोंका शब्द नहीं आता ? क्या उसमेंसे बच्चोंके रोनेकी आवाज़ आपको नहीं सुनाई देती ? सेठी-विहीन गृहांगणका हृदयद्रावी दृश्य क्या आपको दृष्टिगोचार नहीं होता, ? इतना कष्ट होने पर भी क्या उस रुदनमें जाति-सेवाकी गंध नहीं आती ? क्या दुःखके आसुँओंसे भीगा हुआ यह पत्र भी आपकी आँखोंमें आँसू नहीं लाता ? न सही, परन्तु क्या अन्तिम शब्द "यदि आज मैं अति क्षुद्र हूँ परन्तु इस विपात्तिसे छुटकारा न देख में भी आज आपके पास राखी भेजनेका साहस करती हूँ" भी आपके हृदयमें नहीं चुभते ! क्या बहिनकी इस दीन पुकार पर ध्यान देने को भी आपका हृदय बाध्य नहीं होता ? क्या हम उन महान् आत्माओंकी सन्तान होकर भी जिन्होंने निःसंकोच संकटग्रस्तोंकी रक्षा के लिये प्राण विसर्जन किये हैं, उस मुसल्मान युवा की बराबरी नहीं कर सकते ? नहीं नहीं, ऐसा नहीं हो सकता, बरन मुझे विश्वास होता जाता है कि आप मन ही मन प्रतिज्ञा कर रहे हैं कि अबलाकी पुकार अवश्य सुनेंगे; बच्चोंके दुःखको अवश्य दूर करेंगे; सेठीजीकी विपत्ति अवश्य निवारण करेंगे; राख़ीका आदर अनिवार्य है, भाईको बहिनके लिये अपना सर्वस्व दे देनेमें संकोच न होगा। धन्य आपकी उदारता और धन्य आपकी धर्मप्रियताको !तो क्या आप मुझे यह समझनेकी आज्ञा देते हैं कि आप इस कार्यके लिये प्रयत्न करेंगे ? क्या मैं आपको राखीके आदर करनेवाले पुरुषों में गिन सकता हूँ।

हमने भारतवर्ष भरके मुख्य समाचारपत्रोंमें आन्दोलन आरम्भ कर दिया है। हिन्दी, अंग्रेजी, उर्दू प्रायः सब ही समाचार-पत्रोंमें इस विषयके पत्र छापे हैं। उनके सम्पादकोंने उचित टिप्पणी भी की है परन्तु यह कार्य अभी और ज़ोरके साथ करना है।

श्रीमान् वाइसरायकी व्यवस्थापक सभा ( Supreme Legislative Council ) में भी यह प्रश्न रखा जावे, इसका प्रयत्न किया हैं। माननीय बाबू सुरेन्द्रनाथ बनर्जी, माननीय मि० जी० के० गोखले, माननीय पण्डित बिशननरायन दर, इत्यादिके पास, जो उस सभाके सदस्य हैं, पत्र और तार भेजे हैं और उनमेंसे कुछसे मिले भी हैं। उन्होंने भी बहुत संतोषजनक उत्तर दिया है और ढाढस दिलाया है, परन्तु वास्तवमें बात यह है कि जब तक सारे भारतसे इसपर ज़ोर न दिया जावे तब तक उनका प्रश्न रखना उतना लाभकारी नहीं हो सकता। आशा

है कि अगामी बैठकमें यह प्रश्न अवश्य रक्खा जा सकेगा।

इसके अतिरिक्त कुछ भारतीय नेताओं ने यह भी आवश्यक बतलाया है कि यह प्रश्न विलायतकी पार्लियामेंटमें रक्खा जाना चाहिये। उसके लिये भी हमने सर विलियम वैडर्बर्नके पास पत्र भेजा है और अब वहाँके अन्य सज्जनों के पास तथा विलायती पत्रोंके पास भी इस मामलेका वृत्तान्त भेजने की चेष्टा कर रहे हैं। परन्तु वास्तविक कार्य अभी आरम्भ नहीं हुआ। श्रीमान् वाइसराय के पास एक डेप्यूटेशन जाना परम आवश्यक है। इसमें भारतवर्ष के मुख्य मुख्य लोग सम्मिलित होने चाहिए। मुझे आशा है कि आप स्वयं सम्मिलित होंगे और अपने स्थान के जैनियों से इस विषय में परामर्श करके अन्य प्रतिष्ठित पुरुषों को भी राजी करेंगे।

अबतक रुपयेकी कुछ आवश्यकता न हुई, परन्तु अब इस कार्यमें रुपयेकी बड़ी जरूरत है। जैन जाति चाहे तो लाखों रुपया बात की बात में एकत्र कर सकती है और मेरा विश्वास है कि आप स्वयं रुपयेका सदुपयोग करनेके लिये किसी अवसर को इस अवसरसे अच्छा नहीं समझतेहैं। अस्तु, क्या इसका आप प्रयत्न करेंगे कि आपके स्थान के जैनी इसके लिये चन्दा करें और "सम्पादक, जैनमित्र, हीराबाग, पोष्ट-गिरगाँव, मुंबई" के पतेसे जो रुपया इकट्ठा हो वह भेज देवें। मुझे पूर्ण विश्वास है कि इस पुण्य-कार्यमें यदि आपको कुछ कष्ट भी सहना पड़े तो आप कदापि मुँह न मोड़ेंगे, क्यों कि याद रखिये यह प्रश्न केवल सेठीजीका ही प्रश्न नहीं है, इसपर सारी जैन जातिका जीवन-मरण निर्भर है। इसके अतिरिक्त मुझे बहुत संदेह है कि इसमें आपको अधिक कष्ट होगा क्योंकि जिस प्रकार आपने प्रतिज्ञा की है क्या हमारे दूसरे जैनी भाइयोंके हृदयमें भी उस ही प्रकारके भाव उदय न होंगे? क्या वे और कुछ नहीं तो थोड़ासा द्रव्य दे देनेसे भी पीछे हटेंगे? परन्तु आवश्यकता इस बातकी है कि उनके कानों तक यह बात पहुँचे तो कृपा कर आप इस पत्रको तथा इसके साथकी सेठीजी की धर्मपत्नि की चिट्ठी को मंदिरमें शास्त्र सभाके पश्चात् सबको सुना देनेका प्रबंध कर दीजिये और एक एक प्रति मंदिरजीमें लटका दीजिये ताकि सब भाइयों को इसका परिचय हो जाय तब यदि आप किसीसे भी कहेंगे तो कुछ न कुछ अवश्य दे देगा। थोड़ा थोड़ा मिलकर भी बहुत हो सकताहै।

यही दो काम इस समय आपको करने हैं। एक तो मन्दिरमें शास्त्र के बाद सबको यह पत्र सुनाकर एक सभा करके चन्देका प्रबन्ध कर दीजिये और सभाकी कार्यवाही समाचार-पत्रोंमें भेज दीजिये।

दूसरे डेप्यूटेशन में सम्मिलित होनेके लिये स्वयं अपनी अनुमति भेज दीजिये और अपने यहाँके दूसरे प्रतिष्ठित पुरुषों से भी भिजवा दीजिये। यह कार्य यथाशक्ति शीघ्र होना चाहिये। इसके अतिरिक्त जो कुछ आपको उचित जान पड़े करिये और मुझे भी लिख भेजिये ताकि मैं भी सहायता करूँ।

अन्तमे आपसे पुर्नः निवेदन है कि यह अवसर हाथसे न जाने दीजिये; जैनधर्म एक अत्यन्त अमूल्य वस्तु है, उसको अधिक काल तक संकटमें न पड़ा रहने दीजिये। पण्डित अर्जुनलालजी सेठी इस धर्मके उच्च कोटिके ज्ञाता थे और इस पर उनकी श्रद्धा इतनी अधिक है कि इस धर्मके अनुयायियोंके लिये वे सब कष्ट सहनेको प्रस्तुत रहे हैं। हमारा वात्सल्य-अंग हमें शिक्षा देता है कि उनका संकट निवारण किये विना हमें जैनी कहलानेका अधिकार नहीं। विशेष कहनेकी आवश्यकता नहीं। धर्मका पालन करिये और विपुल पुण्य संचय कीजिये। आशा करता हूँ कि इस पत्रका उत्तर शिघ्र मिलेगा।

उत्तराभिलाषी–

ब्रह्मचारी शीतलप्रसाद.



## हा! जैनियों, डूब मरो!

अय जैन समाज! क्या अभी भी तूं घोर कुम्भकर्णी निन्द्रामें सोती रहैगी? क्या अभी भी तूं आलसवस अपना सर्वस्व खोती रहैगी? क्या अभी भी तूं जगतमें पद पद पर पददलित होती रहैगी? समाज! अव बहुत सो लिया, यह समय सोनेका नहीं है। यह समय खोनेका नहीं है! अब तेरे परीक्षाका समय है। समय आया है कि तू सचेत हो! देख, इस समय तेरे सन्मुख यह प्रश्न नहीं है कि तू उन्नति करती है या अवनति, इस समय यह प्रश्न नहीं है कि सृष्टिकर्ता ईश्वर है अथवा नहीं, इस समय यह प्रश्न नहीं है कि श्वेताम्बर प्राचीन है या दिगम्बर, पर समाज! देख! तेरे सम्मुख "समय" मुस्कुराता हुआ प्रश्न कर रहा है कि "जैनियों! तुम मुर्दे हो अथवा जिन्दे?" ईसलिये यदि तू जगतमें अपना नाम उज्वल रखा चाहती है? यदि तू अपना नाम निष्कलंक रक्खा चाहती है? यदि तू जगतमें अपना मान सन्मान चाहती है? यदि तेरे हृदयमें अभी अकलंकस्वामीके रक्तका प्रवाह वह रहा है? यदि तेरे हृदयमें अभी तक किंचित् परिमाणमें भी निष्कलंक प्रभुके निःस्वार्थ धार्मिक आत्मसमर्पणकी ज्योतिका प्रकाश जग रहा है? यदि तेरे हृदयमें कुछ भी अभी तक समन्तभद्रस्वामीका भय रहित असीम साहस दमक रहा है? यदि तू विपत्में फसे हुये साधर्मी भाईयोंके प्रति सहायता करना कुछ भी अपना कर्तव्य समझती है? यदि तू सम्यक्त्वगर्भांकित वात्सल्य-

अङ्गको जैनधर्मका मर्म समझती है ? यदि तू आप्तकथित जैनसिद्धान्त पर प्रवर्तना अपना कर्म समझती है ? तो उठ ! जग ! देख ! जिसने तेरे लिये, ग्रेज्युएट, बी. ए. होनेपर भी अपनी व्यवहारिक उन्नतिको लातमार, बालबच्चोंको छोड़, आत्मसमर्पण किया था ! जिसने तेरे लिये अपना यावत् जीवन, तन मन धन, अर्पण किया था ! जिसने तेरे लिये, सर्वदाके लिये अपने सर्व सांसारिक सुखोंका तर्पण किया था ! देख, आज वह नररत्न कैसी दुर्दशामें फस रहा है ? तेरी भूलसे, प्रमादसे, जैलमें बस रहा है ! नजरकैदकी जंजीरसे कस रहा है ! शोक ! और महाशोक ! ! दुःख और महादुःख ! !

हा ! हरएक ग्राम, हरएक शहर, हरएक मेला, हरएक सभामें उपस्थित होकर धार्मिक तथा तात्विक अथवा व्यवहारिक उन्नतिपूर्ण उपदेश दे तुझे सोतेसे जगाया, जो कि मृतप्रायः संस्थाओंको उन्नति अवस्था पर लाया, जिसने अविश्रान्त परिश्रम कर अति उद्योगसे एक शिक्षाप्रचारकसमिति स्थापित की, और द्रव्य न होनेपर भी जातीय प्रेमसे द्रवीभूत हो मेला प्रतिष्ठा आदि समयोंपर एक एक पैसा मांगकर उसका कार्य चलाया। सैकड़ों बालबच्चोंको विद्याध्ययन करा उन्हें मनुष्य बनाया ! **और जिसने कभी भी गवर्नमेन्टके विरुद्ध जबान न हिलाई, न कोई राजद्रोहात्मक व्याख्यान ही दिया ! हाय ! आज वही समाजसेवक पण्डित अर्जुनलाल सेठी बी. ए. आज जैलकी हवा खाय—और तू आनन्दसे पड़ी सोवे ? ! !**

**अय समाज ?** तेरी भलाईका, तेरी सेवाका क्या यही बदला है ? क्या ऐसी नेकीका यही नतीजा है ? क्या ऐसे कृत्यकी यही कृतज्ञता है? तेरा एक सेवक-प्रेमी निरघ निराहार अपना जीवन तेरे रहते हुये भी व्यतित करे ? समाज, क्या यह तेरे लिये गौरवकी बात है ?—अय समाज ! क्या तेरे हृदयमें दयाका जराभी उद्वेग नहीं है ? क्या तेरे हृदयमें बिलकुल कृतज्ञताका प्रकाश नहीं है ? यदि है तो क्या १० महीनेमें तूने एक दिन भी उनको इस महान कष्टसे छुटानेका प्रयत्न किया है ? क्या १० महीनेमें तूने एक दिन भी उनकी भाक्तिको अपने हृदयमें स्थान दिया है ? इसका उत्तर स्पष्ट है कि "नहीं"। ओह ! क्या उनकी वर्षों समाजसेवाका यही प्रतिफल है? यदि पाषाण भी होता तो इस दुखमयी तापकी अग्निसे द्रवीभूत हो जाता—कठोरसे कठोर हृदय भी गल जाता, शत्रुके हृदयमें भी ऐसी स्थितिसे दयाका उद्वेग छा जाता । पर हाय ! वात्सल्य अङ्गकी **डींग मारनेवाली समाज** ! तेरा हृदय इतना कठोर है कि तू अभी तक चुपचाप कानोंमें तैल डाले सो रही है। अभी तक तेरे हृदयमें कृतघ्नताका तामसिक मेघपटल छाया हुआ है। **क्या इसीसे जगतमें तेरा नाम रह सकता है ? कभी नहीं** ! कभी नहीं ! ! तुझे अवश्य ही एक दिन इस कृतघ्नताका फल भोगना पड़ेगा। तुझे एक दिन बैमोत मरना पड़ेगा। और हरएक समाज के आगे अपना मस्तक नीचा करना पड़ेगा। यदि अभी भी तुझे अपना मान रखना है ? यदि अभी भी जगतमें तुझे जीवित रहना है ? तो प्यारी समाज ! उठ, कमरकस। खड़ी हो। अपने महोपकारीपर संकट के समय कृतज्ञता प्रकाश कर। तेरे लिये स्वार्थ की आहुति देनेवाले के लिये स्वार्थकी आहुति दे। संसारको बता

दे कि जैन समाज अभी भी जीवित है। वह अभी अपने हितैषियों के लिये सब तरह तैयार है। संसार देखे–और उत्सुकतासे देखे कि हां, जैन समाजमें कुछ दम है और वह अपने देश भाईयों के–जाति भाईयों के लिये कुछ कर सक्ती है। यदि नहीं तो जा सर्वदा के लिये मृत्यु की सान्तिमयी गोदमें सयन कर!!!

—दुःखी—

परमेष्टीदास लमेचू—कलकत्ता

मखनलाल लमेचू ,,



## जागो, जैनो! जागो!!

હે! વીર શાસનના શ્રીમાનો, ધીમાનો અને આંખ આડા કાન કરી દેનારા વીર ઉપાસકો! જરા થોભો અને હ્મારા એક નિઃસ્વાર્થી દીન બન્ધુની અસહ્ય વેદના સાંભળો! આજે લગભગ દશ મહીના થયા બ્રિટિશ રાજ્યની હકુમત નીચેના જયપુર રાજ્યમાં ન્યાય વગર જેલમાં અનિવાર્ય દુઃખ પામતા-રીબાતા "જૈનશિરોમણિ" પં. અર્જુનલાલ શેઠીને છોડાવો, બચાવો અને મુકાદ્દમ અપાવો. જાગો જૈનો! જાગો!! હ્મારા મહાવીર પિતાએ આત્મદ્વારા કરી બતાવેલા અને અસંખ્ય દાર્પણ દુઃખો આપ્યા છતાં પણ "અપકાર પર ઉપકાર" કરનારી સમદૃષ્ટી, પરોપકારવૃત્તિ અને સેવા ધર્મનું રહસ્ય સમજી કંઇક અનુકરણીય બનો.

મારે અત્યંત ખેદયુક્ત હૃદયથી લખવું પડે છે કે ન્યાયપ્રિય બ્રિટિશ રાજ્યમાં અને ભારતવર્ષમાં જે કોમ શાંતિપ્રિય અને વફાદાર કહેવાય છે, જે કોમ માટે હિંદના ખેરખ્વાહ!! અને એક વખતના વૉઇસરોય લૉર્ડ કર્ઝન જેવાઓએ પણ ઉચ્ચતમ મત દર્શાવ્યો છે, જે ધર્મ માટે પ્રાશ્ચાત્ય પ્રજા માનની લાગણીથી જોવા લાગી છે, જે જૈનો જયપુર રાજ્યનો એક પ્રતિષ્ઠિત વર્ગ લેખાયો છે; આવી મહત્વશાળી કોમના સ્વયંસેવકને જયપુર રાજ્ય વગર તપાસે દશ માસ થયાં જયપુરની જેલમાં સડવે એ કેટલું શોક-જનક અને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવું છે? એથી વધુ ત્રાસજનક તો એ છે કે જિનેન્દ્રપ્રભુના દર્શન ૭ દિવસ બંધ કરી લાંઘા (ભુખમરો) ખેંચાવ્યો હતો અને પત્નીને પણ મળવા માટે મના કરવામાં આવી છે. ન્યાયપ્રિય વૉઇસરોય લૉર્ડ હાર્ડીંજની સરકારના અમલ નીચેના રાજ્યમાં ગુન્હેગારને ન્યાય આપ્યા વગર આવી અધાધુંધી ચાલે એ બ્રિટિશ ન્યાયતુલાને શોભાપ્રદ કેમ કહેવાશે? શું લૉર્ડ હાર્ડીંજની સરકારની ફરજ નથી કે પોતાની રેસીડેન્સીવાળા રાજ્યમાં આવા અન્યાયયુક્ત પગલાં માટે સત્વર તપાસ કરી ભવિષ્યમાં આવો ગેરવહીવટ ન ચાલે તે માટે યોગ્ય બંદોબસ્ત કરે? જે વૉઇસરોય, જે ધર્મપિતાએ અને જે ભારતહિતૈષીએ, કાનપુર મસજીદ કેસ, અયોધ્યા ગૌવધકેસ અને દક્ષિણ આફ્રિકા જેવા મહાન્ અન્યાયયુક્ત કાર્યમાં જેણે અદલ ઇન્સાફ અપાવ્યો છે, તો શું જીવદયા હીમાયતી (જૈનો)ની દાદ ધ્યાનમાં લઇ વગર તપાસે જેલમાં પડેલા અને આરોગ્યવિમુખ બન્ધુને દયા ખાતર ન્યાય આપી છુટકારો નહિજ મળશે?

જ્યારે આ પરિસ્થિતિ બદલાઇ ગઇ છે ત્યારે આપણા દિગમ્બર જૈનબન્ધુઓએ પણ, આળસ, કુસંપ, ઇર્ષા કે કુંભકર્ણની નિદ્રામાંથી જાગ્રત થવું જોઇએ છે અને ન્યાય મેળવવા શ્રીમાનોએ પોતાનું કર્તવ્ય બજાવવા વિનાવિલંબે પોતાના કૃપણ હાથને પણ લંબાવવો જોઇએ છે. યાદ રાખજો કે આવા નિઃસ્વાર્થપણે સમાજનો ઉત્કર્ષ ઇચ્છનાર એક અગ્રગણ્ય સમાજનેતા પર આવી પડેલા અન્યાયી પગલા માટે પ્રયત્નો નહી કરીશું તો

આપણા બીજા લક્ષ્મીહિન વિદ્વાનો બહાર પડતા અચકાશે ત્યારે હિંદુસ્તાનની વસ્તીમાં નામ માત્રથી રહેલા–આંગળીના વેઢાપર ગણાય તેટલા લાખની વસ્તીવાળા જૈન સમાજને સૃષ્ટિની સપાટી પર લાવવાની વાતો કરનારાઓ કેમ લાવી શકશે ?

જાગો જૈનો ! જાગો !! વીરના વીર તનુજો, ઉઠો. અન્યધર્મીઓને સાબીત કરી બતાવો કે જૈનોના હૃદયમાં પ્રાણીમાત્રને માટે દયા જ રહેલી છે. જ્યારે આપણે આવી બાબતોપર આંખમીચામણાં કરી ચાલશું તો અને ન્યાય મેળવવા અસમર્થ બનશું ત્યારે હમારા દેશની પ્રજામાં જૈનમત ફેલાવવાની પ્રબળ ભાવના, આવા નિઃસ્વાર્થપણે સમાજની સેવા કરનાર વ્યક્તિ વગર કોણ બર લાવી શકશે ? તેમજ આવા ફીલોસોફરના સંકટ પ્રસંગે સહાય ન કરીશું તો વિલાયતમાં સ્થપાયેલી જૈન બ્રધરહુડના જેવી સંસ્થાઓનો કોણ ઉત્કર્ષ કરશે ?

જ્યારે આપણે જૈન ભાનુનો તેજોમય પ્રકાશ પ્રગટાવવા માટે અનેક સંસ્થાઓમાં લાખો રૂપિયાનું દાન કર્યું છે તો શું આપણી ફરજ નથી કે આપણા સુખને માટે અહોનિશ પ્રયત્ન કરનાર આજે દશ દશ માસ થયા વગરતપાસે વગરન્યાયે જેલખાનામાં સડે છે તે માટે ન્યાય મેળવવા તન મન ધનથી પ્રયત્નશીલ થવું ? હમારા ધર્મબન્ધુને અભયદાન અપાવવું એ હમારૂં કર્તવ્ય અને જિનેન્દ્રપ્રણિત ધર્મનું એક અંગ નથી ?

શું એ દુઃખી બન્ધુનો વાળ પણ વાંકો થાય એ સમસ્ત જૈન સમુદાયને કલંક સમાન નહિ કહેવાશે ? ધ્યાન રાખજો કે એક ભાગમાં થયેલા દર્દની હમે પરવા નહિ કરશો તો તે દર્દ પોતાનો પગ ફેલાવી હમારા શરીરના બીજા ભાગોમાં પ્રસરશે અર્થાત્ આપણી સમાજમાં આ વીર જેવા વિદ્વાનો ગણ્યાગાંઠ્યા હોવાથી આ એક પળાડી ચુપકીદીથી બેસી રહીશું તો બીજા જિનવાણી માતાના પૂજારીઓ હમારાથી સો સો ગાઉ દૂર નાસશે ! માટે હે વીરપુત્રો ! હમારાથી બનેતેટલી ખટપટ કરી આ જૈન બંધુને છોડાવો.

આ બાબત ત્રણે ફિરકાના જૈન સમુદાયના શ્રીમાન અને પ્રતિષ્ઠિત બંધુઓએ તેમજ મહાસભાના કાર્યવાહકોએ સમાજમાંના ગમે તેવા વિગ્રહને દૂર કરી જયપુર રાજ્યમાં નહિ પણ ન્યાયપ્રિય વૉઈસરૉય લોર્ડ હાર્ડીંજની સરકારસમક્ષ એક વગવાળું પ્રતિનિધિમંડળ લઈ જઈ એ નામદારને સત્ય હકીકતો રજુ કરી ન્યાય માંગવો ઘટે છે. તેમજ આપણા શિક્ષિત વિદ્યાસંપન્ન ઇંગ્લીશમેનો (વકીલ, બેરિસ્ટરો) એ અંગ્રેજી પત્રોદ્વારા લેખો લખી હિંદના અમલદારોનું ધ્યાન ખેંચવું ઘટે છે. ભ્રાતૃગણો ! તમારે પુરતી કોશીશ કરી જનસમાજને બતાવી આપવાની જરૂર છે કે જૈનોના હૃદયમાં પણ પોતાના બંધુઓ પ્રત્યે બીજી કોઈ પ્રજા કે સંપ્રદાય કરતાં ઓછો પ્રેમભાવ વાસ કરતો નથી.

વીરશાસનના વીર કેસરીઓ ! જાગો અને હમારા આ દીનબંધુને બની શક્તા તન–મન–ધનના ભોગે અભયદાન અપાવી, ઉગારો–બચાવો–છોડાવો. શાંતિ ! શાંતિ ! શાંતિ !

સરૈયા–સૂરત.



# तीन कुप्रथाएं ।



मुझे बड़े खेद और शोक के साथ कहना पड़ता है कि हमारी जाति जो इस पृथिवी पर कमल-पुष्पके समान खिलती हुई आ रही है; मुरझानेको तैयार हो रही है। आजकल हमारे तरफ जैनियोंमें कुप्रथायें बहुत ही बढ़ चली हैं जो अकथनीय हैं। क्या हमारे भाई इस बात पर ध्यान न देंगे और उचित प्रबन्ध न करेंगे?

देखिये! विवाहादि उत्सवोंमें जिस स्थान पर मांगलिक गीत गाये जाने चाहिये, उस स्थान पर हमारी जातिकी स्त्रियां कुगीत व एक दूसरेमें गालियें गाती हैं। वे उस स्थान पर माता पिता व अन्य भाई बंधुओंको न देखकर बुरी तरहसे गाने लग जाती हैं, इस बातका किञ्चित विचार नहीं करतीं कि 'मेरे माता पिता क्या कहेंगे, क्या विचार करेंगे'?। इस बातको देखकर कलेजेमें दाह लग जाती है और कहे विना रुका नहीं जाता परंतु आंधीमें नतुल्यिे की पुकार व्यर्थ जाती है। यदि किसी स्त्रीको गालियें न गानेके हेतु समझाया जाता है तो वह समझाने वालेको असभ्य और जागलस कहनेको उद्यत हो जाती हैं। यदि इसी प्रकार हमारे तरफ़के जैनियोंकी दशा रही तो कभी भी ये जैनी उन्नति के शिखर पर नहीं पहुंच सकेंगे।

द्वितिय कुप्रथा यह है कि जैनी भाई वैश्याओंको अर्थात् कलियुगी कुलदेवियोंको बुलवाकर द्रव्य खर्च करके एक दूसरें में गालिये गवाते हैं। हाय! वह नीच जाति वैश्या हमारी उच्च जातिके मनुष्योंमें गालिये दे रही हैं। जिसको सुनकर हम प्रसन्न हो रहे हैं और अशुभको शुभ समझते हैं। बहुतसे भाई तो सभामें नाक रखनेके लिये मस्तककी पघड़ी बेच कर कलियुगी कुलदेवियोंके द्रव्य भेंट करते हैं और समाजमें बड़े आदमी कहलाने लगत हैं। यदि इन महाशयोंसे मंदिरजीके जीर्णोद्धारकी मदद के लिये अथवा श्रीजी की पूजन व पक्षाल की सामिग्री के लिये कहा जाय तो अपनी गरीबी व असमर्थता के सुबूत बतलाने लगते हैं। इन वैश्याप्रेमियोंको यह नतीजा मिलता है कि रुपयेका रुपया गया और व्याजमें जते खाये। पहले किया हुआ पाप इनको अच्छे काम करनेसे रोकता है।

प्रिय पाठकगण! क्या आपको यह मालुम नहीं कि वैश्या-प्रसंग से कितने भयंकर परिणाम मिलते हैं? देखिये—

कायासे काम जात, गांठहूंसे दाम जात।
नारीहूंसे नेह जात, रूप जात रंगसे॥
उत्तम सब कर्म जात, कुलके सब धर्म जात।
गुरुजनसे शर्म जात, अपनी मति भंगसे॥
रूपरंग दोऊ जात, शास्त्रसे प्रतीत जात।
प्रभुजीसे नेह जात, मदनकी उमंगसे॥
जप तपकी आश जात, सुरपुरका वास जात।
भूषण विलास जात, वैश्याके प्रसंगसे॥

तीसरी भयंकर कुप्रथा 'कन्याविक्रय' की है। कन्याका पिता वरको सुन्दर, चतुर और गुणवान व वरकी योग्य अवस्था न देख कर घरकी परीक्षा करता है। वरकी धनाढ्यता और उससे कुछ द्रव्य लेनेके लोभसे अपनी सुकुमार बालिकाका वृद्धके साथ विवाह कर देते हैं। इसका नतीजा यह निकलता है कि वह वृद्ध मनुष्य आयु पूर्ण होनेपर मर जाता है और वह बालिका छोटी ही अवस्थामें वैधव्यताको प्राप्त कर लेती है। यही सबब है कि हमारी जातिकी मनुष्यगणना कम होती है। वृद्धविवाह करना ऊंटके गलेमें बिल्ली बांधनेके समान है। हिलती हुई गर्दन विवाह करनेसे मना करती है और श्वेतकेश मृत्युकी निकटता बतलाते है जो पर भी हाय व नहीं मानते।

हे भाईयो! आप कृपा करके इन उपरोक्त बातों पर टुक तो ध्यान दीजिये। यदि आप ध्यान न दें तो हमारी समाजकी उन्नति होना मुश्किल है। अब सोनेका समय नहीं है। आज कल और समाजोंकी उन्नति बहुत हो रही है। लेकिन हमारी ओर के जैनियोंको तो अभी नींदसे फुरसद ही नहीं मिलती। इसका प्रबन्ध सिवाय पंचोंके कोई नहीं कर सकता। हां, अपने२ घरमें तो सब ही प्रबंध कर सकते हैं, परंतु सबके घरका प्रबंध तो पंच ही कर सकती है।

आशा है कि हमारी तरफके अर्थात् रि. कोटाके जैनी जो इस समय नींद ले रहे हैं, शीघ्रही जागेंगे और उचित प्रबंध करेंगे, जिससे हमारी समाजको भी उन्नतिके शिखर पर पहुंचनेमें किसी प्रकारका कष्ट न पहुंचे। बस, मैं आपसे 'जय जिनेन्द्र' करके मेरे लेखको पूर्ण करता हूं।

मोतीलाल पहाड़्या, कुनाड़ी-(कोटा)



## *सभापतिकी वक्तृताका सारांश।



मैं पंढरपुर (जिला शोलापुर) का निवासी हूं। वहां श्रीपार्श्वनाथका जैन मंदिर है। छोटी उम्मरसे मैं जानता था की जैनियोंका यह मंदिर है परन्तु मुझे इससे अधिक ज्ञान न था। मैं पाश्चिमात्य विद्वानोंका लाभ लेने जब जर्मनी गया, तब प्रोफेसर जैकोबीसे जो गत वर्ष इसी महोत्सवमें सभापतिके पदको सुशोभित कर रहे थे, उनसे जैनधर्मका मुझे बहुत हाल मालूम हुआ।

मैं प्राकृतकी पुस्तकोंको पढ़ता था। तथा हैले (जर्मनी) में प्राकृतमें व्याख्यान भी देता था। जैनाचार्य त्रिविक्रमकृत प्राकृत व्याकरण मैंने पढ़ी है।

* स्याद्वाद महाविद्यालय [काशी] का वार्षिकोत्सवके सभापति डॉ. टी. के. लड्डू बी. ए. कैन्टम पी. एच. डी. प्रोफेसर संस्कृत क्वीन्स कोलेज (काशी) की वक्तृताका सारांश।

रहे। और किसीसे प्रगट नहीं किया कि केशलोंच समय ही कोपीन त्याग कर देंगे.

इस दृढ संकल्पका प्रकाश केशलोंच के ऐन समय पर बहुत ही वैराग्य भावोंके साथ करके कोपीन खोलकर फेंकदी और गम्भीरतासे वैराग्यका उपदेश देकर केशलोंच बहुत ही स्थिरताके साथ चैत्र शुक्ला ३ को ८ बजेसे ११ बजे प्रभातको किया।

इस ही शुभअवसरमें यहां बांधूपुरा जिला इटावानिवासी क्षत्रीकुलभूषण ब्रह्मचारी कुंवर दिग्विजयसिंहजी महाराजने भी श्री चन्द्रसागर मुनि के समक्ष आजन्म ब्रह्मचर्य्य प्रतिमा धारण की और ८ दिन तक झालरापाटन सदर और शहर में दिनमें और रात्रिके समय पबलिक सभाओंमें धर्मोपदेश देकर जैन धर्मकी पूर्ण प्रभावना की, यहांके अन्य धर्मावलम्बियोंको जैन धर्मोपदेश श्रवन करनेका बहुत ही उत्तम मौका मिला, हस्तिनापुर ब्रह्मचर्य्याश्रम के अधिष्ठाता ब्रह्मचारी गेंदनलालजी महाराज तथा बम्बई प्रान्तिक सभाके उपदेशक पीताम्बरदासजी और पंचपहाड के पंडित रामनाथ शर्म्मा दिगम्बर जैन और खीचीवाडा प्रान्तिक सभाके उपदेशक भी इस समय पधारे और अपने धर्मोपदेशोंसे पबलिकको फायदा पहुंचाया।

हस्तिनापुर ब्रह्मचर्य्याश्रमकी व्यवस्था नियमावली और रीपोर्ट भी समझाई गई जिसका फल यह हुआ कि करीब ४५१) के नगदी रुपया दातारोंने भेट किया—

पबलिक सभाके अतिरिक्त झालरापाटन सदरमें एक खास सभा की गई थी जिसमें राज्यप्रतिष्ठित महाराजा साहब श्री चालिभद्रसिंहजी महाराजा और हाकिम साहब दीवानी, रेवेन्यू आफिसर, ऐंजिनीयर साहब, मदरसे के हेडमास्टर साहब व अन्य मास्टर लोक आदि कई विद्वान अन्य मतावलम्बी तथा कई आर्य समाजी भाई भी पधारे थे। सबके सामने ब्रह्मचारी कुंवर दिग्विजयसिंहजी महाराजने "जैन धर्मकी प्राचीनता, महत्वता और शुद्धता और जैन धर्मसे सर्व जीवोंकी रक्षा तथा कल्याण होना ब्राह्मण क्षत्री वैश्य शूद्र सर्व वर्णवालोंने जैनधर्मको अपनी २ योग्यतानुसार प्राचीन कालमें पालन कर स्वर्ग अपवर्गकी प्राप्ति की है और अब भी कर सकते हैं" यह बहुत ही खूबीके साथ सिद्ध किया; जिसको श्रवण कर महाराजा साहबने अपने मुखारविन्दसे प्रशंसा की और जैन धर्मके असली तत्वरहस्योंको समझकर बहुत आभार माना।

देशदेशान्तरमें इस उत्सवकी खबर बहुत ही कमलोगोंके पास पहुंची इसहीसे बाहर देशान्तरके भव्य जीव इस मुनिदिक्षाके महोत्सवके अवलोकनके पुण्य लाभसे वञ्चित रहे।

मुनिमहाराजकी वैराग्यमई शान्त मुद्रा सर्व जीवोंको कल्याणकारी है । यह झालावाड देश अतिशय भाग्यशाली है जिसमें मुनिपदका प्रादुर्भाव हुआ है। मुनि महाराज इस ही देशमें बिहार करते रहेंगे कारण झालरापाटणसे १६ सोलह कोस याने दिशा विदिशामें सोलह कोस तक ही गमनागमन करना रखा है इस हद्के बाहार गमनके त्याग करदिये हैं। सर्व दिगम्बरी भाईयोंको और अन्य भव्य जीवोंको प्रगट हो कि झालावाड देशमें पधारकर जहां मुनि महाराज विराजें वहां दर्शन कर अपना जन्म सफल करें। इस कलिकालमें इस देशमें सतयुग वर्त रहा है, वैराग्यकी वर्षा वर्ष रही है, मुनिमहाराज शहर और ग्रामके बाहर उपवनमें विराजते हैं शहरमें केवल भिक्षा निमित्त आहारके समय ही आते हैं। आशा है सर्व भाई जो इस लेखको पढे अवश्य वैराग्यमई मूर्तिके दर्शन कर लाभ उठावें । यहां पधारनेवालोंको दूसरा लाभ यह भी होगा कि श्री शान्तिनाथ महाराजके अतिशय प्राचीन विम्बके भी दर्शन होंगे । इस अवसरको न चूकें यही विज्ञप्ति है । मुनि महाराजकी अवस्था ९४ वर्षकी है इनका जीवनचरित्र अलग छपा है।

हितैषी–

मुन्दरलाल वैनाड़ा–झालरापाटन शहर.



## लग्नगाळो अने जमणवार.



ન્યાતના સર્વે ગૃહસ્થો એકજ જગ્યાએ એકઠા થઈ લગ્ન કરે, એવો રિવાજ ગુજરાતમાં તો ફક્ત **વીસા મેવાડા** જ્ઞાતિમાંજ હશે. આ રિવાજ આજના ખર્ચાળ જમાનામાં કેટલો લાભદાયી થઈ પડ્યો છે, તે વિષે લખવાની જરૂર નથી. ન્યાતના બધા માણસો આવવા લલચાય એવી કઈ વસ્તુ છે, તેનો વિચાર કરતાં માલુમ પડે છે કે તે ફક્ત **જમણવારજ** છે, કારણકે જો કોઇ લગ્નગાળે એક પણ ન્યાત થવાની નથી હોતી, તો ફક્ત લગનવાળા અને તેમના થોડા સંબંધી વગર કોઇ જવાની તસ્દી લેતું નથી, માટે **જમણવાર નહીં કરવી એમ જે બૂમો પાડવી તે કાર્યસાધક નથી, પણ જે સુધારો ઇષ્ટ લાગે તેને માટે સ્થિતિસ્થાપક ઉપાય યોજવાની જરૂર છે.**

આવા સમુહના જે લાભો જેવા કે ભ્રાતૃભાવ, ઐક્યતા, ઓળખાણ, નિર્દોષ આનંદ વગેરે જો મેળવતા બંધ પડીએ, તો પછી જાન, કોન્ફરન્સ વગેરે નવીન ભૂતો જાગે! અને આખરે ગઢવી ઘેરના ઘેર એના જેવો ઘાટ થાય, માટે આવા લાભ ન ખોતાં ઇષ્ટ સુધારા કરવા ઘટે છે. ખરૂં છે કે ઘણીવાર **વીસ પચ્ચીસ ન્યાતો** થાય છે અને ત્રીસ ચાળીશ હજારનો ધૂમાડો થાય છે, પણ એ ન્યાતો કરવી કંઈ ફરજ્યાત નથી. એથી ઉલટું શ્રાવકના સંઘને જમાડવામાં પુણ્ય, વાત્સલ્ય વગેરે ગુણો સમાયલા છે, માટે ન્યાત બંધ નહીં કરતાં જમાનાને જેની વધારે જરૂર પડે તેની તરફ વધારે લક્ષ આપો. આપણી જ્ઞાતિ ખાતે **કેલવણીના ફંડની ઘણી જરૂર છે.** જે ગૃહસ્થ હજાર બારસો રૂપીઆ જમણવારમાં ખર્ચવા તૈયાર થાય, તે જરા વધારે ઉદાર

થઈ ફક્ત સો રૂપીઆ કેલવણી ફંડ ખાતે જૂદા કાઢે, તો વીસ ન્યાતે રૂ. ૨૦૦૦) અને પાંચ લગ્નગાળે રૂ. ૧૦૦૦૦) થાય. એ પ્રમાણે દરેક નાના મોટા પ્રસંગે જુજ રકમ પણ કાઢીએ, તો શું આપણે થોડો લાભ મેળવી શકીએ ?

આ લગ્નગાળે પેહેલી ન્યાત કરનાર મુબારક ગૃહસ્થને મારી નમ્ર વિનંતી છે કે આવો ઉત્તમ દાખલો બેસાડવા ઇચ્છા મુજબ રકમ જુદી કાઢી જાહેર કરશે, તો ભવિષ્યમાં થનારા વિદ્યાના પુણ્યનો મુખ્ય અધિકારી તે પોતેજ બનશે. ન્યાતની રજા આપનારાઓને ભલામણ છે કે તેમણે ખાસ દાબીને આ બાબત ન્યાત કરનારના મગજમાં ઉતારવી જોઇએ.

લી. વીસામેવાડાજ્ઞાતિનો શુભેચ્છક.

**નોટઃ**-આખા સંભાના ભાઈઓ એકજ સ્થળે મળી લગ્નો કરે છે તથા તે પ્રસંગે જે ૨૦-૨૫ જમણવારો થાય છે તે યોગ્ય છે કારણકે એથી સાધારણ તથા ગરીબ સ્થિતિવાળાને ખર્ચમાં ઘણોજ ઉગારો થઈ ટૂંક ખર્ચમાં લગ્ન થઇ શકે છે, પણ આ જમણવારોની ખુશાલી નિમિત્તે દરેક ન્યાત દીઠ સો રૂપીઆ કે એથી ઓછા વધારે ફરજ્યાત આપવાનો ઠરાવ જો એ ન્યાતની પંચ કરે, એટલે અમુક રકમ કેલવણી ફંડમાં આપે તોજ જમણવારની રજા આપવી એવો ઠરાવ કરે તો એક મોટું ફંડ ઉભું થઇ શકશે અને તેનો ઉપયોગ કેલવણીના કાર્યમાં થવાથી ન્યાતનાજ બાળકોને સ્કોલરશીપ, ઈનામો વગેરે આપી શકાશે. આ વખતના લગ્નગાળા પ્રસંગે આ બાબત ઉપર ખાસ લક્ષ આપવા અમો એ ન્યાતિના સુજ્ઞ અગ્રેસરોને સૂચના કરીએ છીએ.

સંપાદક.

---

## मारी दुःखी जींदगीनो हृदयभेदक चीतार.

( ગયા અંકથી ચાલુ )

દિવસો જતાં તેના મનની સ્થીતિ ફરવા લાગી. મદને તેના વિશુદ્ધ મનને મલીન વિચારોથી મલીન કર્યું. તેના ખીલતા યૌવનને લઇ તેના શરીરના પ્રત્યેક અવયવમાં લાગેલી કામાગ્નિની આગ પૂર જોરથી બળવા લાગી, તેના વિશુદ્ધ વિચારો તે આગમાં બળી ગયા, પાતિવ્રત્ય અને શિયળના વિચારો તેના મનમાંથી અદૃશ્ય થયા. આજ સુધી દુઃખોમાં દિવસ કાઢતી બાળા-આજ સુધી શુદ્ધ રહેલી બાળા-આજ સુધી ચિંતાતુર રહેતી બાળા હવે પ્રસન્નવદની દીસવા લાગી, તેના ચ્હેરાપર નિશદિન રહેતી ચિંતા તેમજ નિરાશાની છાંય હવે નષ્ટ થઇ ગઇ. તેનું હૃદય તેણે સામે ઘેર રહેતા એક સુંદર યુવાનને અર્પ્યું, તેની સાથે તે પ્રેમપાસમાં પડી. કામદેવે તેને કુમાર્ગે દોરી, તેના માતાપિતાએ તેને બાળપતિ સાથે પરણાવી, તેથી તે પવિત્ર મટી અપવિત્ર બની, સદ્‌ગુણી મટી દુર્ગુણી બની, કુળને કલંક લગાડનાર બની, માની કુખ લજવનાર બની, ટૂંકામાં માતપિતા તથા સાસુસસરાના કુટુંબોને લાંછન લગાડનારી નીવડી. લાગ મળતાં ઘરનાં માણસોની નજર ચુકાવી કંઈ પણ બ્હાનું કાઢી પ્રતિદિન તેના ઘરમાં જવાં લાગી.

મારી સ્ત્રીને આવું અધમ કૃત્ય કરતાં રોકનાર કોઇ નહોતું. મારી આખી ન્યાતમાં તે ગામમાં ઘેરઘેર લોકો અમારા વિષે વાતો કરવા લાગ્યા, અને ધીમેધીમે લોકવાયકા પવનની માફક ફેલાઇ ગઇ તથા મારા

પિતાને કહેવું પડી. નજીકના સગાંએ મારે ઘેર આવી મારા પિતાને કહેવા લાગ્યા કે તમારા પુત્રને **ભણવાનું છોડાવી ઘેર બોલાવો**, નહિ તો આબરૂ નષ્ટ થશે. બીજેજ દિવસે ઘેરથી કાગળ આવ્યો કે ભણવાનું મૂકી દઇ ઘેર આવો. આવા પત્રનું કારણ કળવું **અતિ કઠીન** લાગ્યું, પણ પિતાની આજ્ઞાનું પાલન કરવાને ખાતર એકદમ હું ઘેર ગયો.

હવે હું ઘેરજ રહેવા લાગ્યો. આ સમયે મારી ઉમ્મર માત્ર **પંદર વર્ષની** હતી હવે હું પહેલ્લાંના જેટલો નિર્દોષ નહતો. હવે મારૂં શરીર પહેલાંના જેવું ન્હાનું નહતું. હવે મારા વિચારો, આચારો અને કાર્યોમાં જરા જરા ફેર પડતો જતો હતો. સંસારની બાબતો હવે હું જરા તરા વધારે સમજતો હતો. હવે હું તદન કાચી બુદ્ધિનો બાળક નહતો હવે હું **યુવાવસ્થામાં દાખલ થવાની શરૂઆત** કરતો હતો. હવે મારા શરીરનું બંધારણ બરાબર બંધાતું હતું. હવે મારા મગજની ખીલવણીનો પાયો નંખાતો હતો. યુવાવસ્થા દર્શાવતી કાળી ભમરો જરાજરા સ્પષ્ટ દીસતી હતી. ટૂંકામાં હવે હું મારી જીંદગીની **યુવાવસ્થાની શરૂઆતના પહેલ્લા પગથીઆપર** ચઢતો હતો, પણ હું યુવાવસ્થાની સંપૂર્ણ ટોંચે પહોંચું તે પહેલ્લાં, મારા શરીરનું બંધારણ બરાબર બંધાય તે પહેલ્લાં, મારી શારીરિક તેમજ માનસિક શક્તિઓના વિકાસની પૂર્વે સર્વ મનોરથોને હંમેશને માટે નષ્ટ કરતો, પુરૂષત્વથી માણસને રહિત બનાવતો, શારીરિક તેમજ માનસિક શક્તિનો જલ્દીથી ક્ષય કરતા અને ટૂંકમાં આ અમુલ્ય જીંદગીને જરાવારમાં નકામી કરી, શરીરમાંના સર્વ તત્ત્વ અને સત્વને બાળી ખાખ કરી માંસ અને રૂધીર બંન્નેનો શરીરમાંથી લોપ કરી માણસને માત્ર હાડપીંજર બનાવી જીંદગીનો અંત લાવતા મારા પોતાનાંજ **વ્હાલાં માતાપિતાએ પોતાના વ્હાલા જીવજાન પ્યારા પુત્રને માટે બનાવેલા-ખોદેલા, બાળલગ્નરૂપી ખાડામાં-યા બાળલગ્નના ખરા અર્થમાં પડયો.**

### ❀હાસ્યજનક કજોડાનો સંસાર❀

અમારા હાસ્યજનક કજોડાના સંસારનો આરંભ થયો. દિવસે દિવસે મારા શરીરનું સત્વ આવતા પહેલાં પસાર થવા લાગ્યું અને શરીરની શક્તિનો હોજ ભરાતા પહેલાં ખાલી થવા લાગ્યો. શરીરનું બંધારણ બંધાતાં પહેલાં ઢીલું થવા લાગ્યું. બદન ખીલતા પહેલાં કરમાવા લાગ્યું. **શરીરનો સૂર્ય પ્રકાશતાં પહેલાં ઝાંખો થવા લાગ્યો.**

શરીર વધવા પહેલાં ક્ષીણ થતું ચાલ્યું, **બ્રહ્મચર્યનું તેજ આવતા પહેલાં નષ્ટ થઈ ગયું.** યૌવનનાં સર્વ ચિન્હો દેખાતાં પહેલાં **વૃદ્ધાવસ્થાનાં ચિન્હો** દીસવા લાગ્યાં. શરીર સબળ થતા પહેલાં દુર્બળ થયું.

ધીમે ધીમે મારામાં પુરૂષત્વનો લોપ થયો શરીરમાંથી શક્તિ અદ્રશ્ય થઇ. સર્વ ચીજો પર અભાવ ઉત્પન્ન થવા લાગ્યો. માતા પિતા તરફના પ્રેમનો પ્રલય થયો. વાળ ધોળા થવા લાગ્યા. બ્રહ્મચર્યનો લોપ થવાથી ચહેરો ફીકો પડયો અને નેત્રોનું તેજ કમી થયું. હાથપગ ગળી જવા લાગ્યા. શરીર હાડપીંજર સમાન દીસવા લાગ્યું. શક્તિનો તદન અભાવ થયો, ટેકા વિના બેસતાં કમર દુખવા લાગી. ચાલતાં પગ લથડાવા લાગ્યા, ઉત્સાહ નિરૂત્સાહમાં ફેરવાઇ ગયો. સુખને બદલે દુઃખના દરિયામા પડ્યો, અક્કલ કમી થઈ અને યાદ શક્તિ અદ્રસ્ય થઇ. વિચારશક્તિ આસ્તેઆસ્તે ઓછી થઇ. સમસ્ત શરીરપર કાળી છાંય

પ્રસરી રહી. શરમનો શેરડો શરીરપર સ્પષ્ટ ભાસવા લાગ્યો. બોલતાં અચકાવા લાગ્યો. કોઈપણ માણસની સાથે વાત કરતાં સામે જોઇ શકતો નહિ. સામે માણસ મળતાં નિચે નિહાલતો. માણસોના જમા થયેલા ટોળામાંથી બને તેટલો જલ્દી બહાર નિકળતો, સદંતર એકાંત શોધવા લાગ્યો અને એકાંતમાં જઈ મારી કરૂણામય, મારી દયાજનક દુઃખી જીંદગીના દુઃખનો આબેહુબ ચીતાર મારા ચિત્ત સમક્ષ ચિતરતો, ચિતરી ચોધાર અશ્રુ વર્ષાવતો, ડુસકાં ભરતો, અંદરનો ઉભરો બ્હાર અત્યંત જોરથી કાઢતો, માતાપિતાને અનહદ ધિક્કારતો. ન્યાતના નાશકારક અનિષ્ટ રિવાજો જલ્દીથી નષ્ટ થાય એમ ઈચ્છતો. બીજા ન્હાનપણમાં નહિ પરણેલા, મારીજ ઉમ્મરના, મારી સાથે ભણનારા, મારી સાથે આનંદ કરનારા, મારી માથે ફરનારા અને મારી સાથેજ હાથમાં પુસ્તક લઈ નિર્દોષ આનંદ કરતા હસતાકૂદતા સ્કુલમાં જનારા મારા સુખી મિત્રોના સુખોની સરખામણી મારી દુખી જીંદગીનાં દુઃખો સાથે કરતો અને **મારાં સર્વે દુઃખોનાં મૂળ મારાં માતાપિતાને** તેમના યુગોયુગ ભયંકર દુઃખોમાં જાય એમ ઉપરાઉપરી **હજારો શ્રાપ** આપતો. મારા મહાન મનોરથો મારા મનમાંજ મરણ પામ્યા. **મારી અભ્યાસ કરવાની તીવ્ર ઉત્કંઠા મનમાંજ દબાઈ** ગઈ. મારા સ્વાભાવિક હસતા ચહેરાએ **ગમગીનીનું** ગંભીર રૂપ ધારણ કર્યું. મારૂં ઝળકતું ભવિષ્ય મારાંજ માતાપિતાએ ઝાંખું કર્યું, મારૂં મરણ મારાંજ માતાપિતાએ પાસે આણ્યું. મારી પીડાઓ મને પેદા કરનારાઓએજ પેદા કરી.

મારો ચિંતાતુર ફિક્કો ચ્હેરો અને અશક્ત શરીર જોઇ મારા પીતાનું દીલ દિલગીર થયું. રાતદિવસ ઉદાસીન દીસવા લાગ્યું મને તન્દુરસ્ત અને સશક્ત બનાવવા તરફ લક્ષ દોરાયું. **જુદા જુદા વૈદરાજોની સલાહ તથા** દવા લેવા લાગ્યા. વિવિધ તરેહની પેટંટ દવાઓ દિનપ્રતિદિન મંગાવવા લાગ્યા રૂપિયાનો વ્યય વિચાર કર્યા વિના મને સશક્ત બનાવવા પાછળ કરવા લાગ્યા. તેમનાં **સર્વે પ્રયત્નો નિષ્ફળ** નીવડ્યા-ખર્ચેલા પૈસા નકામા ગયા. મારા શરીરમાં લેશમાત્ર પણ ફેર પડ્યો નહિ. કુદરતના કાયદાનો ભંગ કરી **૨૦ વર્ષ સુધી અખંડ પાળવા જોઈતા બ્રહ્મચર્યના નિયમને નહિ પાળી આવક જાવકના હિસાબની દરકાર વિના અકાળે કરેલા વીર્યના અતિશય વ્યયથી પેદા થએલી અસંખ્ય વ્યાધિઓ અને અત્યંત અશક્તિ માણસ જાતના અનહદ પ્રયત્નથી પણ ટાળવી મુશ્કેલ માલૂમ પડી.** મારા શરીરની આવી ભયંકર સ્થીતિ જોઇ મારા **માતાપિતાને** પોતે કરેલા અવિચારી કામથી-પોતાના પ્યારા પુત્રને બાળપણમાં પરણાવ્યાથી અતિશય **પશ્ચાતાપ** થયો.

કર્મયોગે મારી સ્ત્રીને **એક પુત્રનો** પ્રસવ થયો. પુત્ર બે વર્ષનો થઈ મરણ પામ્યો. મારા શરીરની શક્તિનો લોપ થયેલો હોવાથી બીજો પુત્ર થાય તે અસંભવિત છે. જીંદગીનો ભાર જેમ તેમ કરી હું ખેંચું છું અને મારા મરણની જલ્દીથી રાહ જોતો આ સંસારમાં હું જીવું છું. મારા જીવનની દોરી વધારે લંબાયલી જોવાને હું ઇચ્છતો નથી. અને તે લંબાય તેમ છે પણ નહિ. બહુ તો એક બે યા પાંચ વર્ષની અંદર મારે જરૂર મરણને શરણ થવું પડશે, કરેલા કર્મનું ફળ જરૂર ભોગવવું પડશે. **મારા કુળના ક્ષયનું સંપૂર્ણ વિનાશનું કારણ મારા માતાપિતાજ છે,** હવે મારા લગ્ન વખતે ઘરમાં આવનારી નવીન વધુને જોઇ આનંદ માનનારી મારી માયાળુ માતાની સમક્ષ મારા મરણ

પછી મારી બાળ વિધવા તેના જીવને દુ:ખિત બનાવવા હાજર રહેશે. મારાં માતાપિતાના ઘડપણમાં તેમના જીવને આનંદ આપનાર કોઈ રહેશે નહિ. નાના જીવોને ઉગારનાર અને 'અહિંસા'ને માટે જગજાહેર થયેલા જૈનો આજે પોતાનેજ હાથે પોતાના ધર્મના, પોતાના પુત્રોને પંચેન્દ્રીય જીવોને બાળ લગ્ન કરી અનહદ દુ:ખમાં નાંખી રીબીરીબીને મારે છે! દયાને માટે જીવ આપનાર તથા પોતાનું સર્વસ્વ આપનાર જૈનો આજે દયાને ભૂલી જઈ-અહિંસાને ભૂલી જઇ માણસોને મારી અઘોર હિંસા કરવા લાગ્યા છે. આજના જૈનો પોતાનાંજ ફરજંદોને બાળલગ્નના ભયંકર વિનાશકારક ખાડામાં નાંખી તેમનાં સર્વ શારીરિક તેમજ માનસિક સુખોનો વિનાશ કરી તેમના હડહડતા શત્રુ બને છે. પોતાના મહાન શત્રુને પણ નહિ દેવાય તેવાં દુ:ખો આજે જૈનો પોતાનાં પ્યારાં બચ્ચાંઓને દે છે. હે જૈન બંધુઓ! અમારા બાળલગ્ન યા મરણયજ્ઞથી હવે પછી તમારાજ કુળનો તથા ધર્મનો નાશ કરતાં અટકજો. ઉપરની વાત મારા એક બાળલગ્નથી પીડાતા જ્ઞાતિબંધુએ મને પ્રગટ કરવાના હેતુથી જણાવતાં અને તે કોમને અતિ ઉપયોગી થશે, એમ લાગતાં આ પત્રદ્વારા પ્રકટ કરી છે.

એક વીસામેવાડા જ્ઞાતિબંધુ

નોટ:—આ લેખનો પ્રથમ ભાગ ગયા અંકમાં પ્રકટ થયો છે, તે એક વખત ફરીથી વાંચી જઇ આ લેખ ઉપરથી દરેક વાંચકે ગંભીરપણે વિચાર કરવો ઘટે છે કે બાળલગ્ન અને કજોડાથી કેટલાં બધાં અનિષ્ટ પરીણામો ઉપસ્થિત થાય છે, તેમાં વિશેષે કરીને કુળને કલંક લાગવા ઉપરાંત કુંટુંબ પરિવારનો વધારો થતો સમૂળગો અટકી જાય છે તેમજ કેળવણી તો તદ્દન અધુરીજ રહેવાથી દરેક રીતે જ્ઞાતિની ઉન્નતિ થઇ શકતી નથી, માટે વીસામેવાડા જ્ઞાતિ તથા બીજી બધી જ્ઞાતિની પંચોએ એકત્ર મળી બાળલગ્ન અને કજોડાંનો રિવાજ દૂર કરવાને ૧૦ વર્ષની ઉમરની થયા વગર કન્યાની સગાઇ કરવી નહિ તથા કન્યા ઓછામાં ઓછી ૧૩ વર્ષની થયા સિવાય લગ્ન કરવાં નહિ તેમજ કન્યા કરતાં વરની ઉમર ૬ વર્ષ મોટીજ હોવી જોઇએ એવો ફરજ્યાત ઠરાવ કરવાની જરૂર છે અને ત્યારેજ નાની વયમાં સગાઇ તથા લગ્ન કરી દેવાની જે પડાપડીઓ ચાલે છે, તે બંધ થશે. સોજીત્રાના આ લગ્નગાળામાં આ બાબત ઉપર પૂરતું લક્ષ આપવાને અમો એ જ્ઞાતિની પંચને આગ્રહ કરીએ છીએ.

સંપાદક

## स्वर्गीय दानवीर शेठ माणेकचंदजीनी उच्च मनोभावना.

शतेषु जायते शूरः सहस्रेषु च पंडितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा ॥

શ્રીમાન દાનવીર જૈનકુલભૂષણ શેઠ **માણેકચંદ હીરાચંદ ઝવેરી જે. પી.** વિક્ર. સં. ૧૯૦૮ માં જન્મ્યા હતા. તથા સં. ૧૯૭૦ માં (તા. ૧૮-૭-૧૪ ના રોજ) સ્વર્ગસ્થ થયા. તે-વરસ દરમ્યાન તેમની કાર્કીર્દિ કેવી હતી તથા તેમણે **જ્ઞાતિસેવા, દેશસેવા** તથા **પરોપકારી** કાર્યો કેવાં ને ક્યારે કર્યાં તથા કેલવણીના ઉત્તેજનાર્થે અને પોતાના પુજ્ય વડીલના સ્મરણાર્થે પોતાના કુટુંબની **કમાણીનો સદ્ઉપયોગ** કેવી રીતે અને તેમાં કેટલું દ્રવ્ય ખરચ કર્યું તે સર્વ હકિકત તેમના **જીવનચરિત્ર** લખનાર તરફથી બહાર પડશે. જોકે તે હકિકત પણ જોઇએ તેટલી વીગતપૂર્ણ હશે કે કેમ ? તે એક શંકાસ્થાન રહેશે કેમકે આપણા લોકોમાં (**Biography**) જીંદગીના બનાવો નોંધી રાખવાની ટેવ કે ઉપયોગી બાબતોની નોંધપોથી (Diary) રાખવાની ખંત હોતી નથી, જેથી કરીને જીવનચરિત્ર લખનાર લેખકના ઘણાખરા વિચારો તથા માહીતિ ઉપરજ આધાર રાખવો પડે છે, તોપણ આ શેઠના જીવનચરિત્રની બાબતમાં તેમ ફક્ત લેખક ઉપરજ આધાર નહીં રાખવો પડે એમ ઇચ્છીશું. આ લેખ લખનારના હાથમાં તેવી નોંધપોથી કે તેમનાં સત્કાર્યોનો સંગ્રહ નથી તથાપિ તેના સ્વર્ગસ્થ શેઠની સાથના **પ્રથમ પરીચયવાળા સન ૧૮૯૫ ની સાલથી** લગભગ ૧૯ વરસના **જાતિ અનુભવ ઉપરથી** સ્વર્ગસ્થ શેઠના મનમાં કેવી ઉચ્ચ **ભાવનાઓ** હતી, તેનું ટૂંક દિગ્દર્શન તેમના તરફના માનાર્થે પ્રદર્શિત કરવાનો પ્રયત્ન કરે છે, જે લખનારના મનનું તેમના માન માટેનું ગુણદર્શક ચિત્ર હોવાથી અન્ય મિત્રો કે સંબંધીઓના વિચારથી કદાપિ ભિન્ન દેખાય અથવા મતભેદ લાગે, તોપણ ઉપરની દૃષ્ટિએ લખનારનો દોષ મનમાં નહીં વસાવતાં તેને લખનારનો અભિપ્રાય લેખી વાંચનાર ક્ષમા બક્ષશે, એવી આશાથી આ **પ્રથમ પ્રયાસ** આદરે છે.

**મનુષ્યજીવનના વિભાગ.**

મનુષ્ય જીવનના સાધારણ રીતે બે વિભાગ પાડી શકાય છે. એક **બાહ્ય જીવન** અને બીજું **આન્તર જીવન.** પોતે જે બોલે, જે વર્તન કરે અને જેના પરિણામે મનુષ્યનું જીવનચરિત્ર તેની જીંદગીના બનેલા બનાવોની નોંધરૂપે બહાર પડે તેવાં જીવનને **બાહ્ય જીવન** કહે છે, પરંતુ પોતાની આજુબાજુના સંજોગો, મિત્રમંડળ, ગૃહ સંસ્કાર વગેરે સંયોગોથી તેના મનમાં જે કલ્પનાઓ ઉભી થાય તેમાંની થોડીનો અમલ થયો હોય અને કેટલીક અનિવાર્ય સંયોગોને લીધે અકાર્ય રહી વિચારમાંજ પડી રહી હોય, તોપણ તેવી સર્વ ઉચ્ચ કલ્પનાઓને **આન્તર જીવન** કહે છે. બીજા રૂપમાં **વાણી** અને **શરીરથી** જે ક્રિયા થાય તે બાહ્ય જીવનના પ્રદેશમાં આવી જાય છે અને **મનથી** જે ક્રિયા થાય તે આન્તર જીવનનો ભાગ ગણાય છે. આન્તર જીવનનું તાદશ જીવન ખડું કરવું એ બાહ્ય જીવન કરતાં વધારે કઠીન છે કેમકે તેની તુલના બાહ્ય દૃષ્ટિથીચર્મચક્ષુથી થઈ શકેજ નહીં, પરંતુ **જ્ઞાનચક્ષુથી** થઈ શકે અને તે કરવા જતાં દરેક ચક્ષુ ઉપર જે મલીન પડદા લાગેલા હોય તેની અંદરથી થતો દૃષ્ટિપાત નિર્મલ હોતો નથી, તેથી ભિન્ન ભિન્ન વિચારવાળી વ્યક્તિઓ

ભિન્ન ભિન્ન દૃષ્ટિએ જોઇ શકે છે અને તેના પરિણામે દરેકના **વિચારની ભિન્નતા** દેખાઇ આવે છે. જોકે મલીન પડદાથી રહિત જ્ઞાનચક્ષુએ મનુષ્યની આન્તર લાગણી વધારે નિર્મલ અને સ્પષ્ટ રીતે બહાર પાડી શકે છે. વિચારભિન્નતા મોટે ભાગે દરેક કાર્યમાં દેખાઇ આવે, માટે તેવા વિચાર બહાર ન પાડવા એ કોઇરીતે લાભપ્રદ નથી, તેથી પોતાના પ્રમાણિક વિચારો દરેકે કોઇપણરૂપે બહાર પાડવા જોઇએ કે જેથી બીજાના વિચાર સાથે આપણા વિચારની તુલના કરવાનો અને સુધારવાનો પ્રસંગ પ્રાપ્ત થાય.

**बाह्य वर्तन अने आंतर्भावनानी वैषम्यता.**

આ જમાનામાં મુખ્યત્વે કરીને જોવામાં આવે છે કે મનુષ્યનું બાહ્ય વર્તન અને વર્તન તેની આંતર્ભાવનાથી તદન જુદા પ્રકારનું હોય છે. આવી ભિન્નતા આવવામાં પરતંત્રતા, મનોબળની કચાસ અને મિત્રપરિચય વગેરે મુખ્ય ભાગ ભજવે છે. મનુષ્યના વિચાર ઘણા ઉચ્ચ હોય, પરંતુ તે **પરતંત્ર અવસ્થામાં** મનની ઇચ્છાને વર્તનમાં મુકી શકે નહીં. જો કે ઘણી બાબતોમાં **જ્ઞાતિ રિવાજ અથવા નૈતિક બંધન** વગેરેને લીધે તેને મનવિરૂદ્ધ વર્તવું પડે છે. કેટલાક મનુષ્યોને બીજી સબલતા સાથે **મનોબળની કચાસ** એટલે મન ઉપર કાબુ નહીં હોવાથી તેઓ બીજા ઉપદેશ આગળ સત્ અસત્ની પરીક્ષા કરી શકે નહીં અથવા પોતાના વિચારને પુરતા રૂપમાં બાહ્ય ટેકાઓની ગેરહાજરીને લીધે મનવિરૂદ્ધ વર્તન કરે છે અને કેટલાકને એવા મિત્રમંડળમાં રહેવાની ટેવ પડી ગઈ હોય છે કે તેઓ ફક્ત સમયવર્તી સ્વાર્થ સાધી પોતાનું કામ કાઢી લેવા તરફજ દૃષ્ટિ રાખે છે પછીથી તે પોતાના નિયમોથી વિરૂદ્ધ હોય, તોપણ મહેનત બચાવવાના હેતુથી તેમ વિરૂદ્ધ વર્તવા લાગે છે. આવા ઘણા કારણોને લીધે વર્તનમાં થોડા ઘણા અંશે પણ ભિન્નતા માલૂમ પડી આવે, પરંતુ **દાનવીર શેઠ માણેકચંદજીની** બાબતમાં તેઓના પરીચયમાં હું આવ્યો, ત્યારથી મેં **તેમનું બાહ્યજીવન તેમની આંતર્ભાવનાના એક આદર્શ (આરસા) સમાન જોયું** છે. તેમના મનની વિશુદ્ધતા હોવાથી ઘણી વખતે તેમના વર્તનમાં **ભોળપણ** માલૂમ પડી આવતું, ત્યારે તેમના પરીચયમાં આવનાર દરેક ગૃહસ્થ તેમને **ભોળા કહેતા** અને સામા માણસો જ્યારે તે ભોળપણનો લાભ લેવા ઈરાદો રાખતા, ત્યારે તે વિષે પોતે પણ કહેતા-'હું **એવી આંટી ઘુંટીમાં સમજું નહીં.**'

Face is the index of mind

**मनुष्यनुं मुखारविंद तेना अंतःकरणनुं चित्र छे.**

મનુષ્યના અંતઃકરણનો કંઇક ખ્યાલ તેના મુખારવિંદ ઉપરથી આવી શકે છે. ઉમરથી વયોવૃદ્ધ થયેલા તથા આવી ચિકિત્સાના અભ્યાસીને આ બાબત ઘણી સહેલી લાગે છે એટલે કે અમુક મનુષ્યના ગાઢ પરીચયમાં આવતાં પહેલાં તેની **મુખમુદ્રા ઉપરથી તેના મુખ્ય ગુણ અવગુણ કહી શકે** છે, તો પછી પરીચયમાં આવ્યા બાદ તે વિષે અભિપ્રાય બેધડક આપી શકાય. શ્રીયુત **દાનવીર શેઠ માણેકચંદજીના** દેખાવમાં કંઈ વિશેષ ચમત્કારીપણું નહોતું. પ્રથમ નજરે આવનારને તે સાધારણ સારી સ્થીતિના, મોટે ભાગે જુના વિચારના, પરંતુ ઠરેલ **ભોળા દીલના, નીખાલસ મનના** અને **વિચારવંત પુરૂષ** લાગતા. જરા વધારે બારીક નજરે જોતાં તેમની મુખમુદ્રામાં સાધુતા અને સદ્ગુણશીલતાના ગુણો માલૂમ પડતા. તેમનો ચ્હેરો

હસમુખો ને ચિકિત્સાવાળો દેખાતો, **આંખમાં અમી દૃષ્ટિ** દેખાતી, અને **કપાળ** સાધારણ ભવ્ય દેખાઈ તે ઉપર **તેજ** નજરે પડતું, એકંદરે મનની વિશુદ્ધતાની નિશાનીઓ વધારે દેખાતી. એમનું શરીર મધ્યમ કદ અને બેવડીઆ કાઠાનું હતું. જન્મથી ખાવાપીવાની અને બીજી ટેવો નિયમપણે જાળવી રાખવાથી આરોગ્યતા સાચવી રહ્યા હતા. નાનપણથી કામ કરવાની ટેવ હોવાથી મોટી ઉમરે અને મરતા સુધી પણ એમની આકૃતિ કે શરીરમાં **આળસાઇનો અંશ સરખો પણ નહોતો.** અને નાનપણમાં **ટાયસીફલ** ઉપરથી પડવાથી **પગે ખોડ** આવેલી, છતાં તેમની કામ કરવાની શક્તિ કે **શારીરિક ચાલાકી ઓછી થઈ નહોતી.** ધર્મ કે પરોપકારના કામ માટે તેમણે ટાઢ, તડકો કે વરસાદ કોઈ પણ બાબતની **દરકાર કરી નથી,** તે શ્રી શિખરજીના મુકદમાની વાત વિષે જાણે છે તેમને માલુમ છે. **રાતના બાર–એક વાગતાં સુધી** ઉજાગરા પડે, તોપણ **સવારના છ વાગે તાજા થઈ કામે લાગતા ને સાથે કામ કરનારને તેમ કરવાની** પ્રેરણા **કરતા** અને કોઇ વખતે પગની ખોડ ટાઢમાં દુઃખી આવતી, તોપણ તેની દરકાર કર્યાવિના કોઇને ઉપકાર કરવો હોય કે કોઇનું ભલું થતું હોય તો તેઓ તૈયાર થતા. આવી રીતે નાનપણથી મોટી ઉમરે પણ કામ કરતા, ત્યારે ઘણાને તાજુબી લાગતી.

**पहेरवेश तथा खाधापीधामां सादाई.**

ઘણી સાધારણ સ્થીતિમાં જન્મેલા, પરંતુ ઉચ્ચ સંસ્કારોના પાસ લાગેલા હોવાથી તે દરેક બાબતની ઉપયોગીતાના નિયમો (Principles of utility) ઉપર ખાસ કરીને ચાલતા. કપડાં ઘણાં સાદાં પણ સ્વચ્છ પહેરતા. **દેશી** માલ તરફ વધુ લક્ષ રહેતું, છતાં તે પાકા નિયમથી પાળી શકતા નહીં. મુંબાઈ જેવા શહેરમાં ઇંગ્રેજ પારસી વગેરેના પરીચયમાં વ્યાપાર અર્થે આવતા છતાં **ઇંગ્લીશ ડ્રેસ કે જમાનાની ફેશનના પાસમાં ફસાયલા નહોતા,** તોપણ સુધરતા અને જમાના બાહારના ન દેખાય તેવા સાદા ચાલુ ફેશનનાં કપડાં રાખતા, ખાવાપીવાની બાબતમાં **નિર્મળ સાદો ખોરાક** વધુ પસંદ કરતા. બહારગામ જાય ત્યાં ભારે ખોરાક ખાવા તરફ રૂચિ રાખતા નહીં, તેમ બહુ ખર્ચાળ તથા ભારે કિંમત તરફ લક્ષ રાખતા નહીં. શરીર તંદુરસ્ત રહે તેટલા પુરતું લક્ષ આપતા. આ બાબત એક દાખલો આપવો ઠીક પડશે. **સન ૧૯૦૩**ની સાલમાં જ્યારે **અમદાવાદ બોર્ડીંગની સ્થાપના** કરવા આ લેખ લખનાર સાથે ગયા હતા તે વખતે શરૂઆતના મેલાવડામાં ગુજરાતના દરેક ભાગના દિગંબર જૈનોને આમંત્રણ હતું. ગુજરાતમાં આમંત્રણ કરનાર ગૃહસ્થ પરોણાઓને મિષ્ટાન્ન આપી સંતોષે એવો રિવાજ હોય છે છતાં તે વખતે ફક્ત સાદા, નિર્મળ બીનખર્ચાળ ખોરાકથી ચાલશે તથા ભવિષ્યમાં તેજ બોર્ડિંગને લાભપ્રદ થઇ પડશે, એવા ભાવાર્થનો મત આપવાથી હાલ તે રિવાજ બધા પસંદ કરે છે. મિષ્ટાન્ન આપવાનો ખર્ચાળ રિવાજ પડયો હોત, તો વાર્ષિક મેલાવડા કરવા કઠીન થઇ પડત. વળી **દિગંબર જૈન કોન્ફરન્સમાં** પણ તેવાજ નિયમથી ચાલવાથી કોન્ફરન્સ ભરવી એ કામ બીજી કોમોની ખર્ચાળ કોન્ફરન્સો માફક બંધ નહીં પડતાં દરવરસે **ધીમેથી પણ મક્કમ**પણે **આગળ વધે જાય છે (Plain living & high thinking** સાદાઈમાં રહેવું **અને ઉચ્ચ વિચાર કરવા** એ સૂત્ર એમના

પરીચયમાં આવનારને હંમેશ યાદ આવ્યા કરતું અને તે પ્રમાણે અનુકરણ કરવા જીંદગીની દરેક હાજતો ઉપર કાબૂ રાખવા તેમનું જીવન શિક્ષણ આપતું. ખાસ કરીને ઉપયોગીતા વિના સૌન્દર્યતાને પ્રથમ સ્થાન આપવું અથવા તે માટે ભારે ખરચ કરવો એ વાત એમના નીખાલસ મગજમાં કદી પ્રવેશ કરતી નહીં. પોતે બાહારગામ જાય, ત્યાં પણ જરૂર પુરતી વસ્તુઓ પાસે રાખતા. ઘણી વખત કહેતા કે **જીંદગીની હાજતોને એક વખત કાબૂમાં ન રાખીને ચાલુ ખરચ વધારી દેવાય તો પછી તે ખરચ કમી થઈ શકતો નથી,** એ ખાસ અનુભવની વાત છે, માટે નાના બાળકોના અને ખાસ કરીને બોરડીંગના વિદ્યાર્થીઓના મગજ ઉપર એવાજ સંસ્કાર પાડવા જોઇએ કે તેઓ કોઈ પણ સ્થીતિમાં આનંદી જીંદગી ગુજારી શકે. (અપૂર્ણ)



## शारिरिक शक्तिका सदुपयोग

[ पं. पीतांबरदास उपदेशक दि. जैन प्रां. सभा-बंबई ]

सर्वोत्कृष्ट शक्तियोंके धारक भ्रातृगणों ! आपको यह जानना परमावश्यक है कि पदार्थ मात्रके आश्रय कौनसी शक्तियां विद्यमान रहा करती हैं ? जहांतक हम अपनी विचारस्वरूप द्रष्टि उन पदार्थोंकी शक्तियों के उपर डालते हैं, तो यही प्रतीत होता है, कि उन पदार्थोंकी शक्तियां मुख्य करके दो प्रकार की हैं-एक तो चेतना और दूसरी अचेतना। इन मुख्य शक्तियोंके कारण वे पदार्थ गुण-गुणीकी अभिन्नतासे संसारमें इस नामसे पुकारे जाते हैं। एक जीव जो कि चेतना गुणमय शक्तिसे सम्पन्न हैं दूसरे अजीव जो कि अचेतना गुणमय शक्ति एवम् अज्ञानतासे अभिन्न हैं। अब इन दो पदार्थोंकी शक्तियों पर क्रमसे ध्यान दिया जाता है तो हमारे क्रमवर्ती ज्ञानमें यही प्रतीत होता है कि इन पदार्थोंकी शक्तियां अनन्त गुणात्मक धर्मोंसे सम्पन्न हैं एवम् इन अनन्त गुणमय धर्मोंकी शोध लगानेवाली शक्तियां तीन प्रकारकी हैं-

(१)-मनशक्ति ( विचार ),
(२)-वचनशक्ति ( वाक्य बोलना )
(३)-कायशक्ति ( ताकत )

ये तीनों शक्तियां चेतना गुण सम्पन्न जीव नामके पदार्थ ( वस्तु ) के आश्रय हैं और क्रमसे वे शक्तियां द्रव्य, क्षेत्र, काल, भावके निमित्तानुसार व्यक्त ( प्रकाश ) होती है। इन तीनों शक्तियोंका सम्पूर्ण श्रेय ( हिस्सा ) जो कि अनन्त पदार्थोंके अनन्तानन्त शक्तियोंको व्यक्त करनेवाला है, मनुष्य मात्रके ही हिस्सेमें आया है। हम आज उच्च श्रेणिके मनुष्य कहलाते हैं। हम ही उपर्युक्त तीन शक्तियोंके धारक हैं, इसलिये हम अपनी तीन शक्तियोंके द्वारा अपने सुखस्वरूप आर्थिक् ( लौकिक ) तथा पारमार्थिक ( पारलौकिक ) अनन्त शक्तिधारक पदार्थोंके निमित्तसे अपने सुखको व्यक्त करके दिखावें। परंतु यह कर्तव्य हम तब ही कर सकते हैं जब कि हमारी तीनों शक्तियां प्रबल हो और उन शक्तियोंकी प्रबलता ( बलिष्ट ) के कारण हम सच्चे मनुष्य कहलाए जावें।

अब बलिष्ट (काय) शक्ति पर ध्यान दिया जाता है और विचार किया जाता है कि इन शक्तियोंके अप्रबल होनेका यथार्थ कारण क्या है। मूल शक्ति यह है जिसके आश्रय क्रमसे

मन व वचनशक्ति रहा करती है जिसके निर्बल होनेसे मन व वचनशक्ति हमेशा हीनाहीन रहती है। जैसे पात्र जर्जर होनेके कारण उसमें रक्खा हुवा मिष्ट रसमय व्यंजन नष्ट हो जाता है। ठीक, इसीप्रकार निर्बल कायशक्ति (शारीरिक बल) में रक्खा हुआ मन व वचन शक्तिरूप व्यंजन कार्यकारी नहीं होता, इसलिये **सम्पूर्ण सुखके श्रेय रखनेवाले मनुष्योंका कर्तव्य है कि अपनी२ कायशक्तिको सुदृढ बनावें।**

अब यहां पर यह जानना परमावश्यक होगा कि स्वयं शक्तिवान कायशक्ति किस कारण निर्बल हो रही है तो उसके उत्तरमें यही उपचार कारण (निमित्त) प्रतीत होता है कि उस कायशक्तिके उत्तरोत्तर जन्मदाता (पितावर्ग) कुछ कालसे हिताहितके ज्ञानसे शायद रहितहीसे होरहे हैं और इसीसे वे अपनी कायशक्तिको सदुपयोगके रूपमें व्यक्त नहीं कर सक्ते. (काम पुरुपार्थको सेवन करना नहीं जानते)

यदि भारतके सुशिक्षित पितावर्ग वर्तमान समयमें अपनी सुशिक्षाका ध्यान रखते हुये अन्य सहयोगी पितावर्गोको योग्य पितावर्ग बनाना चाहते हैं, तो पकी हुई (व्यक्त) **वीर्यमय कायशक्तिको** सदुपयोगके रूपमें व्यक्त करने व करानेका प्रयत्न करें, जिससे कि पितावर्गोंकी काय शक्ति व उसके आश्रय रहनेवाली सर्व शक्तियां सुदृढ होती हुई सुदृढ कायशक्तिवाली सन्तानको पैदा करें, **सांसारिक सुखोंमें सन्तानकी उत्पत्ति ही अन्तमें सुखकी सफलताका कारण समझीजाती है** इसलिये सबसे पहिले उत्तरोत्तर पितागणोंका परम कर्तव्य यही है कि अपने ही समान अपने चिरंजीवों (पुत्रों) को सुशिक्षित और सुरक्षित **कायशक्तिमय भोजनसे** उन्हें पालन करें—वर्तमान भारतमें जो दुखडा दिन प्रतिदिन अधिकतासे रोया जाता है उस दुखडे रोनेका यथार्थ कारण एक मात्र यही है कि उनकी कायशक्ति सुदृढ (मजबूत) एवं साहसयुक्त नहीं है, इसीसे वे अपनी मनशक्तिके विचारोंको उच्चश्रेणी पर नहीं पहुँचा सकते।

और जब **मनशक्तिके** विचार ही शिथिलताको धारण कर रहे हैं, तो उसके आश्रय रहनेवाली **वचनशक्ति** मुख्य करके कितने अधिक उपयोगी विचारोंको स्पष्ट कर उभय जन्मोंका कल्याण कर सकती है, तो हमारे अनुभवी पाठक, ऐसे मनहीनोंका अनुभव स्वयं ही कर सकते हैं। **सर्व शक्तिके सदुपयोगियों!** शारीरिक शक्तिके प्राणभूत वीर्यपर ध्यान दो और उसका उपयोग विपयासक्त एवं अज्ञानतासे (जररूप नशा) कभी मत करो। स्पर्शेन्द्रियका विषस्वरूप विपय (वीर्यनिपातकी इन्द्री) ही तुम्हारी कायशक्तिको निर्बल कर रहा है जिसके प्रतापसे तुम ऐसे गयेबीते हो गए हो कि उभय (दोनों) लोकोंका अपना कुछ भी श्रेय उपार्जन नहीं कर सकते *तथा तुम्हारा जीवन ऐसा निरर्थक हो गया है* कि जैसे बकरीके गलेमें स्तन होते हुए कुछ भी अर्थकारी नहीं होते। विचारशील व्यक्तियोंकी आज वह दशा तुम जैसे शक्तिहीन सन्तानोंको देखकर ही हो रही है कि जिसतरह मयूर (मोर) वनमें अति सुन्दर नृत्य करते हुए भी अपने नृत्यकारक पगों (पैरों) पर द्रष्टिमय ध्यान देता है तो उसे उसीसमय अपने (बुरे बेढंगे) पगोंके कारण अपनी सुन्दरता पर रोना आता है। ठीक, इसी प्रकारसे आज भारतके विचारशील व्यक्ति इसभांति

रो रहे हैं कि भविष्य कालमें यह शक्तिहीन सन्तान क्या कठपुतलेसे भी अधिक अचेत काम करके दिखलावेगी ?

इतना रोना रोनेके पश्चात् आज वे विचारशील व्यक्ति फिर भी अपने श्रेय पर स्थिर होते हुए इस नितिका अवलम्बन करते हैं–

**धिक् सुमेरु तुव कनकमय,; तो परिवार पाषाण; धन सुवास मलयागिरि, कीनो आप समान।**

प्रिय शक्तिसदुपयोगियों ! तुम्हारा कर्तव्य वही हैं कि चाहे भारतीय सन्तान कितनी ही न्यून अशक्तियुक्त क्यों न हो जावे और तुम्हे कोई कितनी ही निरादरकी द्रष्टिसे क्यों न देखे, परंतु तुम्हें तो मलयागिरि (चंदन) नीति का मार्ग ही श्रेष्ठ है, एवं स्वयं शक्तिशालितासे सबको शक्तिशाली बनाना ही तुम्हारा काम है। आज विदेशी सन्तानें भारतमें आकर जो शक्तिका सदुपयोग कर रही हैं तो कितने उन्नतिके मार्ग पर चढ़ी हुई हैं जिन्होंकी उपयोगिता देखकर यही कहना पडता है कि भारतीय संतान क्या बिलकुल ही अशक्तियुक्त है ? नहीं, कदापि नहीं, किन्तु भारतीय सन्तान एक दूसरेकी देखादेखी (नकल) करते हुए ऐसआरामकी निंदसे सो रही है। इस नींदमय तिमिरके कारण उसे यह भी नहीं सूझता कि हमारी सारी शक्तियां शारीरिक विकारके भ्रमजनित उपचारमें ही वीर्यनिपातकी तरह नष्टभ्रष्ट हो रही हैं और यह ऐशआराम ही हमको शक्तिहीन बनार कर अशक्तियुक्त अज्ञानमय कर रहा है, इसलिये शक्तिसदुपयोगियोंका पहिला कर्तव्य यही होगा कि सबसे पहिले अपनी शारीरिक विकारके भ्रमजनित उपचारकी नींद् छोडनेका प्रयत्न करें। प्रिय शक्तिको व्यक्त करनेवालों ! तुम्हारी कायशक्ति (शारीरिक बल) में पांच इन्द्रियां (स्पर्श, रसना घ्राण चक्षू श्रोत्र) निवास कर रही हैं जो कि अपने२ विषस्वरूप ऐसे विषयमय रोगसे हमेशा पीडित रहती हैं, जिस पीड़ामय रोगका उपचार (औषधि) करना ही स्वतंत्रतासे तुम्हारा काम है न कि उनके रोग उपचारोंमें आनंद मान कर शक्तिहीन बनाना जिससे कि आज तुम भारत जैसे शक्तिशाली देशमें निवासकर इतने हीनशक्ति हो रहे हो कि–– किसी भी इन्द्री विषयका उपचार, जो तुम्हारे देश तथा जाति एवं तुम्हारी सन्तानकेलिये स्वतंत्र शक्तिपूर्वक उपार्जन कर कामयावी हो सकते और जो उपचार तुम शक्ति वृद्धि करनेकी गरजसे करते हो वही उपचार विपर्यय वृत्ति धारण कर तुम और तुम्हारी सन्तानके लिये शक्तिहीन बनानेका कारण होता है।

अब हम अपने शीर्षककी शक्ति पर ध्यान देते हुए उसके दुरुपयोग तथा सदुपयोग पर ध्यान देते हैं और क्रमसे यह भी दिखाते हैं कि तुम और तुम्हारी सन्तान इस उपचारसे शक्तिहीन बन रही है––

स्पर्शस्वरूप कामशक्तिके उपचार (ब्रह्मचर्य) कर सन्तानके सारे शरीरको ऐसा कट्टर बनाना जो कठिनसे कठिन कार्यमें विद्वता (चातूर्यता) के साथ प्रवेश कर सके तथा जिससे हरतरहके कलाकौशल्य आदि लौकिक उन्नतिके साधक कारणों पर अटलवृत्ति उसकी निसन्देह स्थिर रहे, इसीप्रकार पारमार्थिक उन्नति की सुविधासे उसका शरीर ऐसा कट्टर (दृढ़) बनाना जो कि अटल वृत्तिसे ध्यान और तप करनेमें साहसयुक्त हो सके, इससे विपर्यय कायशक्ति (स्पर्शेन्द्री)

काउपचार आज यह हो रहा है कि १०-१२ वर्षके कायशक्तिवाले ऐसे शरीरनामधारी बालक अपनी२ जातिके पितागणोंके स्वयं हाथसे ही कामरूपी अग्नि ( ब्याह ) में प्रवेश किये जाते हैं जिससे उनकी शारीरिक, मानसिक, और वाचनिक, तीनों प्रकारकी शक्तियां भस्म हो जाती हैं और वे फिर थोथे मनुष्य अपनी अवस्थामें कहलाए जाते हैं अर्थात् शक्ति हीनतासे सन्तानहीन होकर अपने शरीरको नाना प्रकारके रोगोंकी प्रभृतियोंसे पीड़ित देखते हैं। पूर्वजोंकी शक्तियोंद्वारा उपार्जन किये हुये आर्थिक धनका जो नाश होता है सो हमारे अनुभवी पाठक स्वयं जानते हैं। मूल कायशक्तिका दुरुपयोग होनेका कारण कच्चे वीर्यका निपात ही है। जिधर दृष्टि दो उधर ही तीनों शक्तियोंका कारोवार दिखाई देता है। इसलिये इन तीनों शक्तियोंका सदुपयोग करना ही उन्नतिका मूल साधन है। प्राचीन महार्षियोंने इन तीन शक्तियोंके बलसे ही मंत्र, तंत्र, यंत्र और सबके सारभूत ऐसे मोक्षमार्गको उपार्जन किया है इसलिये प्यारे शक्तिशाली वीरो ! अपनी शारीरिक शक्तिको कामव्याधिके भ्रमजनित आनंदमें दुरुपयोग मत करो किन्तु उत्तमोत्तम सन्तान पैदा करने और लौकिक पारलौकिक श्रेय उपार्जन करनेके अर्थ सब शक्तिकी मूलभूत ऐसी शारीरिक शक्तिका सदुपयोग करो।

## लार्ड हार्डिंज महोदयसे प्रार्थना।

सार्थ लाग इस ब्रिटिश राज्यका,
पृथ्वीमें है छाय रहा।
युद्ध न्यायका कारण है जो,
इनको उच्च बनाय रहा॥
प्रजा सुखी इस ब्रिटिश राज्यमें,
पहिलेसे अति दिखती है।
कहीं जरा अन्याय हुआ तो,
धारा बांह पकड़ती है॥ १॥
शासक भी झट न्याय शस्त्र ले,
रण बाजे बजवाते हैं।
बैरीको झट उचित दंड दे,
यमपुरको भिजवाते हैं॥
न्याय परायण शासक पाकर,
क्यों न हमारा गर्व बढ़े ?
पूर्ण चन्द्रमा पाकर वारिध,
पूनमको वह स्वयं चढ़े॥ २॥
इस कारण अर्जुनके खातिर,
प्रजा न्याय चिल्लाती है।
पत्नी पुत्र पुत्रियां उनकी,
पड़ी २ बिलखाती हैं॥
स्वामी ! सारे भारतवासी,
हार्दिक दुःख दर्शाते हैं।
अपने २ मनोभावको,
लेखोंसे झलकाते हैं॥ ३॥
जैपुरकी करतुती पर वे,
हार्दिक दुःख दर्शाते हैं।
न्याय हमारा होवेगा सब,
यही भावना भाते हैं॥
बज बजके दंगे को श्रीमन् !
कितने शीघ्र मिटाया था।
मसजिदके उस गिरे भागको,
श्रीमन्‌ने बनवाया था॥ ४॥
लेकिन स्वामी ! जैन जातिका,
सेवक सच्चा जहल पड़ा।
जैन जातिके ऊपर द्वादश
महिनेसे यह वज्र पड़ा॥
सेठीजी अपराधी हों तो,
दंड आप उनको दीजे।
वरना हुक्म राज्यको देकर
शीघ्र मुक्त कर यश लीजे॥५॥

दुलीचंद सिंघई-बम्बई।

## डंकेकी चोटपर—आखिरी रियायत—ध्यान दीजिये।

# इश्वरने दुनिया नहीं बनाई।



इस विषयकी अद्वितीय नवीन पुस्तक आश्चर्यजनक सुबूतों, दलीलों और पवित्र विचारोंका संग्रह जैनमतका बहुत मजबुत सिद्धांत कि ' इस दुनियांको किसी ईश्वरने नहीं बनाया और न मेट ही सकता है ' अगर देखनेकी इच्छा हो तो "ज्ञानसूर्योदय" नामक पुस्तक सिर्फ ०॥)में हमसे मंगाकर अवश्य देखो। थोड़े ही कालमें यह पुस्तक ऐसी प्रसिद्ध होगई है कि जैन अजैन सभी इसकी प्रशंसा कर रहे हैं। थोड़ी ही रह गई हैं जल्द मंगाकर देखिये।

२. गुल्शन जांफिजां हिन्दीः—एक अपूर्व हंसाने-दिल बहलानेवाला उपन्यास, पृष्ठ १६४ और मूल्य ०॥)

रियायत देखियेः—जो साहब ज्ञानसूर्योदय या गुलशने जांफिजां हमसे मंगावेंगे उनको १ पुस्तक ५२ पृष्ठोंकी जिसमें अन्यमतावलंबियोंकी पोल हास्यरूपमें खोली गई हैं मुफ्त उपहारमें दी जावेगी।

रियायत पर रियायतः—और जो भाई उपर लिखी पुस्तकें एकही दफे २९ लेंगे उनको अलावा उपहारकी २९ पुस्तकोंके डाकखर्च भी हमही देंगे।

पताः—मैनेजर, विद्याविनोद बुकडिपो—कायमगंज ( फर्रुखाबाद )

॥ श्री वीतरागाय नमः ॥

## पांचमी गुजराती साहित्य परिषद्ना प्रदर्शनमां

# दिगंबर जैनोनुं प्राचीन साहित्य.

**સોનાના અક્ષરે લખેલો તથા સોનાના અને રંગબેરંગી ચિત્રોવાળો તેમજ પાનેપાને રેશમની પ્રાચીન કારીગીરીના ટુકડાઓ મુકેલા તથા કસબટીકી અને મોતી-માણેકથી મઢેલા પુંઠાવાળો પ્રાચીન સુશોભિત ગ્રંથ.**

અત્રે **પાંચમી સાહિત્ય પરિષદ્** પ્રસંગે ભરાયલા પ્રાચીન સાહિત્યના **પ્રદર્શનમાં** અનેક સ્થળેથી સંગ્રહ કરીને તથા તેને યોગ્ય વ્યવસ્થાપૂર્વક તૈયાર કરીને અમારા તરફથી ગ્રંથો, ચિત્રો, નકશાઓ, બંધનો, પુંઠાઓ, પાટીઆંઓ વગેરે મળી ૧૫૫ પ્રાચીન વસ્તુઓ રજુ કરવામાં આવી છે, જેની સંક્ષિપ્ત માહીતિ નીચે મુજબ છે—




**(१) यशोधर चरित्र** (સંસ્કૃત. સોનાના અક્ષરે સં. ૧૫૫૧નો લખેલો સોનાના ચિત્રયુક્ત)

આ પ્રાચીન ગ્રંથ એટલી બધી ઉત્તમ કારીગીરીવાળો છે કે જેનું વર્ણન થવું અશક્ય છે, છતાં ટુંકમાં જણાવીએ છીએ કે મૂળ દેશી કાગળનો સ્વભાવ પતલો અને પીળાસ પડતો મેલો હોવા છતાં તે ઉપર બન્ને તરફ ચારે બાજુએ હાંસીયો છોડી કાળા, લાલ, ભુરા, સફેદ, કીરમજી, જામલી વગેરે રંગોની જમીન બનાવીને તે ઉપર સોનાના અક્ષરો લખેલા છે તથા હાંસીયામાં પણ રંગબેરંગી ભોંય બનાવી તે ઉપર રંગીન તથા સોનેરી ચિત્રો છે તેમજ આ ૬૦ પૃષ્ઠના ગ્રંથમાં સોનાના તથા રંગબેરંગી અતીવ ઉત્તમ બારીક કારીગરીના ગ્રંથની વાર્તાના ભાવના ૨૫ મોટાં ચિત્રો છે. એ ઉપરાંત સોનાના અક્ષરો તથા ચિત્રો જરા પણ બગડવા ન પામે, તે માટે દરેક **પાને** દેશી કારીગીરીના **હાથવણાટના અનેક** જાતના **રેશમના** કકડાઓ મુકેલા છે. જે ઘણાં વર્ષો થવાથી સડી જતા આવેલા છે. વળી આ ગ્રંથનાં પાનાં વાંચવા માટે એક પુંઠું છે, જે રેશમી કાળા કકડા ઉપર **સોનેરી** કસબટીકીનું કામ બનાવી તે ઉપર સાચા **મોતીના ૩ સાથીયા અને ૨૭ ફુલો** બનાવી ચારે બાજુએ સાચા મોતીનીજ બોર્ડર કરેલી છે. તેમજ સાથીઆંઓ તથા ફુલોમાં **માણેકની** કકડીઓ જડેલી છે તેમ કેટલાંક ખાલી છિદ્રો છે, તેમાં **નીલમ-હીરા** હશે તે ઉખડી ગએલા જણાય છે. આવો આ ગ્રંથ તથા પુંઠું ૪૨૦ વર્ષ ઉપરના બનેલા છે, તે એની નીચેની પ્રશસ્તિથી સ્પષ્ટ જણાય છે.—

## मंगलाचरणं ।

प्रणम्य शंकरं देवं सर्वज्ञं जितमन्मथं । जिनेंद्रं सर्वदोषघ्नं मोहतंद्राविवर्जितं ॥ १ ॥ अर्हतः परया भक्त्या सिद्धान्सूरीश्वरांस्तथा । पाठकान्साधवश्चेति नत्वा परमया मुदा ॥२॥ यशोधरनरेंद्रस्य जनन्या सहितस्य हि । पवित्रं चरितं वक्ष्ये समासेन यथागमं ॥३॥ कुलकं । जिनेंद्रवदनोद्भूतां नमामि शारदां परां । श्रीगुरूंश्च प्रमोदेन श्रेयसे प्रणमाम्यहं ॥४॥ यत्प्रोक्तं हरिषेणाद्यैः पुष्पदंतपुरस्सरैः । श्रीमद्वासवसेनाद्यैः शास्त्रस्यार्णवपारगैः ॥५॥ तच्चारित्रं मया नूनं बालेन शक्यते कथं । बाहुभ्यां सागरं घोरं केनापि तरितुं यथा ॥६॥ तेषां हि क्रमयोर्द्वंद्वं नमस्कृत्याति भक्तितः । समुपार्ज्य महत्पुण्यं कुर्वे दूरेण पातकं ॥७॥ कथ्यमानं तु संक्षेपात्संसारदुःखनाशनं । शृण्वतां कथकानां हि श्रोतव्यं साधुभिस्ततः ॥८॥

**અર્થ**—સુખને આપવાવાળા, કામદેવને જીતવાવાળા, સર્વે દોષોનો નાશ કરવાવાળા, મોહનીયકર્મરૂપી નિદ્રાથી રહિત એવા સર્વજ્ઞ જિનેંદ્રદેવને નમસ્કાર કરીને તથા અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વસાધુને ઘણાજ ઉલ્લાસથી નમસ્કાર કરીને માતાસહિત યશોધર મહારાજનું પવિત્ર ચરિત્ર પૂર્વાગમપ્રમાણે સંક્ષેપથી કહીશ. ૧-૨-૩. પરંતુ એના પહેલાં જિનેંદ્રભગવાનને મોઢેથી ઉત્પન્ન થયેલી સર્વોત્કૃષ્ટ શારદાને તથા પ્રસન્નતાપૂર્વક મંગલકાર્યને માટે મારા દીક્ષાગુરૂને નમસ્કાર કરૂં છું. ૪. જે યશોધરમહારાજના ચરિત્રને પુષ્પદંત હરિષેણ વગેરે તથા શ્રીમદ્વાસવસેનાદિ શાસ્ત્રસમુદ્રના જાણનારા આચાર્યોએ કહ્યું છે તે ચરિત્ર મારા જેવા બાળકબુદ્ધિથી કેમ કહી શકાશે કેમકે અથાગ ભયાનક સમુદ્રહાથે તરી શકાતો નથી. ૫-૬. તોપણ ઉક્ત આચાર્યમહારાજના ચરણોને અતિશય ભક્તિથી નમસ્કાર કરીને પાપોને દૂર કરી દીધા છે અને મહાન પુણ્યને ઉપાર્જન કર્યું છે તેથી આ ચરિત્ર કહેવાને માટે હું તૈયાર થયો છું. ૭. આ ચરિત્ર સંક્ષેપથી કહેલું હોવા છતાં પણ શ્રોતાવક્તાઓના સંસારના દુઃખોને નષ્ટ કરવાવાળું છે, જેથી સજ્જન પુરૂષોએ અવશ્ય સાંભળવું જોઇએ. ૮.

## अंतःप्रशस्तिः ।

नंदीतटाख्यगच्छे वंशे श्रीरामसेनदेवस्य । जाता गुणार्णवैकः श्रीमांश्च श्रीभीमसेनेति ॥५८॥ निर्मितं तस्य शिष्येण श्रीयशोधरसंज्ञिकं । श्रीसोमकीर्तिमुनिना विशोध्याधीयतां बुधाः ॥ ५९ ॥ वर्षे षट्त्रिंशसंख्ये तिथिपरिगणनायुक्तसंवत्सरेवै । (१५३६) । पंचम्यां पौषकृष्णे दिनकरदिवसे चोत्तरास्थे हि चंद्रे । गौढिल्यां मेदपाटे जिनवरभवने शीतलेंद्रस्य रम्ये । सोमादिकीर्तिनेदं नृपवरचरितं निर्मितं शुद्धभक्त्या ॥६०॥ ग्रंथाग्रं तु सहस्रैकमष्टादशसमन्वितं । चरित्रेदं चिरं जीयात् पवित्रं पापनाशनं ॥६१॥ इति श्रीयशोधरचरित्रे श्रीसोमकीर्त्याचार्यविरचिते अभयरुचिभट्टारकस्वर्गगमनो नाम अष्टमः सर्गः ॥ ग्रंथाग्रं ॥१०१८॥

## અંતની પ્રશસ્તિનો અર્થ.

નંદીતટ ગચ્છ નામે આચાર્યના વંશમાં ગુણોના સમુદ્ર શ્રી **રામસેન** થયા. તેની પછી શ્રી **ભીમસેનાચાર્ય** થયા. તેમના શિષ્ય સોમકીર્તિમુનિએ યશોધરમહારાજનું આ પવિત્ર

ચરિત્ર સં. ૧૫૨૬ પોષ વદ પાંચમ રવીવારે ગોઢિલી મેદપાટના શીતલનાથ ભગવાનનાં મનોહર મંદિરમાં બેસીને બનાવ્યું છે, તેમાં ભૂલચુક હોય તો વિદ્વાન પુરૂષો તે સંશોધનપૂર્વક વાંચે. ૫૮-૫૯-૬૦.

આ પ્રમાણે શ્રી સોમકિર્તિ આચાર્યકૃત યશોધર ચરિત્રમાં અભયરૂચિ ભટ્ટારકના સ્વર્ગગમન નામનો આઠમો સર્ગ સમાપ્ત થયો. શ્લોક સંખ્યા ૧૦૧૮.

## लेखनसमयस्य प्रशस्तिः ।

स्वस्तिश्री संवत्सरे सत्तिथिसंज्ञके वै। वर्षे शुभेऽन्हैकपंचयुक्ते॥१५५१॥लिखापितं मार्गशुदेश्च तस्यां त्रयोदशी या बुधवारयुक्ता॥१॥नंदितटाख्ये विमले सुगच्छे श्रीरामसेनो गुणवारिराशिः बभूव तस्यान्वयशोभकारी श्री रत्नकीर्तिर्दुरितापहारी ॥२॥श्रीलक्ष्मसेनोऽत्र ततो बभूव शीलालयः सर्वगुणोरुपेतः। तस्यैव पट्टोद्दरणैकधारिः श्रीधर्मसेनः प्र[illegible]णः प्रवीणः ॥ ३ ॥ श्रीलक्ष्मसेनस्य सुशिष्य रम्यः श्रीभीमसेनः प्रथितः पृथिव्यां । कामारिविध्वंसकपापमर्द्दी । स एव सेव्यो [illegible] किमन्यैः ॥४॥ तयोः पट्टविभूषणौ सकल श्रीसंघरिपक्षज्ञ्वसन्मानौ [illegible] गच्छगुरुभट्टारक श्री ६ सोमकीर्ति भट्टारक श्रीविमलसेनौ विजयेते [illegible] सत्पापर्यंति ते नित्यं जयंतु श्रावकोत्तमः ॥ श्री हुतंबट ज्ञातीय पंखीस्वरगोत्रे सुश्रावक सदाचारसमाचार प्रभावकः सद्गुणपवित्रः शुद्धपदवी सच्चरित्रः शिष्टजनपंक्तिधुरीणः परमेश्वरप्रणीतदानमार्गप्रवीणः कोटडीया प्रतापसिंहः समजायत। तस्य च पत्नी शुद्धशीला श्राविका पूरी नाम्नी। तत् कुक्षि प्रसुतौ–द्वौ पुत्रौ । तयोः ज्येष्ठः सं० राणाख्यो विजयते । द्वितीयः कनी[illegible] सं० राउल नामा विजयते । तस्य पत्नी श्राविका मांजी तत्कुक्षि प्रसूताः चत्वारः पुत्रास्तेषु ज्येष्ठोभिनववेणुवच्छकः वेणाख्यो जातः । ततः कनीयान् चापाख्यो जातः ॥ ततश्च कनीयान् सिंघाह्वयः सद्गुण महोजातः। ततश्च लघुरभिनवसिंह इव सीहाख्यो विजयते। तथा द्वेपुत्र्यौ तत्रैका वहिनू नाम्नी द्वितीया गृहीतसंयमा आर्यका ज्ञानश्री नाम्नी विजयतः। कोटडीया वेणासुश्रावकपत्न्याः सुश्राविका चंगाई जनन्याश्च शीलालंकारधारिण्या । सकलदुरितनिवारिण्या श्रीजिनवरेंद्रशासन प्रभाविकया चानरि सुश्राविकया श्रीमत् श्रीयशोधरचरित्रं सुवर्णाक्षरैर्लेखितं । श्रीनंदीतटगच्छा धिराजभट्टारक श्रीमत् श्री ५ विमलसेनगुरुणामुपकारितं तच्छिष्य श्रीविशालकीर्ति पंडिताचार्ययशःपालमुख्यमतिभिः प्रतिवत्सरमुदितोदिते महोत्सवपुरस्सरं चतुर्विधश्री संघसाक्षिकं वाच्यमानं चिरंजेजयीतु । शुभं भवतु मंगलमस्तु । औदीच्यज्ञातीया जो. बहुआ लिखितं । शीरस्तु ।

## ગ્રંથ લે[illegible] પ્રશસ્તિનો અર્થ

આ ગ્રંથ વિક્રમ સંવત્ ૧૫[illegible] સુદ ૧૩ને બુધવારે લખાઇ પૂર્ણ થયો. નંદીતટ નામના નિર્મળગચ્છમાં ગુણોના [illegible] રામસેન થયા તેમની પાટ પાપોનો નાશ કરવાવાળા રત્નકીર્તિ થયા. તેમના શિષ્ય [illegible] અને સદ્ગુણી લક્ષ્મણ[illegible] થયા તેમની પાટ ઉદ્ધાર કરવામાં ધુરંધર પંડિત શ્રી ધર્મસેન થયા. તેમના શિષ્ય લક્ષ્[illegible], તેમના સુશિષ્ય કામશત્રુનો નાશ કરવાવાળા અને પાપોનું મર્દન કરવાવાળા શ્રી ભીમસેન પૃથ્વિમાં

પ્રસિદ્ધ થયા. એવાજ ગુરૂ સેવન કરવાયોગ્ય છે અને બીજા નહિ. આ બન્નેના પટ્ટને સુશોભિત કરવાવાળા તથા સંઘની સભાઓમાં સન્માન પામવાવાળા નદીતટ ગચ્છના ગુરૂ શ્રીશ્રીશ્રીશ્રીશ્રી **સોમકીર્તિ** અને ભટ્ટારક **વિમળકીર્તિ** થયા.

શ્રી હુતંબટ (હુમ્મડ) જ્ઞાતિના પંખીશ્વર ગોત્રમાં સુશ્રાવક સદાચારે સમાચારની પ્રભાવના કરવાવાળા, સદ્ગુણોથી પવિત્ર, શુદ્ધ પદ્દિધારક, સદાચારી, સાધુ પુરૂષોમાં અગ્રગણ્ય, ભગવદ્પ્રણિત દાનમાર્ગમાં પ્રવિણ કોટડીઆ **પ્રતાપસિંહ** નામના શેઠ થયા, જેમની પત્નિ શુદ્ધ શીલવતી **પૂરી** નામની થઇ, તેમની કૂખે બે પુત્ર થયા, જેમાં મોટાનું નામ સંઘહી (!) **રાણા** અને નાનાનું નામ સંઘહી (!) **રાઉલ** હતું. રાઉલની સ્ત્રી માંજીના ઉદરે ચાર પુત્ર થયા, તેમાં સૌથી મોટાનું નામ અભિનવવેણુવચ્છક પદ્દિના ધારક **વેણા** હતું, તેથી નાનાનું નામ **વાધા**. તેથી નાનાનું નામ **સીંધા** અને સૌથી નાનાનું નામ અભિનવસિંહના જેવું **સીહા** હતું. તેમને બે બ્હેનો થઇ. મોટીનું નામ **બહિનું** અને નાનીનું નામ સંયમ લીધેલી એવી આર્જીકા **જ્ઞાનશ્રી** હતું. સૌથી મોટા ભાઇ કોટડીઆ વેણાની સ્ત્રી શ્રાવિકા **ચંગાઈ** માતાની પુત્રી શુદ્ધ શીયળવતી, સમસ્ત પાપોનો નાશ કરનારી, અને જીનશાસનના પ્રભાવને વધારવાવાળી સુશ્રાવિકા **વાનરીબાઇએ** (એના સુવર્ણ જિન) **આ સચિત્ર યશોધરચરિત્ર સોનાના અક્ષરે લખાવીને** શ્રી શ્રી શ્રી શ્રી શ્રી વિમળસેન ગુરૂના શિષ્ય શ્રી વિશાલકીર્તિ પંડીતાચાર્ય વિગેરે મુનિયો દ્વારા, દરેક વર્ષે ઉત્તમોત્તમ ઉત્સવો સહિત ચતુર્વિધ સંઘની સમક્ષ વંચાતું રહીને ચીરકાળ સુધી જયવંત રહે. લેખક ઔદિચ્ય જ્ઞાતિ વડુઆ **જોષી**

ઉપર મુજબ શ્રી **સોમકીર્તિ** આચાર્યકૃત આ ગ્રંથ સં. ૧૫૩૬માં રચાઇ ૧૫૫૨માં ગોઢિલ્યા પેદપાટ નગરમાં લખાયલો છે, અને તેને હુતંબટ (હુંમડ) જ્ઞાતિ પંખીસ્વર ગોત્રી કોટડીયા પ્રતાપસિંહના વંશમાં **વાનરી** નામે સુશ્રાવિકાએ **વડુઆ** નામે લેખક પાસે સુવર્ણાક્ષરે લખાવેલો છે અને તે અમોને **કરમસદ** (આણંદ)ના શાસ્ત્રભંડારમાંથી પ્રાપ્ત થઇ શક્યો છે.

**(૨) તત્ત્વાર્થસૂત્રજી સચિત્ર:**—આ ગ્રંથ **સં. ૧૫૨૬માં** સોનાના અક્ષરે લખાયલો હોઇ એમાં ચોવીસ તીર્થંકર અને ક્ષેત્રપાળનું સંયુકત ચિત્ર તથા શ્રાવકોને ઉપદેશ આપતા નિર્ગ્રંથ મુનિનું, એવા **બે સોનેરી ચિત્રવાળો** આ ગ્રંથ છે, જેમાં દરેક પાને રેશમના ટુકડા ન હોવાથી સોનાના અક્ષરો જરા ઝાંખા પડેલા છે. આ ગ્રંથ સાથે પણ સોનેરી કસબનું ભરેલું રેશમી પુઠું છે અને એ **સુરત**ના ગુજરાતીના દહેરામાંથી શા૦ અમેચંદ પાનાચંદ દ્વારા પ્રાપ્ત થયો છે.

**(૩) જિનસહસ્રનામ સ્તોત્ર:**—આ વાગટીય ભગવત્ જિનસેનાચાર્યકૃત સહસ્રનામ સ્તવન ૨૨ પૃષ્ઠોમાં સફેત અને ભુરા કાગળ ઉપર **સોનાના અક્ષરોએ સં. ૧૭૨૬માં** લખેલો છે, જેમાં પણ દરેક પાને હાથવણાટના રેશમી ટુકડા છે અને **કરમસદ**ના શાસ્ત્રભંડારમાંથી પ્રાપ્ત થયેલો છે.

**(૪) ભકતામર-કથા સચિત્ર**—આ ગ્રંથ પ્રાચીન ગુજરાતી ભાષાનો હોઇ એમાં ભકતામરસ્તોત્રની ૩૩ કથાઓ પૈકી ૩૧ કથાનો ૧૦૮ પૃષ્ઠનો અપૂર્ણ ગ્રંથ છે, જેમાં કથાના ભાવના આશરે **૧૫૦ રંગીન ચિત્રો** છે. ભાષા ઘણીજ જુની ગુજરાતી માલુમ પડે છે અને ઘણોજ જીર્ણ થયેલો છે. અપૂર્ણ હોવાથી કર્તાનું નામ તથા સંવત જણાતો નથી, પણ ચારસો પાંચસો

વર્ષ ઉપરનો તો આ ગ્રંથ હોવોજ જોઇએ એમ અનુમાન થયા વગર રહેતું નથી. (આ ગ્રંથ **સુરત**માંથી ડૉ. ભુખણદાસ પરભુદાસ પાસેથી પ્રાપ્ત થયેલો છે.)

(૫) **સ્ત્રીવારકથા સચિત્ર**—સં. ૧૬૭૯માં જ્ઞાનસાગરકૃત આ **ગુજરાતી** ગ્રંથ ૧૯૧૬માં લખાયલો હોઈ તેમાં કથાના ભાવનાં રંગીન સોનેરી અને સુશોભિત પુષ્કળ ચિત્રો છે ( કરમસદથી પ્રાપ્ત )

(૬) **ભવિષ્યદત્તચરિત્ર પ્રાકૃત**—૧૫૦–૨૦૦ રંગીન ચિત્રોવાળો સુરતના નૃસિંહપરાના દહેરાના શાસ્ત્રભંડારમાંથી પ્રાપ્ત..

(૭) **શાંતિનાથચરિત્ર** સચિત્ર અને અપૂર્ણ (સુરતમાંથી ઉપલાજ ભંડારમાંનો)

(૮) **શ્રીપાલચરિત્ર સચિત્ર**—(આ ગુજરાતી ગ્રંથ શ્વેતાંબરી આમ્નાયનો હોઈ સં. ૧૭૩૭માં યશવિજય અને વિનયવિજય કૃત સં. ૧૭૮૬માં લખાયલો. ૧૫૦–૨૦૦ રંગીન ચિત્રોયુક્ત છે જે સુરત વડાચૌટાના જ્ઞાનભંડારમાંથી પ્રાપ્ત થયો છે.

(૯) **મૃગાવતીરાસ સચિત્ર**-(શ્વેતાંબરી, અપૂર્ણ. રંગીન ચિત્રોયુક્ત સુરતમાંથી ચીમનલાલ ફતેહચંદ દ્વારા પ્રાપ્ત)

(૧૦) **બારસા (કલ્પસૂત્ર) સચિત્ર**, પૃષ્ઠ ૧૨૪ (સુરત-વડા ચૌટા જ્ઞાનભંડારમાંથી પ્રાપ્ત)

(૧૧) **ત્રિલોકસારનાં ત્રણ જીર્ણ અને અપૂર્ણ ગ્રંથો સચિત્ર** (સંસ્કૃત. સુરત નૃસિંહપુરાના દહેરાના શાસ્ત્રભંડારમાંથી પ્રાપ્ત )

## प्राचीन गुजराती ग्रंथो

(૧૨) **સામાધિતંત્ર**-(સંસ્કૃત-ગુજરાતી. પદ્યમાં)

(૧૩) **અનીરૂદ્ધહરણ** -( બ્રહ્મ શ્રી જયસાગરકૃત, રચાયો, સં. ૧૭૩૨ લખાયો.. સં. ૧૮૨૨ )

(૧૪ **અષાઢભૂતિ ધમાલ રાસ** (પં. માનસિંહકૃત. રચ્યો ૧૬૩૮. લખ્યો સં. ૧૬૬૫)

(૧૫) **પાસાકેવલી પોથી**-(ગર્ગઋષીકૃત)

(૧૬) **આદિનાથ પુરાણ**-(બ્રહ્મજિનદાસકૃત. લખ્યો સં. ૧૮૨૪)

(૧૭) **તત્ત્વાર્થસૂત્ર ટીકા** (ખીવસી મંત્રી કૃત. લખ્યો સં. ૧૬૮૫)

(૧૮) **પ્રદ્યુમ્ન ચરિત્ર**-( દેવેંદ્રકીર્તિ ભટ્ટારક કૃત. લખ્યો ૧૭૨૨)

(૧૯) **પદ્મપુરાણ** –**રામપુરાણ**—(ખુશાલદાસ કૃત. રચ્યો-લખ્યો ૧૭૮૩)

(૨૦) **પદ્માવતી સ્તોત્ર**—(સંસ્કૃત—પ્રાકૃત. ૧૮૧૮)

(૨૧) **પદ્માવતી કલ્પ** (સંસ્કૃત-પ્રાકૃત સચિત્ર યંત્રમંત્ર સહિત)

(૨૨) **શ્રેણિક પ્રશ્નોત્તર** (ગુણભૂષણકૃત. લખ્યો-રચ્યો. ૧૬૩૦)

(૨૩) રાસોનો મોટો પોથો (પૃ. ૩૭૪ લખાયો. ૧૭૭૭)

(૨૪) **યશોધર રાસ**-(દેવેંદ્રકવિકૃત. રચ્યો ૧૬૩૮. લખ્યો ૧૮૯૨)

(૨૫) **શાંતિનાથ ચરિત્ર**-(બ્રહ્મશ્રી જયસાગરકૃત. રચ્યો ૧૭૪૫ લખ્યો ૧૭૮૪)

(૨૬) **હરિવંશ પુરાણ રાસ**-(બ્રહ્મજિનદાસ કૃત. લખ્યો-રચ્યો ૧૫૨૦)

(૨૭) **ચંદ્રપ્રભુ ચરિત્ર** (ભટ્ટારક યશકીર્તિ કૃત રચ્યો-લખ્યો. ૧૮૫૫)

(૨૮) **સમ્યક્ત કૌમુદી**-(યશકીર્તિ કૃત હીંદી-ગુજરાતી. રચ્યો ૧૮૧૧ લખ્યો ૧૮૮૦)

(૨૯) ત્રિલોકસાર ધર્મધ્યાનવિચાર રાસ(સુમતિકીર્તિ કૃત. ૧૮૫૧માં)
(૩૦) આદિનાથ ફાગ (જ્ઞાનભૂષણ ભટ્ટારક કૃત)
(૩૧) જીવંધર રાસ (જ્ઞાનભૂષણ ભટ્ટારક કૃત)
(૩૨) સગરચક્રવર્તિ રાસ (બ્રહ્મશ્રી જયસાગરકૃત. રચ્યો ૧૭૧૭ લખ્યો ૧૭૯૮)
(૩૩) શ્રાવકાચાર રાસ (૧૭૬૯માં લખાયલો)
(૩૪) આદિનાથ રાસ (બ્રહ્મજિનદાસકૃત)
(૩૫) પંચતંત્ર (પંચાખ્યાન) (વિષ્ણુશર્મા કૃત. લખાયું ૧૮૩૧)
(૩૬) રામાયણ રાસ-(બ્રહ્મ વિનયસાગર કૃત. રચ્યો ૧૫૭૮ લખ્યો ૧૬૭૭)
(૩૭) ત્રિલોકસાર વર્ણન (જિનસેનાચાર્યકૃત. કર્ણાટકી લીપી અને સંસ્કૃત ભાષામાં સચિત્ર રચાયો ૧૬૫૪)
(૩૮) શ્રીપાલચરિત્ર-(વિજયપ્રભસુરીકૃત. રચ્યો ૧૭૩૮ લખ્યો ૧૮૭૦)
(૩૯) આદિનાથફાગ-(સોમપ્રભાચાર્યકૃત. લખાયો ૧૬૯૦)
(૪૦) ધર્મપરીક્ષા રાસ-(સુમતિકીર્તિ કૃત. રચ્યો-લખ્યો ૧૬૨૫)
(૪૧)રામપુરાણ ભાષા (બ્રહ્મજિનદાસ કૃત.) રચ્યો. ૧૫૭૮. લખ્યો ૧૮૯૦).
(૪૨) અંકાવલી તથા ગણિતના અનેક આંકો-

આ નાનકડી બુક અતીવ ઉપયોગી છે, જેમાં અઢીયાં ઉઠાં ઉપરાંત બધા આંકો, સાડાચાર કે જેને ઢોંસો કહેતા હતા તે આંક છે, તેમ દોઢા દોઢાના આંક છે, તેમ જ્યારે પરાર્ધ સુધી ૧૯ અક્ષરનાજ નામ બોલી શકાય છે ત્યારે એમાં પરાર્ધથી વધુ અક્ષરની ગણત્રી બોલી શકાય તેનાં ૫૭ જુદા જુદા નામો ઉપરાંત પલ્ય અને સાગરની ગણત્રી પણ બતાવેલી છે. (મહુવાના શાસ્ત્રભંડારમાંથી પ્રાપ્ત.)

(૪૩) સીતાહરણ વગેરે ૩ રાસનો પોથો (લખાયો ૧૭૩૨ બ્રહ્મશ્રી જયસાગરકૃત)
(૪૪) પરચુરણ કથાઓ (અપૂર્ણ, જીર્ણ અને પ્રાચીન)
(૪૫) રાસો-કથાઓનો પોથો (૧૬૦૦ ની લગભગનો)
(૪૬) આરાધનાપ્રતિબોધ કથાઓ બ્રહ્મશ્રી જયસાગર કૃત. લખાયો ૧૭૨૧)
(૪૭) બળીભદ્ર આખ્યાન (બ્રહ્મશ્રી દયાસાગરકૃત. રચ્યો ૧૭૩૨ લખ્યો ૧૭૫૭)
(૪૮) પદ્માવતીની કથા-(લખાઇ ૧૮૪૨)
(૪૯) હનુમાન કથા (સુરદાસ મુનિકૃત. રચી. ૧૬૧૬ લખી. ૧૭૪૧)
(૫૦) સંબોધિપંચાસીકા વગેરે કથાઓ ( ૧૬૬૪ની લખેલી )
(૫૧) સામુદ્રિકશાસ્ત્ર (૧૮૨૫નું)
(૫૨) લવઅંકુશવ્યાખ્યાન વગેરે (૧૭૨૮નું)
(૫૩) સમાધિતંત્ર (પર્વતધર્માર્થીકૃત. લખ્યો ૧૭૪૯)
(૫૪) હરીવંશરાસ—(બ્રહ્મજિનદાસ કૃત. રચ્યો, ૧૫૨૦)
(૫૫) પટ્ટવિધાનરાસ—(શુભચંદ્ર ભટ્ટારક કૃત. લખ્યો. ૧૭૨૧.)
(૫૬) શ્રેણિક પ્રશ્નોત્તર—(શુભકીર્તિ ભટ્ટારક કૃત. રચ્યો ૧૬૩૦. લખ્યો ૧૬૬૭)
(૫૭) લોંકામત નિરાકરણ—(સુમતિકીર્તિ ભટ્ટારક કૃત. રચ્યો ૧૬૨૭ લખ્યો ૧૬૬૭.)

(૫૮) **સમયસાર નાટક વગેરેનો ગુટકો**–(રાજમલ્લ પાંડેકૃત. રચ્યો ૧૬૧૩ લખ્યો ૧૭૧૪)
(૫૯) **હરીવંશ રાસ**—(બ્રહ્મજિનદાસકૃત. રચ્યો ૧૫૨૦ લખ્યો ૧૭૫૧).
(૬૦) **ચોર્યાશી વૈશ્ય જ્ઞાતિના નામ**—(ભટ્ટારક લક્ષ્મીચંદ્રકૃત. લખ્યો ૧૬૯૮)
(૬૧) **ધર્મપરીક્ષા રાસ**—(બ્રહ્મશ્રીચંદ્રસાગરકૃત. રચ્યો ૧૬૨૫. લખ્યો. ૧૮૨૯)
(૬૨) **લોકાનુયોગ સચિત્ર**—(જિનસેનાચાર્યકૃત)
(૬૩) **સુદર્શનચરિત્ર**—(સકલકીર્તિ ભટ્ટારક કૃત, લખ્યો ૧૫૬૪)
(૬૪) **માંડનબંધન ઉખાણુ રાસ**—(ભ. સોમતિકીર્તિ કૃત પ્રાચીન.)
(૬૫) **સમયસાર નાટક**--(બનારસીદાસ કૃત. રચ્યો ૧૬૯૩ લખ્યો ૧૭૫૧)
(૬૬) **રામસીતા રાસ**-(બહારસી ધના કૃત. લખ્યો ૧૬૫૨)
(૬૭) **પાંડવપુરાણ** (અપૂર્ણ)
(૬૮) **આદિતવાર કથા**-(બ્રહ્મશ્રી સાગર કૃત. લખાઇ ૧૬૮૧)
(૬૯) **રેણુકાનો રાસ** (બ્રહ્મજિનદાસ કૃત)
(૭૦) **આદિશ્વર સમોસરણ રચના** (સુરેંદ્રકીર્તિ ભટ્ટારક કૃત. લખાઇ ૧૭૪૭)
(૭૧) **ચંદના, ધર્મપરીક્ષા વગેરે ૯ રાસો**-(વાદિચંદ્ર, પ્રભાચંદ્ર વગેરે કૃત ૧૬૨૫ થી ૧૭૦૦ના)
(૭૨) **ધર્મધ્યાનવિચારરાસ** (ભટ્ટારક સુમતિકીર્તિ કૃત. રચ્યો ૧૬૨૭ લખ્યો ૧૬૩૬)
(૭૩) **ભક્તામરકથા** (વિનોદીલાલ કૃત ૩૮ કથાઓ. રચાઇ ૧૭૦૭ લખાઇ ૧૯૨૭)
(૭૪) **આદિશ્વર રાસ**-(બ્રહ્મચારી જિનદાસ કૃત. લખ્યો-રચ્યો ૧૭૮૫)
(૭૫) **નાટકસમયસાર**-(કવિ બનારસી કૃત. રચ્યો ૧૬૯૩)
(૭૬) **દાન-શીલ-તપ-ભાવનો રાસ**-(સમયસુંદર કૃત ૧૬૬૨)
(૭૭) **કર્મપ્રકૃતિ**-(નેમીચંદ્ર સિદ્ધાંત ચક્રવર્તિકૃત. રચ્યો ૧૬૪૧)
(૭૮) **કર્મવિપાક રાસ**-(પં. ગણેશજી લિખિત. રચ્યો ૧૮૩૪)
(૭૯) **અમરદત્તનો રાસ**-(ભટ્ટારક જયકીર્તિ કૃત. રચ્યો ૧૬૮૬)
(૮૦) **ગર્ભાખ્યાન** (રત્નભૂષણ ભટ્ટારકકૃત)
(૮૧) **મહાવીર રાસ** (શુભચંદ્રાચાર્ય કૃત. રચ્યો. ૧૬૦૯ લખ્યો. ૧૭૭૧)
(૮૨) **ગૌતમસ્વામીનો રાસ** (શ્વેતાંબરી. રચાયો ૧૪૧૨ શેઠ મગનભાઈ ધરમચંદ ઉદેચંદ ઝવેરી તરફથી પ્રાપ્ત.)
(૮૩) **રૂષિમંડળ સ્તવ** (ધર્મઘોષસુરી કૃત., શ્વે. રચાયો. ૧૭૬૧ ઉપલોજ ગૃહસ્થ તરફથી મળેલો)
(૮૪) **જંબુપૃચ્છા રાસ** (રાજચંદ્રસુરી કૃત. શ્વે.) " "
(૮૫) **ઘણાજ બારીક અક્ષરોનો સંસ્કૃત ગ્રંથ દરેક પાનામાં આસરે અઢી હજાર** અક્ષર છે.

## नकशाओनो संग्रह.

(૮૬) પટકુલાચળ પર્વતનો પટ (કાગળ ઉપર)
(૮૭) ગણત્રીનો મોટો નકશો (બહુજ ઝીણા અક્ષરે કાગળ ઉપર)
(૮૮) જંબુદ્વીપનો પટ (રંગીન)

(૮૯) શ્રુતસ્કંધ યંત્રનો નકશો. (રંગીન)
(૯૦) નક્ષત્રગણોની મેરૂની પ્રદક્ષિણાનો નકશો.
(૯૧) જંબુદ્વીપની ગણત્રીનો નકશો.
(૯૨) પદ્માવતીયંત્રનો પ્રાચીન નકશો.
(૯૩) હનુમાનનું યંત્ર (પ્રાચીન)
(૯૪) તેરહદ્વીપનો સાથીયો કપડા ઉપર.
(૯૫) અઢીદ્વીપનો નકશો રંગીન (નાનો)
(૯૬) શ્રવણ બેલ્ગુલ (જૈનબિદ્રિ-મુડબિદ્રિ)નો મોટો નકશો, શ્રી ગોમ્મટેશ્વરની ૫૨ ફુટ ઉંચી મૂર્તિના ચિત્ર સહિત).
(૯૭) શ્રી સમ્મેદશિખરજી તીર્થક્ષેત્રનો રંગીન નકશો (કાટી ઉપર, પ્રાચીન.)
(૯૮) ઐરાવત હાથી અને તીર્થંકરના જન્મકલ્યાણકના દેખાવનો અપૂર્વ, જીર્ણ અને પ્રાચીન રંગીન નકશાનો તખ્તો—

આ નકશો અતિ પ્રાચીન હોઇ મહુવાના શાસ્ત્રભંડારમાંથી મળી આવ્યો છે, જેમાં તીર્થંકરના જન્મ પછી ઇંદ્ર-ઇંદ્રાણી તેમને ઐરાવત (દરેક સૂંઢ ઉપર એકેક કમળ એવી ૧૦૮ સૂંઢવાળા) હાથી ઉપર બેસાડી મેરૂપર્વત ઉપર જન્મકલ્યાણક કરવા લઇ જાય છે તથા પાંડુકશિલા ઉપર જન્મકલ્યાણકનો થતો દેખાવ આપેલો છે. હાથીની ૧૦૮ સૂંઢો બરાબર જણાય છે અને આવું ઐરાવત હાથીનું ચિત્ર હાલ જોવામાંજ આવતું નહોતું તે મળી આવ્યું છે. ચિત્રાયાનો સંવત નથી, છતાં પણ એની જીર્ણ અવસ્થા તથા એનો કાગળ જોતાં એ ચિત્ર ચારસો પાંચસો વર્ષ ઉપરનું તો હોવુંજ જોઇએ એમ અનુમાન થાયછે.

(૯૯) સમવસરણનો મોટો રંગીન પટ-(આ કપડા ઉપરનો રંગીન પટ ઘોઘામાં ચંદ્રપ્રભ ચૈત્યાલયમાં સં. ૧૫૫૦ માં ચિત્રાયલો પ્રાચીન છે, જેનું ચિત્રકામ ઉત્તમ છે. સમવસરણની રચનાનો દેખાવ આબેહુબ રીતે ચિત્રેલો છે. (મહુવામાંથી પ્રાપ્ત.)

(૧૦૦) ત્રણ લોકનો મોટો સચિત્ર નકશો—[જૈનમતાનુસાર લોકસ્વરૂપ]

આ નકશો કાગળ ઉપર જીર્ણ અવસ્થામાં મહુવામાંથી પં. માણેકલાલ મોહનલાલ પાસેથી મળી આવેલો, તેને કપડાં ઉપર મઢી લઇ મોટા પડદારૂપે બનાવેલો છે, જેમાં ઉર્ધ્વ, મધ્ય અને અધોલોકનો દેખાવ આપેલો છે અને ઉપરથી જોતાં (૧) સિદ્ધગતિમાં જે અવસ્થાથી ગમન થાય છે. તેની અવગાહના, (૨) પાંચ અનુત્તર વિમાનનો દેખાવ, (૩) જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટના ભેદથી નવ ગ્રૈવેયકનો દેખાવ, (૪) સોળ સ્વર્ગનો દેખાવ. (૫) મધ્ય લોકનો દેખાવ, (૬) સાત નર્કનો દેખાવ, (૭) નિગોદનો દેખાવ. આ આખો દેખાવ મનુષ્યાકારે હોઇ એક બાજુએ સંસારવૃક્ષ (મોહરસ સ્વરૂપ)નું તથા બીજી બાજુએ ષટ લેશ્યા સ્વરૂપનું એમ બે મોટાં, આકર્ષણીય અને અતીવ બોધપ્રદ ચિત્રો છે.

(૧૦૧) જંબુદ્વીપનો નકશો.
(૧૦૨) અઢીદ્વીપનો નકશો.
(૧૦૩) અઢીદ્વીપનો મોટો નકશો (રંગીન)

ऐसा हो सकना संभव है ? भाई साहेब, नियम तो सर्व साधारणसे पालन हो सकें इसप्रकार होना चाहिये, क्योंकि महावीर प्रभुका उपदेश किसी व्यक्ति विशेषके लिये नहीं किन्तु सर्व साधारणके लिये है और तो क्या समवशरणमें पशुवोंने भी उनकी वाणीसे लाभ उठाया है, भील चाण्डालादिने भी लाभ लिया है। देखो, कथाग्रन्थोंमें क्या लिखा है ? क्या ये ग्रन्थ केवल पढ़ लेने मात्रसे ही कल्याण हो जायगा ? क्या अहिंसा या दया दया कहनेसे जीवोंकी दया (रक्षा) हो जायगी ?

टेक०---नहीं, न होगी, तब क्या जो लोग पढ़ते हैं, वह सब निरर्थक है ?

जय---सर्वथा निरर्थक तो नहीं है, परंतु ग्रन्थोंका उलटफेर होने या सम्हाल होते रहनेके सिवाय कुछ भी विशेष लाभ नहीं है, क्योंकि पढ़नेवाले जबतक तर्क वितर्कके साथ न पढ़ेंगे, जबतक पठित विषय कौन विचारेंगे, और धर्मके अनुसार यथाशक्ति चलने, तथा धर्मशास्त्रोंसे विरुद्ध हानिकारक प्रथावों ( रूढ़ियों ) कौन छोड़ेंगे तबतक यथार्थ लाभ न होगा। पढ़नेंका मतलब ही यही है कि उससे कुछ लाभ उठाया जाय । देखो, हमारे देशके अनेक ग्रन्थ ( जिनमें जैनग्रन्थ भी बहुत हैं ) विदेशोंमें गये और उनको पढ़ कर विदेशी लोगोंने अपने आपको उन्नतिके शिखर पर चढ़ा लिया और हम लोग ऊंघते ही रह गये ।

टेक०--क्या धर्मग्रन्थोंको पढ़नेसे हमारे व्यवहारिक कार्योंमें भी सहायता मिल सकती है ?

जय०--निसन्देह, क्योंकि हमारे ग्रन्थोंमें धर्म, अर्थ, काम और मोक्ष चारों पुरुषार्थोंका वर्णन है, और हमारे ग्रन्थ मोक्षके साधक और धर्मसे अविरुद्ध व्यवहारके विरोधी नहीं हैं, न हमारे धर्ममें कोई बात दण्ड नीतिसे किसीके पीछे लगाई जाती है किन्तु जिससे जितना होसके यथाशक्ति पालन करे। धर्मग्रन्थ व गुरू तो वस्तुका यथार्थ स्वरूप बतला देते हैं, परन्तु प्रेरक नहीं होते हैं।

टेक०--तब अबकी श्रुतपंचमी पर हमारा क्या कर्तव्य होना चाहिये ?

जय०--भाई साहेब, हमारी तो राय यह है कि इस उत्सव पर प्रत्येक स्थानमें एक एक वांचनालय ( जिसमें समस्त जैन और सर्वोपयोगी अजैन पत्र मंगाये जायं ) और पुस्तकालय ( जिसमें जैनग्रन्थोंके सिवाय अन्यान्य उपयोगी पुस्तकें जीवनचरित्र, इतिहासादि भी रहें ) खोले जायं जिससे स्वदेश विदेशके समाचार प्रत्येक प्रकारके विदित होते रहें, और जीवनचरित्र व इतिहासोंसे अपनी उन्नतिके विचारोंको व्यक्त करनेका अवसर आवे-अनुकरण करनेका अवसर आवे। इससे हमारे

विचारोंमें फेरफार होगा, ज्ञानकी वृद्धि होगी और व्यापारादिकी भी वृद्धि होगी, मनोरंजन भी होगा और सभ्यता व शिष्टता भी बढ़ेगी।

टेक०—भाई, जैन पत्र व पुस्तकें रखना तो ठीक है परन्तु अजैन रखनेसे क्या लाभ?

जय०—लाभ तो बहुत है, प्रथम तो यही बात है कि जिन बातोंको हम सत्यार्थ मानते हैं, क्या उन्हें और भी कोई मानता है या नहीं? इससे हमारे मतकी पुष्टि होती है। दूसरे हमारे मतका यदि कोई विरोधी है तो वह किस युक्तिसे विरोध करता है यह जानकर हम अपने पक्षके मंडन और परपक्षके खंडनका उपाय सोच सक्ते हैं। तीसरे यदि कहीं हम ही समझनेमें भूलकरगये होवे तो अन्य विद्वानोंके विचारोंसे हम अपने विचारोंको सुधार सकते हैं। चौथे इसी निमित्तसे हमारे धर्मग्रन्थोंको अजैन विद्वान पढ़कर अपने विचारोंको बदलेंगे और वे जो अबतक विना समझे हम लोगों व हमारे धर्मसे घृणा करते हैं सो जब वे हमारे ग्रन्थोंमें यथार्थ बातको देखेंगे तब घृणा करना छोड़ देंगे इससे परस्पर मैत्रीभाव बढ़ेगा। पांचवे जब कि हम उन्हें (अजैनोंको) लाभ पहुंचानेकी चेष्टा करेंगे, तो वे भी आपके कार्योंमें विरोधी न होकर उल्टे सहायक होंगे, और व्यवहार व व्यापार परस्परके मेल विना चल नहीं सकता है, इसलिये मेल भी बढ़ेगा इत्यादि और भी अनेक लाभ हैं।

टेक०—क्या ऐसी कोई संस्थाएं कहीं खुली हैं?

जय०—जी हां, खंडुवाके जैनबालकोंने, नरसिंहपुरकी जैनहितैषणीसभाने और रतलामके मानिकचंद पानाचंद दि. जैन बोर्डिंग हाउसने हालहीमें खोली हैं और भी अनेक स्थानोंमें ऐसी संस्थाएं खुल रही हैं।

टेक०—भाई, अब तो जाउंगा, कुछ काम भी आवश्यक है। देखो, आप कुछ जल्दी आना, अपनको अभी बहुत काम करना है, मंडलविधान पूरना है, शास्त्रोंको सम्हालना, वेष्टन बदलना, जीर्ण पत्रोंको सुधारना व नये लिखकर रखना, गिन्ती मिलाना, सुरक्षित करके रखना, सूची तैयार करना इत्यादि, जिससे दिनके दिनको सब काम तैयार रहे। उस दिन प्रातःकाल श्री जिनवाणी माताकी पूजा व कीर्तन करेंगे, सांझको सभामें उपदेश करके पुस्तकालय तथा वांचनालय स्थापित करनेके लिये निवेदन करेंगे, और भी कुछ कहना है तो कहिये।

जय०—कहना तो बहुत है, परन्तु जो हो जाय सो ठीक है०।

टेक०-होना होगा सो तो होगा ही, परन्तु अपने कहनेमें क्या जावे, आज न सुनाई होगी तो कल होगी, परसों होगी, कभी तो होगी, न भी होगी तो पुण्यबंध तो अपनको होगा ही, क्योंकि अपने भाव तो अच्छे हैं, उद्योग तो अच्छा है—

जय०-हां, इसमें क्या सन्देह है। अच्छा, तो एक प्रस्ताव जैनग्रन्थप्रकाशिनी संस्थाओंकी सहायतार्थ भी रखना चाहिये, जैसे माणिकचंद हीराचंद जैन पुस्तकमाला—बम्बई, सनातनजैनग्रन्थमाला—काशी, इत्यादि और दूसरा प्रस्ताव यह भी कि जैनपत्रोंके विशेष प्रचारार्थ उपहार देने इत्यादिका भी कुछ विचार किया जाय, क्योंकि उन्नतिके साधक समाचार पत्र विशेषरूपसे होते हैं। तात्पर्य तो यह है कि जिस प्रकार हो सके हमें जिनवाणीका प्रचार करना चाहिये इससे उभय लोकका सुख निज परको प्राप्त होता है।

टेक०-बहुत अच्छा, अब मैं जाता हूं, जुहारू।

जय०-जुहारु, भाईसाहेब जुहारु।

नोट—दोनों मित्रोंकी कैसी प्रेमपूर्वक वार्तालाप हुई है इसपर पाठकगण विचार करेंगे और कुछ लाभ उठावेंगे।

भवदीय सेवक—
दीपचंद परवार—नरसिंहपुर (C. P.)



## विद्यार्थी अने तेनी स्थिति.

હિંદુસ્તાનની શિક્ષણ પદ્ધતિ અને ઇંગ્લાંડની શિક્ષણ પદ્ધતિમાં તેમજ સમાજના રીતરિવાજોમાં ઘણો ફેર છે. ઇગ્લાંડની વાત નહીં કરતાં એટલુંજ કહેવાનું કે અહીં જે ઇંગ્લીશ એજ્યુકેશન (કેળવણી) આપવામાં આવે છે. તેમાં કેટલીક પડતી મુશ્કેલીઓ તેમજ સાધારણ રીતે જ્ઞાન મેળવવામાંજ ઘણી મુશ્કેલીઓ પડે છે. વિદ્યાર્થીની ઉમર જ્યારે આશરે ૧૮ વર્ષની થાય છે ત્યારે તેના માબાપો તેને કમાતો અથવા પરણેલો જોવા ઇચ્છે છે. જો કે ઘણી વખત તો પરણવાની બાબત તેમના હાથમાં હોવાથી તેમની મરજી પ્રમાણે વહેલાં કરી દે છે, પરંન્તુ તેને ૧૮ વર્ષના ઉમરમાં મેટ્રીક પસાર કરેલી હોય છે જે ફક્ત ભાષાનુંજ જ્ઞાન હોય છે, એમાં વિચારની તેમજ કલ્પનાની શક્તિ ખીલતી નથી, તેથી ઘણાખરા તો ગરીબ ઘરના હોય તો ત્યાંથી મુકી દેવું પડે છે પછી તેમની સ્થિતિ ધોબાનો કૂતરો નહીં ઘરનો કે નહીં ઘાટનો ” એવી થાય છે. અઢાર વરસની ઉમર થઈ ત્યાં સુધી તેઓ વ્યાપાર એટલે શું એટલું પણ સમજતા નથી. ગુજરાતી ભાષાનું તો ભાન કયાંથી હોય, કારણકે સીક્સ્થ્ અને સેવન્થ્ જે વખત ભાષાજ્ઞાન મેળવવાનું યોગ્ય થાય છે ત્યારે તેમને ઇંગ્લીશ એકરદ્ધા ચોપડીઓ વાંચવી પડે છે એટલે ગુજરાતી સાહિત્યનું તો બીલકુલ નામજ દેવાતું નથી ત્યાર પછી કોલેજ લાઇફમાં તો નેવેજ મુકવાનું. આથી સાહિત્યની વૃદ્ધિ થતી અટકે છે. આથીજ ગુજરાતી સાહિત્ય, સાક્ષર અને કવીઓની ખોટ પડે છે. આમાં તેઓ બિચારા શું કરે, દરેક પ્રકારનું જ્ઞાન ઇંગ્લીશ ભાષાદ્વારા અપાય છે. જ્યારે તેઓની ઉમર

૧૮ વર્ષની થાય, ત્યારે તેઓને વેપારની સુજ નહીં, પોઝીશન જાળવવાની મોટી બીક, ઉદ્ધતાઈ તો સ્વભાવિકજ હોય, તેમજ અંતમાં તો હાડકાં પ્રથમથીજ ખોટાં હોય એટલે પછી રૂ. ૧૫ કે ૨૦ની નોકરી સિવાય તેમને બીજું કાંઇ સુઝતું નથી. ધારો કે કોઈ છોકરો ઉદાર ગૃહસ્થની મદદે મેટ્રીકથી આગળ વધે, તોપણ શું એ શહેર બહાર નિકળે, ફરવા નિકળે, કોલેજમાં જવા નિકળે, ત્યારે પણ એના મનમાં પૈસા કેમ કમાવા, આપણા બૈરી છોકરાં તથા માબાપનો ખરચ કેમ પૂરો પાડવો, એ વિચારમાં ગુંચાયલો રહે છે. ઘણી વખત તો વાંચતા વાંચતા તેમજ ક્લાસમાં ધ્યાન આપતાં પણ એ વિચાર ચાલ્યા આવે છે. હવે એ બિચારો પોતાના આ વિચારને શાંત કરવામાં અથવા તો, પોતાની યાદદાસ્ત સાથે અથવા કલ્પનાશક્તિ ખીલવવામાં ધ્યાન આપે. આથી તેઓનું મગજ ખવાઇ જાય છે અને ઉત્તમ પ્રકારની કેળવણીને માટે નાલાયક બનતું જાય છે. એ પછી ગમે તો દિવસના ૧૮ કલાક વર્ક કરી બી. એ.માં સેકન્ડકલાસ આવે પરન્તુ કેળવણીથી જે લાભ થવો જોઇએ તે થતો નથી. તેમની સ્થિતિ ઘણી વખત જેમને મેટ્રીક પસાર કરી અભ્યાસ છોડી દીધો હોય છે, તેનાથી વધારે ખરાબ થાય છે કારણકે એ વધારે જંજાળી હોય છે. મગજ હંમેશાં શાંત, હલકું અને નિર્દોષ હોય ત્યાં સુધી આગળ સુધારવામાં તેમજ જ્ઞાનમાં વધી શકે છે. કેળવણી મેળવી શકે છે. આ પ્રમાણે સાધારણ રીતે મુસ્કેલીઓ નડે છે. પછી એમ પણ બને છે કે "Poverty is the Mother of invention કેટલોક વખત તેઓ એટલી બધી ખંતથી મહેનત કરે છે કે તેઓ પોતાની અદ્રશ્ય પામેલી શક્તિઓને પાછી મેળવી શકે છે, પરન્તુ તેનું પ્રમાણ ઘણું થોડું છે. ઘણા ગ્રેજ્યુએટોને તો દુનિયાદારીનું ભાન પણ હોતું નથી. એનું કારણ નહીં કે તેઓ ફીલોસોફર છે, પરન્તુ તેઓ ફકત બુક વર્મ તરીકે કામ કર્યા કરે છે અને પછી જ્યારે કોલેજ લાઇફ પુરી કરે છે ત્યારે એમની બુદ્ધિને અથવા તો વિચારોને **નોકરી સિવાય બીજું કાંઈ સાધન સુજતું નથી.** કોલેજો તેમજ સ્કુલો જો ન નીકળી હોત તો કલાર્કની ઘણી ખોટ પડત. આ રીતે **આર્થિક સ્થિતિમાં પડતી** આવે છે. જે લોકો કેળવાયલામાં ખપે છે તેઓ વેપાર એટલે શું એ સમજતા નથી. જેઓ વેપારી તરીકે ઓળખાય છે તેઓ જ્ઞાન એટલે શું અથવા તો વેપારની કેળવણી કેવી રીતે થાય એનું ભાન હોતું નથી. ફકત તેઓ માંહોમાંહે લડી મરી એકબીજાનું છળ કપટથી મારી ખાય છે. કારણ કે તેઓને પરદેશ એટલે શું? પરદેશ સાથે વેપાર એટલે શું? વગેરેનું ભાન હોતું નથી. આ રીતે આર્થિક સ્થિતિની પડતી થવાનું એક કારણ આ પણ થઈ પડે છે. ત્યાર પછી સમાજની સ્થિતિ પણ બગડવામાં કેટલીક વસ્તુઓ કારણભૂત થાય છે. જો કે **હાલમાં અપાતી કેળવણી તદ્દન તુચ્છકારી કાઢવાની નથી પરન્તુ હિન્દુસ્તાનને માટે યોગ્ય નથી.** "ના મામા કરતાં કાણાં મામા હજાર દરજ્જે ઉત્તમ છે." અંગ્રેજ લોકના સમાજના રીવાજ તથા કેળવણીની પદ્ધતિ પણ ઘણી ફેરફારવાળી હોય છે. તેઓમાં લગ્નની છુટ, જોઈન્ટ ફેમીલી સીસ્ટમનો અણબચાવ તથા માબાપોએ કલ્પેલી છોકરાઓની વિદ્યાર્થી અવસ્થા તેમજ ફરજ્યાત કેળવણી એ ઘણે દરજ્જે આવા પ્રકારની કેળવણીને અનુકૂળ છે. બલ્કે અઢાર વર્ષ સુધી તેઓને **ફરજ્યાત કેળવણી** તેમજ માબાપોની લગ્નની બાબતોની છુટ પણ ઘણી હોય છે. માટે એ તેમને માટે લાયક છે. બીજું તેમને માતૃભાષામાં શિક્ષણ મળે છે અને જેટલું આપણે બી. એ. થઈને જ્ઞાન મેળવીએ છીએ એટલું તેઓ મેટ્રીક સુધીમાં મેળવી શકે એમ છે. આપણો વાંચવાનો ઘણોખરો વખત ભાષા સમજવામાં જાય છે, તેથી કરીને તેઓને બી. એ. થતાં સુધીમાં પોતાના સાહિત્યનું તેમજ બીજા પ્રકારના સાયન્સ ઇત્યાદિનું જ્ઞાન સારૂં થાય છે.. આપણું અને તેમનું સાહિત્ય, કવિની સંખ્યા તેમજ સાક્ષરોની સરખામણી કરીશું. તો આનું પરિણામ જણાઈ આવશે.

D.

## उपदेशक पं. पिताम्बरदासजीका रिपोर्ट।

(ता. ९ फरवरीसे १५ अप्रेल तक।)

पिपरई-जन सं. १६५ है। एक व्याख्यान सभा की। स्वाध्याय तथा अष्टद्रव्यसे पूजन करनेका नियम १५ भाईयोंको है। जैन पाठशाला स्थापित करनेकी ओर पंचायतीका चित्त आकर्षित किया।

पछार-जन सं. ५०० है। दो व्याख्यान-सभायें और एक शास्त्रसभा की, जिनमें निम्न विषयोंपर व्याख्यान किये-विद्यादान, अहिंसा-धर्म और सदाचार। स्वाध्यायका नियम ५० को और अष्ट द्रव्यसे पूजन करनेका नियम २० भाईयोंको है। पढ़नेयोग्य लड़के ४० व १२ लड़कियां हैं। बड़ेही खेदकी बात है कि पंचायतीका ध्यान जैन पाठशाला स्थापित करनेकी ओर कईवार दिलाया गया पर वह किसी भी रूपसे सफल नहीं हुआ। ६ भाइयोंसे ६) मोरेना पाठशाला के सहायतार्थ प्राप्त हुए तथा पंचायतीने 'जैन मित्र' और एक भाईने 'दिगंबर जैन' मगाना स्वीकार किया।

साडोरागांव—जन सं. १३४। शास्त्रसभा तथा दूसरी व्याख्यानसभा की जिससे १५ भाइयोंने नहाकर रसोई कराना स्वीकार किया और १२ ने स्वाध्यायका नियम लिया। जैन पाठशाला स्थापित करनेके लिये प्रेरणा की तो १२) मासिक चंदा स्वीकार हुआ, इसलिये अध्यापककी यहां जरूरत है। १) मोरेना पाठशालाको अन्ना।

बजरंगगढ—जन सं. २२५ मंदिर ३। दो व्याख्यान सभायें और एक शास्त्रसभा की। स्वाध्यायका नियम २५ भाइयोंको है। पाठशालाका निरीक्षण किया। फल भी सामान्य रूपसे अच्छा है। यहां श्री शांतिनाथस्वामीका विस्तीर्ण मंदिर है जिसमें ३ प्रतिबिम्ब कायोत्सर्गासन शान्तिनाथ, कुंथनाथ और अरहनाथके बड़े ही वैराग्य पथ प्रदर्शक हैं। इन मूर्तियों और मंदिरकी प्रतिष्ठा वि. सं. १२०० में शेठ पाडासाजी परवारने कराई है। यह स्थान अतिशयक्षेत्रके नामसे इस प्रान्तमें प्रसिद्ध है।

गुना—जन सं. ४०० मंदिर २। दो व्याख्यानसभायें की जिसमें स्वध्याय और सदाचारप्रचार पर व्याख्यान कहे। स्वाध्यायका नियम ३० भाईयोंको है तथा कई ग्रहणियोंने स्नान कर रसोई करना स्वीकार किया। यहां जैन पाठशाला स्थापित है। अध्यापक, मंत्री तथा भाई घासीलालजी पाठशाला स्थापित करनेके कार्यमें प्रशंसनीय है। पंचायतीसे ७) उपदेशक फंडको प्राप्त हुए।

रुठयाई—जन सं. २५। दो शास्त्रसभायें की। स्वाध्यायका नियम ६ भाईयोंने स्वीकार किया।

राघोगढ—जन. सं २५० मंदिर १। एक शास्त्रसभा और दूसरी व्यायख्यानसभा की, जिसमें स्वाध्याय और संस्कार विषय पर व्याख्यान कहा।

स्वाध्यायका नियम ३५ भाइयोंको है तथा कई श्राविकाओंने स्नान कर रसोई करना स्वीकार किया। यहां खीचीवाड़ा प्रां.सभाका दफ्तर व उसके मंत्री शेठ हीरालालजी रहते हैं तथा आप की तरफसे एक जैन औषधालय भी स्थापित है। जैन पाठशालाका निरीक्षण किया। पढाई बाल-

योध जैनधर्मकी है, अध्यापक पं. हरिश्चंद्रजी धर्मोत्साही हैं।

**धनोंवदा**–जन सं ७० । शास्त्रसभा और दूसरी व्याख्यानसभा की। कुरीति त्याग और स्वाध्याय प्रचार पर लोगोंका चित्त आकर्षित किया जिससे एक भाईने शास्त्र पढना और ८ने श्रवण करना स्वीकार किया तथा दो गृहणियोंने स्नान कर रसोई करना व दुहरे छनेसे पानी छानना स्वीकार किया—

**छबरा**–जन सं १००, मंदिर १। दो व्याख्यान कुरीति त्याग व स्वाध्याय प्रचार पर कहे। स्वाध्यायका नियम १२ भाइयोंको है। पाठशाला स्थापित करनेकी पंचायतीसे प्रेरणा की तो १२) मासिक पर अध्यापक तजवीज कर पाठशाला खोलना स्वीकार किया। दो भाईयोंसे २) उपदेशक फंडको प्राप्त हुए।

**बारां**–जन सं. २७५ मंदिर ३। शास्त्र सभा और दूसरी व्याख्यान सभा की। स्वाध्याय का नियम ४० भाइयोंको है। वहां जैन पाठशाला स्थापित है, जिसमें १५ लड़के व १० श्राविकायें पढती हैं। अध्यापक विधर्मी ब्राह्मण होनेसे धर्मशिक्षण देनेमें वह लाचार है। दो भाइयोंसे २) मोरेना पाठशालाके सहायतार्थ आये। बारां श्री कुन्द २ स्वामीका पवित्र स्वर्ग स्थान है। वस्तिके बाहर नशियां व मंदिर है जिसमें श्री कुन्द २ महा मुनिकी पद्मासन शान्त मूर्ति प्रतिष्ठित है।

**मांगरोल**–जन संख्या २५। शास्त्रसभा और दूसरी आमसभा की, जिसमें होली और भारतिय हिन्दू इस विषय पर व्याख्यान कहा, जिससे सर्व साधारणों पर कुरीति त्यागका अच्छा असर पडा तथा महाराजसिंह नामके आर्यसमाजी महाशयने जैनधर्मके सिद्धांतो पर कई शंकायें प्रगट की जिसके समाधान भी भले प्रकार किये गये। पंचायती द्वारा ३॥≈ उपदेशक फंडके सहायतार्थ आये।

**अतिशयक्षेत्र चांदखेडी**-खीचीवाड़ा प्रां. सभाके वार्षिकोत्सवमें शामिल हुआ। पं. लक्ष्मीचंदजी, कुंवर दिग्विजयसिंहजी आदि विद्वानोंके व्याख्यान तथा शास्त्रसभायें हुईं। सभाकी दो बैठकें देखी और कई प्रस्ताव उपस्थित किये गये परंतु अमलमें लाने योग्य कोई भी प्रस्तावका रूप दिखाई नहीं दिया। वेश्यानृत्य जैसी स्थूल कुरीतिके दूर करनेका सभाने प्रश्न ही दूर कर दिया अतएव सभाके संचालकोंको फिजूलखर्ची और उसकी जननी कुरीतियोंके त्याग पर हमेशा ध्यान देना चाहिये। त्यागी मुन्नालालजीका केशलोंच हुआ और इसी समय त्यागीजीकी प्रेरणासे अनुमान १२००) का चंदा चांदखेड़ीजीमें पाठशाला खोलनेके लिये स्वीकृत हुआ। खीचीवाड़ा सभासे ११) उपदेशक फंडके सहायतार्थ प्राप्त हुए।

**झालरापाटन छावनी**–ऐलक चन्द्रसागरजीके केशलोंच उत्सव पर मैं तथा कुंवर दिग्विजयसिंहजी, पं. रामनाथ शर्मा, बाबू गेंदनलालजी भी उपस्थित हुए। कुंवर सा. के और मेरे ३ व्याख्यान आमसभामें हुए तथा सनातनी और आर्यसमाजियोंकी ओरसे आयी हुई शंकाओंके समाधान कुंवर सा. ने भले प्रकारसे किये। ऐलक चन्द्रसागरजीके समक्ष कुंवर दिग्विजयसिंहजीने ब्रह्मचर्य प्रतिमा अवलम्बन की और ऐलकजीने मुनिमुद्रा (लंगोट त्याग) प्रगट करते हुए केशलोंच किया तथा झालरापाटनके राज्यमें चहूं ओर ३२ मील विहार करनेका दिग्व्रत धारण किया। पंचायतीसे ११) उपदेशक फंडमें आये।

**झालरापाटन**–जन सं. ५७५ मंदिर ४। कुंवर दिग्विजयसिंहजीका तथा मेरा व्याख्यान हुआ। स्वाध्यायी भाई १५० के हैं। यहां सेठ हीरालालजी जैनसिद्धान्तोंके अच्छे विद्वान हैं। तथा श्री शान्तिनाथस्वामीका बृहत् मंदिर वि. सं ११०३ का है जिसमें ७ हस्तप्रमाण कायोत्सर्ग प्रतिबिम्ब है। श्री शान्तिनाथ विधा-

लय, औषधालय, सरस्वतिभवन स्थापित हैं। श्रीमती शंकराबाई आनरेरी तौरसे कन्याशालामें धर्मशिक्षण देती है। बाईजीका यह कर्तव्य सराहनीय हैं। सेठ लालचंदजी नवयुवक और धर्मानुरागी प्रतीत होते हैं। क्या ही अच्छा हो यदि ये धर्मशास्त्रका अभ्यास करने लगे तो थोड़े ही समयमें सुवर्ण और सुगन्धके चरितार्थको प्रगट कर सकते हैं।

पंचपहाड़–स्टेशन पर ३–४ दूकान सिर्फ जैन भाईयोंकी हैं। रातको 'पांच पापका त्याग ही सच्चा धर्म है!' इस विषयपर एक सार्वजनिक व्याख्यान किया। २) मोरेना पाठशालाको आये तथा एक भाई ' दिगंबर जैन ' का ग्राहक हुआ।

भानपूर–जन सं. २५५। यहांके रथोत्सवमें शामिल हुआ। तीन व्याख्यान सभायें की। मि. अम्बलनेर कर मुन्सिफ द्वारा जैनधर्म पर किये हुए प्रश्नोंके उत्तर जाहिर सभामें भले प्रकार दिये गये। यहां जैन पाठशाला स्थापित है। श्रीमती भूरीबाई इन्दौर इस पाठशालाके स्थापित करानेमें सहायनीय है स्थानीय और मेलेके भाइयोंसे २८) श्राविकाश्रम बम्बईके सहायतार्थ तथा १) संकट निवारण फंडको प्राप्त हुआ, बाबू रेशमीलालजी और सुखसंपत्तिराय भंडारी उत्साही सज्जन है।

गरोठ–जन सं. १५० मंदिर २। रातको 'ग्रहस्थके षट् नित्य कर्म' पर व्याख्यान कहा जिससे ८ भाईयोंने स्वाध्याय करना स्वीकार किया और एक शास्त्र सभा और की। पंचायतीसे श्राविकाश्रमके सहायतार्थ ४॥) प्राप्त हुये। एक भाई ' दिगंबर जैन ' का ग्राहक हुआ।

महत्पुर–जन सं. ७१। दो व्याख्यान सभायें और एक शास्त्रसभा की। स्वाध्यायका नियम १५ भाइयोंको है। यहां जैन पाठशाला स्थापित है। परीक्षाफल सामान्य है। पंचायतसे ८) तथा एक वर्षके लिये १) मासिक सेठ हजारीमल मेघराजजीकी ओरसे श्राविकाश्रम बम्बईको सहायता स्वीकार हुई।

खाचरोद–जन सं. ५० मंदिर २। रातको मिथ्यात्व त्याग व स्वाध्यायप्रचार पर व्याख्यान कहा जिससे ५ भाईयोंने स्वाध्याय करना स्वीकार किया। एक भाई ' दिगंबर जैन ' का ग्राहक हुवा।

दोहद–गृह सं. १० जन सं. २५०। दो व्याख्यान सभायें की। स्वाध्यायका नियम २५ भाइयोंको है। यहांकी पाठशाला अध्यापक न होनेसे बंद है इसलिये प्रा. सभाको अध्यापक भेजना चाहिये।

सूरत–गृह सं. ९० जन सं. ३०० मंदिर सं. ७। रातको चंदावाडी धर्मशालामें एक व्याख्यानसभा की। स्वाध्यायका नियम २५ भाइयोंको है। वर्तमान महावीरजयन्ती उत्सवमें एक जैनहितवर्द्धक मंडल स्थापित हुवा है जिसमें तीनों संप्रदायके जैन भाई सामिलित हैं। फूलकोर कन्याशालाका निरीक्षण किया। परीक्षाफल संतोषजनक है। बालिकाओंके उत्तेजनार्थ सम्पादक ' दिगंबर जैन ' की ओरसे पुस्तकें पारितोषकमें दी गई। 'दिगंबर जैन' पत्रकी आफिस देखी। प्रायः सब ही कार्य उसके आनररी सम्पादक थोडे खर्चसे अच्छे कर रहे हैं। यह सब ठीक होते हुये भी यहांके दिगम्बर समाजमें धार्मिक रुचि न्यून व अनैक्यता भरपूर है।

विशेष–खीचीवाडे प्रान्तकी परवार जाती व राजपूतानेकी बघेरवाल और खंडेलवाल जैन जातिमें सदाचार की हीनता दिन प्रतिदिन होती जा रही है। यहांतक कि ये लोग न्हाना धोना भी भूलते जा रहे हैं, धर्मज्ञानकी न्यूनता और आर्थिक दरिद्रता तथा कुसंस्कारोंसे इतनी अधिक पीडित हैं कि शूद्र जाति जैसी प्रवृतियां इन लोगोंमें पाई जाती हैं, अतएव जगह २ की पंचायतियोंको उचित है कि जातीय दबाव डालकर इन कुप्रथाओंके दूर करनेका प्रयत्न करें। समाज सेवक—

ठाकोरदास भगवानदास झवेरी
मंत्री, उपदेशक विभाग, जौहरीबाजार-मुंबाई.

इस वर्षके ग्राहकोंको हिन्दी-गुजराती भाषाकी ८ पुस्तकें उपहारमें मिलेंगी।

॥ श्री वीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक




# The Digamber Jain.

युतं सुलेखै विविधैश्चचित्रै, दिगम्बरंजैन मिदं सुपत्रम् ।
प्रभो ! महावीर ! ! तव प्रभावात्, समुच्चमामुन्नतिमातनोतु ॥

| वर्ष ८ मुं. | वीर सं. २४४१. आषाढ. विक्र. सं. १९७१. | अंक-९ मो. |
|---|---|---|




**चातुर्मास-कर्तव्य.**

वर्षना बार महिनाना त्रण विभाग पडेला छे, जेमां प्रथम शियाळो (शीतरुतु), पछी उन्हाळो (ग्रीष्मरुतु) अने ते पछी चोमासुं (वर्षारुतु) आवे छे, तेमा वर्षारुतुना एटले अषाड, श्रावण, भाद्रपद अने आश्विन मास ए चार महिना एवा छे के जे दिवसोमा दरेकने घणु करीने अवकाश होय छे केमके आ रुतुमा जळवृष्टिने लीधे पृथ्वी नरम थवाथी जीवमयी थई जाय छे, जेथी आ महिनामां लग्न, प्रतिष्ठा महोत्सव, रथोत्सव वगेरे कार्यो थतां नथी तेम व्यापार-धंधाथी पण दरेकने फुरसद होय छे. वळी आपणा केटलांक व्रतो जेवां के अष्टानिका, दशलक्षणिका, षोडशकारण, रत्नत्रय वगेरे व्रतो त्रणे रुतुमां करवाने शास्त्रकारोए फरमावेलुं छे, छतां पण मात्र अष्टानिका सिवाय ते मानवानो खास रिवाज वर्षारुतुमां पडी गयो छे, जेनुं खास कारण सर्वेने मळती फुरसदने लीधेज हशे. हवे आ चार मासमां जळवृष्टिने लीधे पृथ्वी नरम थई जवाथी तेमां सूक्ष्म जीवोनी उत्पत्ति घणीज थाय छे, तेने बचाववा खातर आपणा मुनि, त्यागी, भट्टारको, ब्रह्मचारीओ वगेरे एकज स्थळे [illegible] तेओए अषाड सुद ८ [illegible] सुधी एकज गाममा रही धर्मध्यानमां अने श्रावकोने उपदेश आपवामां पोतानो समय व्यतीत करवानो छे, त्यारे आजकाल तो एम मालूम पडे छे के मुनि, त्यागी तो गण्यागांठ्या छे, भट्टारको तरफथी उपदेशनी आशा भाग्येज रखाय छे अने ब्रह्मचारीओनी संख्या पण विशेष नथी तेमा केटलाक साधारण जाणकार होवाथी मात्र अमुक ब्रह्मचारीओद्वाराज उत्तम उपदेश अपातो जोवाय छे एटलेके आपणामां गामेगाम धर्मोपदेश आपनारनी घणीज न्यूनता छे, जेथी श्रावकोनेज पोतानुं रगस्युं गाडुं गमेतेम चलाववुं पडे छे.

લાલજીની જીંદગી સહિસલામત રાખવા માંગતા હો અને તેમની અબળા ગુલાબબાઇ અને કુમળાં બાળકોની દયા આવતી હોય, તો 'નિદ્રાનિદ્રામાં' ફસાયલા સમાજહિતૈષીઓ જાગો! "આળસુપણાથી અને બહુ નિદ્રાની ઇચ્છાઓ કરવાથી દર્શનાવરણીય કર્મ બંધાય છે, નિદ્રાથી આત્માનો ઉપયોગ વૃથા જાય છે, નિદ્રા એ જીવતાની મરણાવસ્થા છે." જૈન શાસનમાં વર્ણવાયલી આ ભયંકર નિદ્રામાં શું કોઇ પણ જૈનને પડી રહેવું યોગ્ય છે? **'જીવતાને મરણાવસ્થા'** બનાવનારી નિદ્રા અર્જુનલાલનો અંત કાળ આવશે ત્યાં સુધી શું નહીંજ મુકાય? જુઓ, જુઓ! **મહર્ષિ દાદાભાઈ શું કહે છે-'માંગો, મળશે'** વળી લોકવાયકા શું કહે છે? **'માંગ્યા વગર તો માએ ન પીરસે'** આ સુવર્ણ વચનોને શીરસાવંદ્ય ગણી મારૂં તારૂં મૂકી દઇ **'હિંમતે મરદા તો મદદે ખુદા'** એ ઉક્તિ પર શ્રદ્ધા રાખી આળસુપણું અને નાહિંમતપણું મુકી દઈ ઉઠો! જાગો! અને કુંભકર્ણની નિદ્રામાં પડેલા આપણા [illegible] જાગૃત કરો અને [illegible]नामा कुथलीओ गमे तेम [illegible] नांहे अने पोतानो समय धर्म-[illegible]नमांज व्यतीत थई शकशे, जेथी पुण्य-प्राप्ति थइ शकशे.

[illegible]द।

ॐ ॐ ॐ [illegible]मंदिर

केटलाको कहे छे के अमारी पासे पुस्तको नथी ते शुं वांचीए! तेमने जणाववानुं के पोतानी पासे न होय तो ते खरीद करवुं अथवा देहेरासरमांथी के कोई बीजा पासे मांगी लावीने पण वांचवुं जोइए। वळी 'दिगंबर जैन'ना वाचको जो दीर्घदृष्टि दोडावी जोशे तो तेमने जणाशे के तेमनी पासे तो पुस्तकोनो भंडार थयलो छे, केम के 'दिगंबर जैन'ना आठ वर्षनी फाइलो तथा भेटनां पुस्तकोनो ढगलो वाळवामां आवे अने तेज जो क्रमवार वांची जवामां आवे तो 'घेर

શેઠ, સવાઇસીંઘઇ તથા સીંઘઇ પદ્વીના ધારીઓ વગેરેને નમ્ર વિનંતિ કે આપનાથી એક જણ પણ આગળ પડી જરા પણ વિલંબ ન કરતાં એક ડેપ્યુટેશન નામદાર જેપુર મહારાજા પાસે લઇ જાઓ અને ત્યાં દાદ ન મળે તો પછી નામદાર વાઇસરાય પાસે પણ જાઓ, તોજ જૈનો ઉપર આવેલા મહાભારત કલંકનું નિરાકરણ થઈ જશે.

ॐ ॐ ॐ




**ગુજરાતી 'ચિત્રમય જગત્'**-વિલાયતમાં ચાલુ પ્રસંગોના અનેક ચિત્રોવાળાં અનેક રોજીંદા, અઠવાડિક તથા માસિકો નીકળે છે તેની ઢબ ઉપર પુનાના ચિત્રશાળા પ્રેસ તરફથી 'ચિત્રમય જગત્' નામે સચિત્ર માસિક પાંચેક વર્ષ થયાં મરાઠી અને ત્રણ વર્ષ થયાં હિન્દી ભાષામાં નીકળે છે અને હાલમાં વળી **ગુજરાતી ભાષામાં** પણ એ સચિત્ર માસિક ત્રણ માસ થયાં પ્રકટ કરવા માંડયું છે, જેના માર્ચ-એપ્રીલ-મેના અંકો અમોને મળ્યા છે, જે જોતાં જણાય છે, એમાં યુરોપના રણસંગ્રામની પ્રથમથી અત્યાર સુધીની સચિત્ર હકિકતો નકશા વગેરે સાથે છે તથા અનેક પરીષદોનાં ચિત્રો તથા સચિત્ર નાટકોના લેખો તથા મહાન પુરૂષોના સચિત્ર જીવનચરિત્રો, સચિત્ર વિવાહ વિધિ, સચિત્ર વાર્તાઓ વગેરે અનેક ઉપયોગી વિષયો છે અને દરેક અંકમાં ૨૫-૩૦ ચિત્રો છે. મોટી સાઈઝનું આવું સચિત્ર માસિક ગુજરાતી ભાષામાં આ એકજ છે, જેને દરેક ગુજરાતી બંધુએ ઉત્તેજન આપવું જોઇએ. એના સંપાદક રા.રા. તુળજાશંકર ગૌરીશંકર યાજ્ઞિકછે વાર્ષિક મૂલ્ય ગ્લેઝ કાગળના રૂ. ૩ા અને આર્ટ પેપરના રૂ ૫ાા. મળવાનું સ્થળ-મેનેજર, ગુજરાતી ચિત્રમય જગત્-પુના સીટી.

**અમદાવાદ શ્વે૦ જૈન બોર્ડિંગનો રીપોર્ટ**—આ બોર્ડિંગનો ૧૯૧૨-૧૩ નો આ રેપોર્ટ જોતાં જણાય છે કે એનો લાભ આશરે ૭૫ વિદ્યાર્થીઓ લઈ રહ્યા છે. આશરે ૨૬૦૦૦) નું ફંડ છે પણ ફી તથા બીજી પરચુરણ મદદ સારી આવે છે તેથી આ ખાતું વાર્ષિક આશરે રૂ. ૬૦૦૦) નો ખર્ચ નિભાવી રહેલું છે અને 'બુદ્ધિપ્રભા' નામે માસિક પણ આ ખાતા તરફથી પ્રકટ થાય છે. અમદાવાદની આપણી બોર્ડિંગમાં ફંડ કંઈક વધુ છતાં પરચુરણ આવક બહુજ થોડી થાય છે માટે તે તરફ ગુજરાતના ભાઇઓએ લક્ષ આપવું જોઇએ.

**શ્વે. જૈન કોન્ફરંસના રિપોર્ટો**-આ કોન્ફરંસની સુજાનગઢમાં મળેલી બેઠકનો તથા ૧૯૬૯-૭૦નો એમ જુદા જુદા રિપોર્ટો છે, જે જોતાં જણાય છે કે, આ કોન્ફરંસના કાર્યવાહકો જાગ્રત થયા છે ખરા અને હવે પાછી શરૂઆતના વખત જેવી જાહોજલાલી આવવાનાં ચિન્હો જણાય છે. ફંડ તો બહોળું છે, ખાતાંઓ પણ અનેક છે પ્રંત ... તેથી તે દરેકને સારી ... જોઇએ. એનું ... हैं कि इस ... હાલ સારી चलानेमें मुझसे जि... ચાલે છે.

**—શ્વે સુવર્ણ માળા અંક ૫૨-૫૩**—લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ પ્રેસ, ભાયખલા—મુંબઇથી પ્રગટ થતી માસિક સુવર્ણમાળામાં આ અંકોથી મોટો સુધારો થયો છે. ઐતિહાસિક પુરૂષો જેવા કે અકબર, ટોડરમલ, પૃથ્વીરાજ, જયસિંહ, શાહુ, ચાંદબીબી, શિવાજી, ટીપુ સુલતાન વગેરેનાં ચિત્રો ઉપરથી ડિઝાઇનના પ્રકટ થવા માંડયા છે. ગુજરાતી, હિંદી, મરાઠી, ઇંગ્લીશ એ ચારે ભાષામાં ચિત્રોની સમજુતી હોય છે. વાર્ષિક મૂલ્ય માત્ર રૂ ૨) છે.

**સુરતમેં જયંતી મહોત્સવ**—શ્વે. મુનિ આત્મારામજી મહારાજની ૨૦મી જયંતી સુરતમાં ભારે ઉત્સાહથી ઉજવાઈ ૩ા કલાક સુધી આત્મારામજીના ગુણોનું વર્ણન થયું હતું તેનો આ ૫૦ પાનાનો હિન્દી રિપોર્ટ છે.

**શ્વે. સ્થાનકવાસી ગઢડા જૈનશાળા**-કન્યાશાળાનો રિપોર્ટ તથા 'વાંઢનો વિનાશ'

નામે નાનું પુસ્તક-બે વર્ષ થયા આ સ્થપાઇ છે. ૭૦ વિદ્યાર્થી લાભ લે છે, કામ ઠીક ચાલે છે. શા ધારશી જીવન દેશાઇનો પ્રયાસ ઉત્તમ છે.

**શ્રાવિકા ધર્મ**—લેખક વાડીલાલ મોતીલાલ શાહ અને પ્રકાશક, 'જૈનહિતેચ્છુ, ઓફિસ-મુંબાઇ કિં ૦)= અને પૃ. ૨૪. આ નાનકડા પુસ્તકમાં શ્રાવિકાઓને શિખામણરૂપ આશરે ૩૦૦ નાનાં નાનાં વાક્યો છે, જે મનન કરવા યોગ્ય છે.

**ભૂગોળ શિક્ષક**—સુરત શહેર અને ચોર્યાસી તાલુકાની આ ભૂગોળ છે. મૂલ્ય ૦)= પ્રકાશક છગનલાલ મોતીરામ શાહ, શાહપોર-સુરત. એમાં સુરત શહેર અને ચોર્યાશી તાલુકાનું વર્ણન આબેહુબ રીતે દર્શાવેલું છે. જે સ્કુલોમાં ચલાવવા લાયક છે.

**तरंगिणी**—बनारससे वसंतराय व्यास द्वारा संपादित और प्रकाशित ६४ पृष्ठका नवीन सचित्र हिन्दी मासिक वर्ष १. अं. १. वार्षिक मूल्य २) जैसा अच्छा कहलाता है वैसा यह मासिक निकलने लगा है। इस अंकमें ६ चित्रों और २७ विषयोंके लेख हैं। छपाई सफाई अच्छी, लेख भी अच्छे और चित्रों भी रंगबेरंगी है। हिन्दी साहित्य प्रेमीओंको अवश्य ग्राहक होना चाहिए।

**नवजीवन**—इन्दौरसे प्रकाशित आर्यसमाजका सचित्र मासिक पत्र। भाग ७ अं. १ पृष्ठ ७२. इसमें लेख, चित्रों आदि ठीक आते हैं। छपाई सफाई भी अच्छी है और वार्षिक मूल्य ३) है।

**भद्रबाहु और कल्पसूत्र** (संक्षिप्त जैन इतिहास)—लेखक श्वे. मुनि माणेक और प्रकाशक लाला बिहारीलाल, बड़ौत, मूल्य ०)=

**शील संरक्षण**:—लेखक बाबू बुधमल पाटनी और प्रकाशक मालवा दि. जैन प्रां. सभा कार्यालय—बडनगर। मूल्य सदाचार प्रचार (मुफ्त)। शीलरक्षणका यह निबंध बहुत अच्छा है और हरएक श्राविकाको पढ़नेयोग्य है।

**जैन धर्म प्रकाश**—लेखक बा. जवाहीरलाल (श्वे.) जैन और प्रकाशक श्री विजयधर्म सुरी मंडळ—आगरा। मूल्य ०)=) इसमें ६९ भजन हैं।

**जैन प्रभात**—बम्बई (ठाकुरद्वार रोड ४०२) से प्रकाशित मालवा दि. जैन प्रांतिक सभाका नवीन सचित्र मासिक पत्र। संपादक बाबू सूरजमल जैन—हरदा। वार्षिक मूल्य सिर्फ १) इसका प्रथम अंक ४८ पृष्ठका एक चित्र सहित और दूसरा १०० पृष्ठका ३ चित्रों सह प्रकट होचुका है, साईज और लेखनशैली 'जैनहितैषी' जैसी ही है। लेख अच्छे रहते हैं। बाबू सूरजमलजी उत्साही होनेसे यह मासिक बहुत उन्नति कर सकेगा ऐसा दिखता है। मालवा प्रान्तके सभी भाईओंको अवश्य ग्राहक होना चाहिए।

**आप्तपरीक्षा**—अनुवादक व प्रकाशक पं. उमरावसिंह जैन-स्याद्वाद महाविद्यालय काशी। मूल्य ०।- आने। श्री विद्यानन्दस्वामिविरचित आप्तपरीक्षाका यह मूल सहित भाषानुवाद हिन्दी भाषामें है। अनुवाद अच्छा हुआ है। इसमें वैशेषिक

बौद्ध व वेदान्त आदि दर्शनोंके कर्ताओंमें सत्य वक्ताका लक्षण सर्वज्ञपना व वीतरागपना न पाकर अन्तमें अर्हंतदेवको उपर्युक्त लक्षणसे सत्यार्थ वक्ता सिद्ध किया है।

परीक्षामुख–अनुवादक और प्रकाशक पं. घनश्यामदास जैन स्या. महा विद्यालय–काशी। पृष्ठ ९४ मूल्य ०।=आना। श्रीमत् माणिक्यनन्दिस्वामी विरचित परीक्षामुख (न्यायशास्त्र) ग्रंथका यह मूल सहित भाषानुवाद है जो विद्यार्थीओंको बहुत ही उपयोगी है क्योंकि भाषार्थके साथ भावार्थ भी साथ२ लिखा हुआ है।

जैन पुष्पमाला–(प्रथमगुच्छक)–लेखक और प्रकाशक–पन्नालाल जैन, पार्सल क्लर्क अलवर ( कोटा )। इसमें निर्वाणकांड, अकलंक स्तोत्र, राजुलि अष्टक आदि नवीन हिन्दी कवितामें रचा गया है जो पढ़ने योग्य है। डांकव्यय आधा आना भेजनेपर प्रकाशकसे विनामूल्य प्राप्य।

श्रीमती दि. जैन मालवा प्रां. सभाका ११ वां और औषधालयका प्रथम रिपोर्ट–यह सभा बहुत उन्नतिके साथ कदम बढ़ा रही है ( जब कि महासभा, बम्बई प्रांतिक सभा, दक्षिण महाराष्ट्र जैन सभा आदिके कार्य शिथिल हो रहे हैं। ) सभाके कई अधिवेशन होते हैं, फंड भी अच्छा है। मासिक भी प्रकट होने लगा है। औषधालय द्वारा भी सारे हिन्दुस्थानभरमें विनामूल्य शुद्ध औषधिका प्रचार हो रहा है आदि। यह सब इन्दौरके सेठों रा. ब. दानवीर सेठ हुकमचंदजी, रा. ब. दानवीर सेठ कल्याणमलजी, रा.ब. सेठ कस्तूरचंदजी आदिकी सभाकी तरफ अपूर्व सहानुभूति और सहायताका तथा महामंत्री लाला भगवानदासजीके अपूर्व उत्साहका फल है।

जैनधर्म प्रभाकर–संपादक और प्रकाशक विद्याभूषण दीनानाथ शर्मा-इलिचपुर सिटी (बरार)। वर्ष २ अं. १–२ यह हिन्दी भाषाका मासिक है। लेख कई उपयोगी होते हैं। वार्षिक मूल्य १॥

---

मालवा प्रां. सभाकी अपूर्व प्रशंसाः–ता. २६–६–१९ को अहिंसाधर्मप्रचारक राय बहादुर सुबेसाहब बापुरावजी उज्जैनने बडनगर पधारकर मालवा प्रां. सभा कार्यालय व औषधालयका निरीक्षण करके अपना हार्दिक संतोष प्रकट किया और कहा कि इस सभाको अपने कार्य चलानेमें मुझसे जिस बातकी इमदाद चाहेंगे वह मदद उनको हमेशा मुझसे मिलती रहेगी और इस तरहपर इस विषयमें जो कुछ सेवा मुझसे होगी मैं उसको गनीमत समझुंगा। लाला भगवानदासजी महामंत्री अपूर्व साहसी और उत्साहभावसे कार्य कर रहे हैं। औषधालयका उपयोग बहुत होता है और स्थान छोटा है इसलिये उसके मकानका अच्छा प्रबंध करना चाहिए आदि। इसी मौकेपर सूबासाहबको एक अभिनंदनपत्र भी दिया गया था जिसमें आपको रातज्या. आममें होती हुई असंख्य मूक पशुओंकी घोर हिंसा बंद करनेके लिये बहुतही धन्यवाद दिया गया था।

# श्रुतपंचमी पर्व.

आ वर्षे ज्येष्ठ सुदी ५ ने दिने नीचेनां स्थळोए श्रुतपंचमी पर्व उजवायाना समाचार मळ्या छे—

**झालरापाटन केम्पः**—जैनकुमारसभाके उपमंत्री, बाबू सुन्दरलालजी और घासीलालजी बाकलीवाल सूचित करते हैं कि कुमारसभाकी कोशिससे इस वर्ष यह पर्व बहुत ही अच्छी तरहसे मनाया गया था। प्रातः १० बजेसे १ बजे तक दशांगमंडल मांडकर श्रुतस्कंध-पूजन की गई उस वक्त **मुनि श्री चंद्रसाग-रजी महाराज**, बाबा भागीरथजी वर्णी, ब्र. उ-समचंदजी मं[illegible]स्थित थे। १ से ३ बजेतक बाबा भगीर[illegible] श्रुतपंचमीकी कथा सुनाई और ४ से ८[illegible] तक श्री जिनमाताकी सवारी सहित सारे शहरमें **नगरकीर्तन** किया गया और फिर रात्रिको ८ से ११ बजे तक **सभा** की गई जिसमें मास्टर शिवरामसिंहजी शर्माने 'विद्याकी महिमा' प्रकट की और बाबा भागीरथजीने 'सम्यक्ज्ञानकी आवश्यकता' पर व्याख्यान देते हुए कहा कि शास्त्र दूसरोंको विना पढ़नेको दिये जैनधर्मका प्रचार कदापि नहीं हो सकता आदि। रात्रिको ३ बजे तक भी धर्मोन्नतिके **भजनकीर्तन** हुए थे। वास्तवमें जैनकुमारसभाके स्थापित होनेसे झालरापाटनमें उन्नतिके चिन्ह नजर आ रहे हैं।

**वडोदराः**—शा भोगीलाल नाथाभाई तथा शेठ लालचंद कहानदास जणावे छे के, अत्रे वाटीना तथा नवीपोळना मंदिरमां शास्त्रोने उंचे आसने बिराजमान करी श्रुतस्कंध पूजा, सरस्वति पूजा, स्तवन वगेरे ठीक ठाठथी थयुं हतुं.

**बोधेगांवः**—बळवंत बापुराव सूचित करते हैं कि इस पर्वमें मंदिरजीको ध्वजा पताका तोरन निशान आदिसे सुशोभित करके ९ से १ बजे तक अभिषेकपूर्वक श्रुतस्कंधपूजन, सरस्वति पूजन आदि किया गया था और रात्रिको मंदिरजीमें रोशनाई करके श्रुतपंचमी-कथा सबको सुनाकर ११ बजे तक भजन-कीर्तन हुए थे।

**बड़वानीः**—जीवनलालजी लिखते हैं कि इधर श्रुतपचमीके दिन प्रातःकाल पूजनविधान हुआ और सेठ नाथुरामजीकी ओरसे चौसठ रिद्धिका मंडल मंडाया गया था और शास्त्रोंको उत्तम वेष्टनों सहित उच्चासनपर विराजमान करके श्रुतस्कंध विधान, सरस्वतिपूजन, मंडल-विधान आदि हुए थे और पं. हजारीलालजीने श्रुतपंचमीकी कथा भी सुनाई जिससे पुस्तकों खरीदनेके लिये रु. १०) सेठ कालुराम, ५) भीलाजी चांदुलालजी, २) नाथुरामजी कस्तुर-चंदजी और ३) अन्य महाशयोंके मिलकर २०) आये हैं। आनंद तो ठीक रहा परंतु जातिविद्रोहके कारण अलग २ मंदिरजीमें पूजन हुई थी।

**ओराणः**—शा. लल्लुभाई रायचंद जणावे छे के, आ पर्व पूजन, अभिषेक तथा गानतान-पूर्वक सारी रीते उजवायो हतो. लिखित तथा छापेलां शास्त्रोनी संभाळ लेवामां आवी हती. पाक्षिक सभानी मीटींग रात्रे ११ सुधी थयेली तेमां 'शास्त्रो अने समाचारपत्रोथी थता फायदा' ए विषे व्याख्यान अपायुं हतुं.

**झांसीः**—विरधीचंदजी लिखते हैं कि शास्त्रोंको समालकर उच्चासन पर विराजमान करके श्रुतस्कंध पूजन हुआ था।

लाकरोडाः—शेठ माणेकचंदजी पुस्तकालयना सेक्रेटरी जणावे छे के अत्रे शास्त्रोनुं सूचीपत्र करी पूजन करायुं हतुं तथा शास्त्रसभा करी ए दिवस त्हेवार तरीके पाळ्यो हतो.

सीमलाः—जैनसभाके मंत्री नेमीदासजी लिखते हैं कि इधर इस वर्ष झालरापाटननिवासी श्रीयुत् भवरलालजी शेठी होनेसे श्रुतपंचमी पर्व प्रथम ही बहुत ठाठसे मनाया गया था। प्रातःकाल शास्त्रोंको उचासन पर विराजमान करके पूजन हुई और रात्रिको शास्त्रसभा भी हुई थी जिसमें दिगंबरी श्वेतांबरी सभी भाई सामिल थे और बाबू सुन्दरलालजी बैनाड़ाने श्रुतस्कंधकी महिमाके उपर व्याख्यान दिया था जिससे बहुत भाईओंने स्वाध्यायके नियम लिये और भजन गान भी हुए थे। सभाभवन बहुत अच्छा सजाया गया था।

खंडवाः—दि. जैन पुस्तकालयके मंत्री लिखते हैं कि यह पर्व बहुत आनंदके साथ मनाया गया था। शास्त्रोंकी समाल करके पूजन आदि हुआ था और रु. २५) ग्रंथ मगानेके लिये एकत्रित हुए थे। जहां २ यह पर्व नहीं मनाता वहां २ 'जैन भाईओंसे नम्र प्रार्थना' ऐसा छपा हुआ फार्म श्रुतपंचमीके लिये भेजा गया था।

सनावदः—लक्ष्मीचंदजी पाटनी लिखते हैं कि इधर जैन पुस्तकालय तो ज्येष्ठ वदी १३ को खुला गया था और श्रुतपंचमीके दिन एक कन्याशालाकी स्थापना हुई है।

इडर–भाई नाथालाल अध्यापक जणावे छे के अत्रे आ पर्वने दिने शास्त्रोनुं पूजन करवामां आव्युं हतुं तथा रात्रे १० सुधी सभा थई हती जेमां श्रुतपंचमी महात्म्यनुं विवेचन थया बाद विद्यार्थीओने उपदेश अपायो हतो अने कोठारी पुंजीराम उदेचंद तरफथी मीठाई तथा पुस्तको वेंचवामा आव्यां हतां.

इसप्रकार अंकलेश्वर, नैराद (ग्वालियर), फतेहपुर (जैपुर), बम्बई, इन्दौर, अटेर, नदिगामा (आगरा) आदि स्थानोंमे भी यह पर्व पूजनविधानपूर्वक मनाया गया था जिसमें नैरादमें २५) जिनवाणीकी भेटमें आया, महापुराण आदि ग्रंथ नवीन मगाये गये और व्याख्यानसभामें ३०० जैन अजैन भाई एकत्रित हुए थे और कुछ महाशयोंने रात्रीभोजन–परस्त्रीत्यागका नियम लिया था। फतेहपुरमें २०) दानमें आये थे। बम्बईमें नवीन मंदिरजीमें बहुत ही सुशोभित मंडप बनाकर पूजन की गई थी और पं. धन्नालालजीका व्याख्यान हुआ था। इन्दौरमें कंचनबाई श्राविकाश्रममें गाजेबाजेके साथ पूजन हुई और १ से ३ बजेतक दानवीर सेठ हुकमचंदजीकी सुपुत्री रतनबाई तथा सौ. भागवतीबाईके व्याख्यान हुए जिस वख्त सौ. रतनबाईजीने १००) और अन्य महिलाओंने १०१) शास्त्र लिखानेके लिये प्रदान किये थे।

---

सुरतमां जैनहितवर्धक मंडळनी जेठ सुद २ ने दिने थयेली सभामां नगरशेठ बाबुभाइ गुलाबभाइना प्रमुखपणा नीचे डॉ. अमीचंद छगनलाल शाहे 'धर्म रक्षा अने ज्ञाति भेद' उपर भाषण आपवा उपरांत प्रदर्शनमांनुं प्राचीन जैन साहित्य बतावायुं हतुं.

ननामुं माटे नकामुं—वैशाख मासमां गुजरातमां दशाहुमड भाइओमां केटलांक लग्न थयेलां ते बाबतनी कंइक चर्चानो लेख ननामो मळ्यो छे, जे प्रकट थवाथी केटलोक फायदो थवा संभव छे, माटे ते लखनार जो अमारी खानगी जाणुं माटे पोतानुं नामठाम लखी मोकलशे तो ए लेख आवता अंकमां प्रकट करवा विचार छे.




रामपुर स्टेटमें यज्ञोपवित् संस्कार और अमरोहाकी सभाका उद्योगः—गत् ज्येष्ठशुक्ल ८ को रामपुरमें १६ व्यक्तिओंका यज्ञोपवित् संस्कार जैनपद्धति अनुसार बड़ी धूमधामसे हुआ था जिसमें जैनधर्मसंरक्षणीसभा अमरोहाके सभापति पं. बीहारीलालजी, लाला सिपाहीलालजी, लाला बाबूरामजी ( दिल्ली ) आदि पधारे थे और ग्रहस्थाचार्यका पद पं. विष्णुदत्त शर्माने ग्रहण किया था और मंडपकी शोभा ला. सिपाहीलालजीने बहु मूल्य चंदोये, छत्र, चंवर, वेदी, कवली, स्तंभादिसे खूब ही की थी। और यज्ञोपवित् धारण करनेवालोंको अष्ट मूलगुणधारण, सप्तव्यसन त्याग, अष्टमी व चतुर्दशीको हरित्कायका त्याग आदि नियम श्री जिनेन्द्रदेवके समक्ष स्वीकृत कराये गये। अन्तमें इस संस्कारकी आवश्यकता तथा उपयोगीताके विषयमें पं. विष्णुदत्त शर्माका एक व्याख्यान भी हुआ था और लाला फकीरचंदजी बजाजने अपनी और अमरोहाकी बिरादरीमें मोदक बांटे थे। इस कार्यमें रामपुरस्टेट निवासी श्रीमान् लाला स्नेहनलालजी व श्री. ला. अशर्फीलालजी वकीलका परिश्रम सराहनीय था और ऐसा ही जैन संस्कारोंके विषयमें उद्योग करते रहा करेंगे यह आपका कहना है। इसी अष्टमीकी रात्रिको पं. बीहारीलालजीने शास्त्र वांचा और सर्व उपस्थित महाशयोंको अनेक प्रश्नोत्तरद्वारा परम आनन्द प्राप्त कराकर संतुष्ट किया था। अमरोहाकी सभाका यह उद्योग सराहनीय और दूसरी सभाओंको अनुकरणीय है।

जैन पद्धतिसे विवाह—गत मासमें अमरोहासे दो बारातें ज्योही और मुरादाबाद गई थी जिसमें अमरोहा सभाके सभापति, मंत्री आदि भी पधारे थे। ग्रहस्थाचार्यका कार्य पं. विष्णुदत्त शर्माने कराया था और लाला बांकेलालजी और सोहनलालजीने कई जैन संस्थाओंको दान किया था। इन दोनों विवाहोंमें वेश्यानृत्य, आतशबाजी, बागबिहारी आदि व्यर्थ व्यय और कुरीतियां नहीं की गई।

वीसा मेवाडा भाइओनुं पंच श्रावण मासमां आणंदमां मळनार छे, तेमां अमुक मेम्बरोने बोलावनार छे तेम न करतां आखुं पंच बोलाववानी जरुर छे वगेरे. आवुं एक चर्चापत्र अमोने मळ्युं छे.

લગ્ન પ્રસંગની ખુશાલીમાં નેળના શા છગનલાલ ગંગાદાસે વડોદરાની પાઠશાળા અને કન્યાશાળામાં રૂા. ૧૦) આપ્યા છે. આ પાઠશાળામાં ૧૩ વિદ્યાર્થીઓ અને કન્યાશાળામાં ૨૮ ઓને લાભ લે છે; પણ પુરતું ફંડ ન હોવાથી આ પ્રમાણે યથનોનપત મદદ આપવાની જરૂર છે.

**ઇડરની ગાદીના ભટ્ટારક માટે ફરી વિરોધઃ**—સ્યાદ્વાદ મહાવિદ્યાલયના **પં. ઉમરાવસિંહજી** એક પત્રદ્વારા અમોને જણાવે છે કે-"મોતીલાલ (વિજયકીર્તિ) ભટ્ટારકના સંબંધમાં **ફરીથી ઝઘડો** શરૂ થયો છે. અને ઘણા લોકો મોતીલાલજી **વિરૂદ્ધ હસ્તાક્ષર** (સહીયો) કરી રહેલા છે. અને 'દિગંબર જૈન' માં છપાવવા ચાહે છે. એ લોકોનો અભિપ્રાય એવો છે કે **મોતીલાલજીને ગાદીએથી ઉઠાડી મુકી ઇડરની ગાદીપર એક જૈન પ્રેસ અને સંસ્કૃત વિદ્યાલય ખોલવું !!!** અને તેનો વહિવટ એક ટ્રસ્ટ કમીટીના હાથમાં રાખવો તથા પ્રેસ અને વિદ્યાલયના સંચાલક કોઇ વિદ્વાન કે બ્રહ્મચારીને કરવા (!). આ કારણથી આપને સૂચના છે કે આપ દરેક અંકમાં મોતીલાલજીના વિષયમાં લેખ પ્રકટ કરતા રહો અને હુમડ ભાઇઓને એ કામમાં મદદ આપતા રહો અને હમણાના અંકમાં એવું પ્રકટ કરો કે—**મોતીલાલજીને ભટ્ટારક તરીકે માનવા કે નહીં માનવા તે બાબતની સહી દરેકે 'દિગંબર જૈન' ઑફિસ ઉપર મોકલવી.** આપની પાસે નહીં માનવા બાબતની ઘણી સહીઓ આવશે વગેરે."

**હવે આ બાબતમાં** શું હિલચાલ ચાલી રહેલી છે તેની અમને કશી ખબર નથી, પણ એમાં કંઇક તો સત્ય સમાયલું હશેજ, માટે જે પંચે બ્રહ્મચારી મોતીલાલજીને ભટ્ટારક તરિકે બેસાડી દીધેલા છે તેમની ફરજ છે કે એ બાબતનો વીગતવાર ખુલાસો તાકીદે પ્રકટ કરવો. દક્ષિણમાં લાતુરની ભટ્ટારકની ગાદીપર બધાની સંમતિ વગર ભટ્ટારક બેસાડવા માટે હાલજ કેવો મામલો બન્યો છે, તે ગયા અંકમાંજ જણાવેલું છે, માટે આ બાબત નિડરપણે આગળ પડી ખરો ખુલાસો પ્રકટ કરવાની જરૂર છે. બેસાડતાં પહેલાં અમોએ તો બહુએ લખ્યું હતું કે યોગ્યાયોગ્યનો વિચાર કરીને અને બધાની સંમતિ મેળવીનેજ કાર્ય કરો. પણ તે વખતે તો આંખમીંચામણા થઇ ડુંગરપુરમાં તાકિદે બેસાડી દીધેલા એટલે હવે આ બાબત અમે વધુ લખીએ તે કરતાં **ઇડરની પંચે તથા અગ્રેસરોએ ખરો ખુલાસો અમોને લખી મોકલવો** જોઇએ કે જે અમે 'દિગંબર જૈન' માં ખુશીની સાથે પ્રકટ કરીશું.

**મદદ મળી**—શ્રાવિકાશ્રમ (મુંબાઈ) ને મે માસમાં રૂ. ૧૦૦) શેઠ રોડમલ દયાલચંદ કલકત્તા, ૩૦) શ્રીદેવી કુમારિકા, ૧૦) શેઠ લખ્મુમલજી હીપુર, ૧૦) શેઠ રામચંદ્રજી હીપુર, ૧૦) મુન્નાલાલ રાજકુમાર જબલપુર તથા બીજા મળી રૂ ૧૭૯)ની મદદ મળી હતી.

**जैनकुमारसभाकी स्थापना**—झालरापाटन केम्पमें 'जैनकुमारसभा' की स्थापना हुई है जिसका उद्देश जातिमें फैली हुई कुरीतियोंका मूंह काला करके जैनधर्मका प्रचार करनेका है। मेम्बरफी सिर्फ ०)॥ मासिक है। जैनके अतिरिक्त ब्राह्मण, वैश्य, क्षत्री, कायस्त व स्पर्शशुद्र भी साधारण मेम्बर हो सकते हैं। मेम्बरोंको तीन प्रतिज्ञाएं लेनी पडती हैं जिससे सभासदीका सर्टिफिकेट मिलता है। यह उद्योग बहुत ही सराहनीय है और हरएक ग्रामके भाईओंको और खास करके झालरापाटनके आसपासके भाईओंको इसमें सामिल होना चाहिए। ज्यादे परिचयके लिये पत्रव्यवहारका पता—मैनेजर, जैनकुमारसभा—झालरापाटन केम्प।

**ભૂલ સુધારો**—ગયા અંકમાં વેંચાયલા 'જીવવિચાર' પુસ્તકમાં ત્રીજે પાને પશુકાય ૧૪००००० લખેલા છે તેને બદલે ४०००० સુધારી લેવા.

**આ અંક સાથે**—સસ્તી જૈનગ્રંથમાળા અને ભક્તામર મહાત્મ્યની વેંચાયલી જાહેર ખબરો તરફ વાંચકોનું લક્ષ ખેંચવામાં આવે છે.

**ફાયદો થયો**—વડોદરાથી શા. વીરચંદ ત્રીકમલાલ લખે છે કે માળવા પ્રાં. સભાના ઔષધાલય (બડનગર) માંના ઔષધથી અત્રે ૧૫ પુરૂષોને આરામ થયો છે માટે આ ઔષધાલયનો મફત લાભ દરેકે લેવો જોઇએ.

**શ્રી સમ્મેદશિખરજીપર શ્વેતાંબરીનો ભારે ઉપદ્રવઃ**—જો કે હજુ શ્રી સમેદશિખરજીના પહાડનો પટ્ટો દિગંબરી કે શ્વેતાંબરી ભાઇઓને મળ્યો નથી અને તેને લગતા કેસો ચાલીજ રહેલા છે, તેમાં દિગંબરીઓએ સરકાર સામે પટ્ટાનું સાટું રદ કરવાને જે કેસ માંડેલો છે, તેમાં હાલ શ્વેતાંબરી ભાઇઓ તરફથી કોર્ટને એવી સુચના થયેલી કે આપે મે. માસમાં પહાડ ઉપર પધારી નિરીક્ષણ કરવું. હવે આપણા એ ભાઇઓ પહાડ ઉપર ઘણો ફેરફાર કરી રહેલા છે તે એટલે સુધી કે ગૌતમસ્વામીની ટૂંક ઉપર નવો દરવાજો કરી દીધો હતો. (જેને દિગંબરી કોમના આદમીઓદ્વારા કાઢી નાંખવામાં આવ્યો છે), તથા બધી ટૂંકો ઉપર પણ દરવાજા થવાની તૈયારી ચાલે છે!! વળી જે કોઇ ભાઇઓ આ તીર્થરાજની યાત્રાએ ગયા છે તેઓ તો સારી રીતે જાણેજ છે કે જલમંદિરમાં સામસામી બે ઓરડીઓમાં, જે દિગંબરી પ્રતિમાઓ હતી, પણ તેને બધીને ઉપાડી નાંખીને કોણ જાણે ક્યાં સંતાડી દીધી છે તે માલમ પડતું નથી. આ જાણી ક્યા દિ. બંધુની લાગણી નહી દુખાય! આ બાબત જાણવામાં આવતાંજ મુંબાઇથી ભારત. દિ. જૈન તીર્થક્ષેત્ર કમીટીના મહામંત્રી લાલા પરભૂદયાળજી તા ૨૭ જુને ગીરીડી ગયા અને ત્યાંથી બંશીધર અને મૌજીલાલજીને લઇને મધુવન ગયા અને ત્યાંથી સંકટાપ્રસાદ ભંડારી (તેરાપંથી કોઠી), મૂલચંદ પૂજારી તથા કોઠીના બે સીપાઇને લઇને તા. ૫મી જુને રાત્રે એક વાગતા પછી પહાડપર ચઢવા માંડ્યા તે તા. ૬ઠીએ સવારે પાંચ વાગતે પહાડપર કુંથનાથની ટુંકે પહોંચતાંજ જોયું કે ત્યાં શ્વેતાંબરી ભાઇઓ તરફથી આશરે ४२ આદમી બંદુક, તરવાર, ભાલા, બરછી, તીરકામઠાં તથા ડંડાઓ લઇને જોવામાં આવ્યા. તેમણે કહ્યું કે અમારા માલિકનો હુકમ છે માટે તમને દર્શન કરવા જવા નહીં દઇએ, એમ કહી સંકટાપ્રસાદને ખેંચીને નીચે લઈ ગયા અને તેને ખૂબ માર્યો તેમ આ લોકોને જવા ન દીધા ત્યારે ડાકબંગલાને રસ્તે નિમિયાઘાટ તરફ નીકળીને ત્યાંથી મહામુશીબતે છેક રાત્રે ૭॥ વાગતે મધુવન પહોંચ્યા. હતા. સંકટાપ્રસાદને તો ઘણા ઘાયલ કરેલા છે જે ગીરીડીની હોસ્પીટાલમાં પડેલા છે અને પોલીસમાં જાહેર થયું છે, વગેરે હૃદયવિદારક સમાચાર 'જૈનમિત્ર' થી જણાયા છે. હવે ગીરીડી અને હઝારીબાગવાળા સાથે મળીને લાલા પરભૂદયાળજી ખટપટ કરી રહેલા છે એ માટે ભારે શ્રમ અને મદદની જરૂર છે; જેથી દિગંબરી તરફથી સરકારને તારો તથા પત્રો લખવાની જરૂર છે તથા દરેકે પોતાથી બનતી મદદ આપવી જોઇએ.

**विवाहोत्सव पर दान**—अवागढमें सेठ शिखरीप्रसादजी रईस ( मोहमदाबाद ) ने विवाहोत्सव पर ७००) का दान किया जिसमें १०७) विद्यादानमें और शेष मंदिरों आदिमें दिये।

**પરીક્ષા થશે**—આ વર્ષે મુંબાઇ દિ. જૈન પરીક્ષાલય તરફની પરીક્ષા શ્રાવણ વદ ૮થી લેવાશે; માટે એમાં બેસનારે મંત્રી, રાવજી સખારામ ( સોલાપુર )ને લખી ફોર્મો મંગાવી ભરી મોકલવા જોઇએ.

**અનુકરણીય દાન**—કલકત્તામાં બે શેઠીયાઓએ મારવાડી વિદ્યાલય માટે રૂ. ૧૧૨૦૦૦)ની સખાવત કરી છે. આવી સ્થાયી મદદ આપણા સ્યાદ્વાદ મહાવિદ્યાલય બનારસ, જૈનસિદ્ધાંતવિદ્યાલય—મુરૈના અને બ્રહ્મચર્યાશ્રમને ક્યારે મળશે ? દિગંબરી ભાઇઓમાં ક્યાં લક્ષાધિપતિઓનો ટોટો છે, માટે આ દરેક સંસ્થાને એક એક લાખ રૂપિયા આપનાર જો કોઇ શ્રીમાન્ નીકળે તો કેવું સારૂં ?

**देहलीके विद्यालयको ६०००)का दान**—देहलीनिवासी लाला सोहनलालजीने अपने पिताके स्मरणार्थ 'हीरालाल जैन विद्यालय' कई वर्षसे खोला है जिसके लिये १६०००) की इमारत खरीद करके उसका प्रवेश-मुहूर्त ता. ६ जुनको हुआ था। आजतक इस विद्यालयको आप ४००००) दे चुके हैं और इस मौकेपर ६०००) और दिया है। धन्य है आपके विद्याप्रेमको।

**प्रतिमा नीकळी**-नेमीनाथस्वामीना जन्मस्थान बटेश्वर(सीकोहाबाद)मां जमुनाजीमांथी चार प्रतिमाओ नीकळी छे जे संवत १२०९ ज्येष्ठ शुक्ल १२नी अने मनोज्ञ छे.

**जीर्णोद्धारके लिये १५५१का दान**—बडवाणीमें श्री बावनगजाजीका जीर्णोद्धार आदिके लिये लाला जम्बूप्रसादजी सहारनपुरने रु. १५५१) दिये है।

**आफीसर हुए**—मुझफरनगर निवासी मेजर रायबहादुर लाला घमंडीलालजी भारत सरकारके कमसरिया मुहकमेमें सातवीं डिवीझन मेरठके सप्लाई रिजर्व डिपो आफीसर ७००) मासिक पर नियुक्त हुए है। यह पद भारतभरमें इस मुहकमेका दूसरे नम्बरका पद है।

**સોલાપુરમાં જાહેર જૈન પુસ્તકાલય અને વ્યાયામશાળાની સ્થાપના**:-સોલાપુરમાં શેઠહીરાચંદ નેમચંદ ઓ. મેજીસ્ટ્રેટ તરફથી પોતાના પિતાશ્રીના સ્મરણાર્થે '**દોશી નેમચંદ નાહાલચંદ પુસ્તકાલય**" બેલગામ નિવાસી એ. પી. ચૌગુલે વકીલને હાથે તથા દોશી જીવરાજ ગૌતમચંદ તરફથી પોતાના પિતાના સ્મરણાર્થે '**ગૌતમચંદ નેમચંદ વ્યાયામશાળા**' જ્યોતિબા લક્ષ્મણ પિરાજે ( બેલગામ ) ને હાથે મોટો મેળાવડો કરીને તા. ૨૭ મી જુને ખુલ્લાં મેલવામાં આવ્યાં છે. આથી સોલાપુરમાં સ્થાયી જૈન પુસ્તકાલય અને કસરતશાળાની સગવડ થઇ છે.

**"दिगंबर जैन"के उपहार कब मिलेंगे?**—इस वर्षके ग्राहकोंको कुल ८ पुस्तकें उपहारमें मिलेंगी, जिसमें दो उपहार भेजचुके है और तीसरा उपहार बालशिक्षा इस अंकके साथ भेजा गया है और बड़ा भारी उपहारग्रंथ श्री सागारधर्मामृत ( पूर्वार्द्ध पृ. ३१० ) तथा श्राविकासुबोध यह दो उपहार अलग् बुकपोस्टद्वारा अषाड सुदी १५ तक अवश्य रवाना किये जायंगे। ग्राहकगण! धैर्य रखिए। उपहारके लिये बारबार तकाजा न लिखिए। अश्विन मास तक आपको उपहारकी सभी पुस्तकें घरबैठे पहुंचु जायगी।

**સોલાપુરમાં વિદ્યાદાનની વર્ષા:**-કુંથલગીરીના 'કુલભૂષણ વિદ્યાલય'ના સ્થાપક પાર્શ્વસાગર બ્રહ્મચારી હાલમાં સોલાપુર પધારેલા ત્યાં સભા થઈ એ વિદ્યાલયના ફંડમાં શેઠ હીરાચંદ નેમચંદ ૨૫), શેઠ નાથા રંગજી ૨૫), શેઠ હરીભાઈ દેવકરણ રૂ. ૬૦) અને શેઠ મોતીચંદ પરમચંદે ૨૫) એમ રૂ. **૧૩૫) ની વાર્ષિક મદદ** આપવા કબુલ્યું છે. વળી બ્રહ્મચારી શીતલપ્રસાદજી તથા પં. ઉમરાવસિંહજી ત્યાં પધાર્યા હતા, જ્યાં વૈશાખ વદ ૧૧ ને દીને ધર્મોપદેશની આવશ્યકતા ઉપર મંદિરમાં તથા રિપન હોલમાં Principals of Religion એ વિષય ઉપર જાહેર ભાષણો એમ બે ભાષણો બ્રહ્મચારીજીએ આપ્યાં હતાં, જ્યારે સ્યાદ્વાદ મહાવિદ્યાલયને ૬૦૦) ની મદદ મળી હતી. વળી શેઠ મોતીલાલ રાવજીએ સ્યાદ્વાદ મહાવિદ્યાલયમાં એક સરસ્વતિભવન ખોલવા માટે ૧૧૦૦,ની મદદ આપી છે. આરાના સિદ્ધાંતભવનને કાશીમાંજ સ્થાયી તરીકે લાવવામાં આવે તો તે ઘણાજ સારા પાયાપર જાહેરમાં આવી તેનો લાભ પણ વધુ લઈ શકાય.

**ઉદેપુરમાં ડૉ. ટેસીટોરી:**—ગત માસમાં પં. હર્ષચંદ ભૂરાભાઇને દીક્ષા આપવાનો ભારે ઉત્સવ થયેલો તેમાં ઇટાલીયન ડૉ. ટેસીટોરીએ ખાસ પધારી હર્ષચંદને દીક્ષા સમયે તિલક કરી શ્રીફળ આપેલું હતું તથા તે સમયે એક ભાષણ હિંદી ભાષામાં કરી જૈન ધર્મનાં ભારે વખાણ કર્યા હતા.

**કયસરે હિંદનો ચાંદ મેળવનાર જૈન બાનુ**—રાધનપુરનિવાસી શ્રીમતી ગુલબીબાઈ કે જેમણે ત્યાં હોસ્પીટાળ સ્થાપવા ૩૦૦૦૦)તથા ૨૦૦૦૦) હિંદુ અને જૈન વિદ્યાર્થીઓને ઉત્તેજન માટે આપ્યા છે તથા બીજી પણ સખાવતો કરી છે તેમને હાલમાં નામદાર સરકાર તરફથી કયસરે હિંદનો રૂપાનો ચાંદ મળેલો છે. જૈનોમાં આવો ચાંદ મેળવનાર આ બ્હેન પ્રથમજ છે જેમને ઠેકઠેકાણેથી એ માટે માનપત્રો મળી રહ્યાં છે

**સાહિત્ય પરિષદ્ અને પ્રદર્શનમાં જૈનોનો ફાળો**—અત્રે ભરાઈ ગયેલી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્‌માં નિબંધો મોકલનાર તથા પ્રદર્શનમાં ગ્રંથો, ચિત્રો વગેરે મુકનારાઓને ચાંદો, સર્ટીફીકેટો વગેરે આપવાનો મેળાવડો તા. ૧૧મી જુને સુરતમાં મહારાજ શ્રી બીરત્નલાલજીના પ્રમુખપદે થયો હતો. જેમાં વંચાયલા રિપોર્ટથી જણાય છે કે, પરિષદમાં જૈનો તરફથી પાંચ નિબંધો (૧. પ્રાચીન ગુજરાતી સાહિત્ય જૈનો પાસેજ છે. ૨. જૈન સાહિત્ય ૩. જુના લખાણોમાં ગુજરાતી ભાષા. ૪. કવિ રૂષભદાસ ૫. પાટણના ભંડારો અને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રા ગુજરાતી સાહિત્ય ) રજુ થયા હતા, તથા પ્રદર્શનમાં પ્રાચીન ગ્રંથો, સોનેરી ગ્રંથો, સચિત્ર ગ્રંથો, તાડપત્રના ગ્રંથો, ચિત્રો, નકશાઓ વગેરે આશરે ૫૦૦ની સંખ્યામાં મુકવામાં આવ્યા હતા, તેની ઉત્તમતા વગેરે માટે આમોદના ગોરજી ચંદ્રવિજયજીને રૂ. ૫૦)નો, મૂલચંદ કસનદાસ કાપડીયા (સુરત)ને રૂ. ૨૫ )નો, ભાવનગરવાળા શેઠ પ્રેમચદ રતનજીને રૂ ૨૫)નો એટલા સોનાના ચાંદો તથા રૂ. ૫)નો શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ ( મુંબાઈ )ને અને રૂ. ૧૫)નો ચાંદ સુરતના ચીમનલાલ ખુશાલચંદ મોદીને મળ્યો છે. પ્રદર્શનના બન્ને સેક્રેટરીઓ શ્રીયુત હરગોવનદાસ ઇશ્વરદાસ પારેખ તથા શ્રીયુત મણીભાઇ ઓંકારભાઇ વ્યાસે પ્રદર્શનમાં જૈન સાહિત્ય સારા રૂપમાં ગોઠવીને જૈનો ઉપર ભારે ઉપકાર કર્યો છે અને તેથી આ પ્રદર્શનમાં જૈન સાહિત્યની ભારે પ્રશંસા થવા પામી છે, જે માટે એ બંને મહાશયોના આપણે ઉપકારી છીએ.

## सस्ती जैन ग्रंथमालाना प्रथम मणकानो नमुनो.

# चैतन-कर्म चरित्र

### प्रकरण १ लुं.

#### राजा चैतन्यसिंहनो पीछान.

શ્રી જિન ચરણે કરી પ્રણામ,
ભક્તિભાવ અતિ ઉરમાં આણ;
ચેતન ચતુર કર્મ દુઃખખાણ,
કહું ચરિત્ર જન કરો પીછાણ.

આ અતિશય વિસ્તારવાળી સૃષ્ટિમાં અસંખ્ય દ્વીપ તથા સમુદ્રો શોભી રહ્યા છે, જેની મધ્યમાં અતિ રમણીય મહા મનોહર અને પોતાના જમ્બુ નામને દેદિપ્યમાન કરવાવાળો જમ્બુદ્વીપ છે. એમાં અનેક નદીઓ, પર્વતો, દેશો, સમુદ્રો તથા અરણ્યો આવેલાં છે. એ દ્વીપના જુદા જુદા વિભાગો ખંડને નામે ઓળખાય છે, તેમાં આ અનુપમ આત્માનું સંપૂર્ણ સાર્થક કરવાવાળો અને સ્વર્ગ તથા મોક્ષલક્ષ્મીને મેળવવા માટે યોગ્ય એવો આર્ય નામે ખંડ છે. એ આર્યખંડમાં અનેક મોટા મોટા દેશો તથા શહેરો વિસ્તારથી વસેલાં છે તથા કેટલાક દેશો કાળના પ્રભાવથી હાલમાં છિન્નભિન્ન થઇ ગયાં છે. જે દેશોમાં ચતુર્થ કાળમાં અનેક મહાત્મા પુરૂષો ઉત્પન્ન થયા હતા, અને જેનો વિસ્તાર સેંકડો અને હજારો યોજનોનો શાસ્ત્રકારોએ વર્ણવેલો છે, તે દેશો આજે વેરાન જેવા થઇ પડયા છે. એજ આર્યખંડમાં તીર્થંકર, સામાન્યકેવળી, ચક્રવર્તી, નારાયણ, પ્રતિનારાયણ, બલિભદ્ર, કામદેવ વગેરે ઉત્પન્ન થયા હતા, અને જેના આગળ ઇંદ્રપુરી પણ લજ્જિત થઇ જાય એવું મહાન્ સૌભાગ્ય આ દેશને પ્રાપ્ત થયું છે. કાળના પ્રભાવે હાલમાં એવા મહાત્મા પુરૂષો ઉત્પન્ન થવા દુર્લભ છે, છતાં પણ જીવ માત્રને ઉચ્ચ ગતિ પ્રાપ્ત કરવા માટે આ આર્યખંડ એક ખરેખરૂં સાધન છે, એમાં લેશ માત્ર પણ શક નથી.

#### पुद्गलपुरनो राजा चैतन्यसिंह.

હવે આ અનુપમ આર્યખંડમાં અસંખ્યાત નગરોમાં એક પુદ્‌ગલપુર નામે નગર અતિ રમણીક અને મનોહર શોભી રહેલું છે, જેમાં અનેક ધર્માત્મા, પુણ્યાત્મા, સમ્યક્ત્વી, તપસ્વી, અને સભ્ય નરનારીઓ વસે છે. એ નગર ઘણુંજ વિસ્તારવાળું છે, જેમાં અનેક જિન મંદિરો, ઉપાશ્રયો, મહેલો, બગીચા તથા નાનાં મોટાં ઘરો મનોહર આકૃતિનાં બનેલાં છે. વળી જ્યાં મોટા મોટા બજારોમાં ધનાઢ્ય વ્યાપારીઓની દુકાનો હારકટાર આવી રહેલી છે તથા હજારો અને લાખોની ઉથલપાથલ દરરોજ ચાલે છે, એવા અનુપમ અને દિવ્ય નગરનો મુકુટસમાન તેજસ્વી, ન્યાય શાસ્ત્રમાં નિપુણ, અપૂર્વ બળનો ધારક, મહાપરાક્રમી, વિચારવંત, ધર્મનો અનુરાગી, વિદ્યારૂપી લક્ષ્મીનો ભંડાર, અને સુંદર તેજોમય શરીરને ધારણ કરવાવાળો એવો ચૈતન્યસિંહ નામનો રાજા સંપૂર્ણ સત્તાથી રાજ્ય કરતો હતો, જેમના સલાહકારપ્રધાન મંત્રી જ્ઞાનસિંહ બહુ ઠરેલ સ્વભાવના, ન્યાયી અને યોગ્યાયોગ્યનો વિચાર કરવાવાળા તથા રાજાને યોગ્ય વિચાર દર્શાવી રાજ્યભારનું કાર્ય બહુ કાળજીથી કરતા હતા.

## सरलस्वभावी सुबुद्धि.

રાજા **ચૈતન્યસિંહ** બહુ દીર્ધદર્શી અને ધર્મચુસ્ત હતા અને સુભાગ્યે કરીને એઓના **લગ્ન** શ્રદ્ધાનપુરીના **ધર્મસિંહ** નામના વિદ્વાન રાજાની અતિ ચતુર, શાંત, સરલ પરિણામી અને સદ્‌વર્તનની ધારક, સ્વરૂપમાં દેવાંગનાઓને પણ લજાવે એવી, તથા શીયળરૂપી શણગારથી શોભિત, કામરૂપી મસ્તાનને કચડીને વિજય જેણે મેળવ્યો છે એવી, સત્યની શોખીન અને જૂઠને ઝેર સમાન જોનારી, એવા એવા મહાન ગુણને ધારણ કરવાવાળી **સુબુદ્ધિ** નામની રાજપુત્રી સાથે થયાં. યોગ્ય સ્ત્રી મળવાથી રાજાનું મન હમેશાં પ્રફુલ્લિત રહેતું. સ્ત્રીઓ પુરૂષને અર્ધાંગના સમાન છે. કાય પ્રસંગે સદ્‌ગુણી સ્ત્રીઓની સલાહ બહુ સહાયકર્તા થાય છે અને તેવીજ રીતે આપણા આ ચરિત્રના નાયક ચૈતન્યસિંહને **સુબુદ્ધિ મહારાણી** બહુ સહાયક થઈ પડયાં.

રાજ્યકારભાર બહુ સંતોષકારક રીતે ચાલી રહ્યો છે. રાજ્યમાં અન્યાય, અસત્ય કે અહંભાવ સ્વપ્ને પણ સંભળાતો કે દેખાતો નથી. **રાજા પોતેજ અસત્યનો કટ્ટો શત્રુ હોય તો તેના રાજ્યમાં અસત્ય રહેવા પામેજ કેમ?** જ્યાં સૂર્યનો પ્રકાશ છે ત્યાં અંધકાર કેમ હોઈ શકે? અને જ્યાં ન્યાયનું સમતોલન હોય અને ધર્મરૂપી દીપક હમેશાં પ્રકાશિત હોય, ત્યાં અધર્મી નાપાકો પોતાનો મઠ કેમ જમાવી શકે? મિલ્કતનો માલિક જાગ્રત હોય, ત્યાં ચોર લોકો કેવી રીતે ફાવી શકે? કદીજ ન ફાવી શકે.

આવી રીતે ચૈતન્યરાજા સંપૂર્ણ સુખમાં અને ભોગવિલાસમાં પોતાનો કાળ નિર્ગમન કરી રહ્યા છે અને સંસારમાં દુઃખ હશે કે નહીં એનો સ્વપ્ને પણ ખ્યાલ આવતો નથી, તેમજ સૂર્યસમાન કાંતિની ધારક અને શીળવ્રતની પાળક સુબુદ્ધિ મહારાણી સાથે આનંદમાં સંસારરૂપી સાગરમાં નિડરતાથી પોતાનું નાવ ચલાવી રહ્યા છે.

## पापरुपी पलीत.

સંસારી જીવોને **કર્મરૂપી શત્રુ** હમેશાં પૂંઠે લાગેલાજ હોય છે અને જ્યાંસુધી એ નાલાયક, અદેખા અને ઘાતકી સેતાનનો નાશ પુરેપુરો થયો નથી, ત્યાંસુધી એ નફ્ફટ નાપાક જીવનો કેડો છોડતોજ નથી. તક સાધીને પૂંઠે પૂંઠે ભમ્યાજ કરે છે. જીવનું જરાએક પણ પ્રમાદીપણું જોયું કે તરત પોતાનો પાપી પંજો જમાવી દે છે અને ક્રમક્રમે સર્વસ્વ હરણ કરવાની પણ તક લે છે. જેવી રીતે કપાસનો એક મોટો ઢગલો શાંતિથી રહેલો હોય છે, પણ તેમાં એક બારિક તલ માત્ર પણ અગ્નિનો સંયોગ થાય તો, તે આખો ઢગ થોડાજ વખતમાં નાશને પ્રાપ્ત થાય છે, તેવીજ રીતે સંસારમાં પણ સમ્યક્ત્વી અને દૃઢ પ્રતિજ્ઞા તથા ધર્મના ધારી જીવોએ પુણ્યરૂપી ઢગ મહા મહેનતે એકત્ર કરેલો હોય છે, તેમાં **પાપરૂપી અગ્નિની એક ચીણગારી** પડતાંજ તેનો નાશ થાય છે અને તેથીજ આગમો (શાસ્ત્રો) આજ્ઞા કરે છે કે, હે ભદ્રિક જીવો! તમો **પાપરૂપી પલીતથી** દોઢ ગાઉ દૂરજ રહેજો, કદિ પણ એનો વિશ્વાસ કરતા નહીં, તમારા અથાગ પરિશ્રમથી મેળવેલાં ધનરૂપી પુણ્યનો એ ચતુર ચંડાળ એક ક્ષણ માત્રમાં નાશ કરી નાંખશે અને **ચોર્યાસી લાખ જીવયોનિમાં** રખડાવી રખડાવીને તમામ પાયમાલી કરી નાંખશે. તમારા સુવિચાર અને ધર્મપ્રીતિ જોઇ એ અદેખા સેતાનો બળાપો કરે છે અને તમોને ચલાયમાન કરવાને તમારી પૂંઠે પૂંઠે ભમ્યાજ કરે છે. અને લાગ સાધી તમોને સજ્જડ છક્કડ ખવડાવે

છે તથા ભ્રમમાં ભૂલાવી ધર્મરૂપી નિસરણી ઉપરથી ગબડાવી જમીનપર પાડી **પાપરૂપી નર્કના દરવાજામાં** હડસેલી દે છે અને ત્યાં અસંખ્યાત કાળ સુધી **દુઃખરૂપી દરિયામાં** ડુબાડી મુકે છે, જ્યાંથી પાછા નીકળવાનો વારો લાંબે સમયે અથવા કવચિત્જ મળે છે, માટે ચેતો! ચેતો!! હે ભોળાઇમાં ભૂલી રહેલા ભદ્રિક જીવો! કદિપણ એ પાપી મિથ્યાત્વી પલીતના પ્રેમમાં ફસાઇ જશો નહીં, એ કપટકળાના ભંડાર, કાળસમાન અતિ નિર્દય પરીણામી **રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, મોહ, લોભ** વગેરે હમેશાં તમારી બારિક દેખરેખ રાખે છે, અને રાત્રિ દિવસે તમારાં છિદ્રો શોધ્યાજ કરે છે. મારા સારાં કૃત્યોમાં પણ કાંઇને કાંઇ ખામી લાવવા પ્રયત્ન કર્યા કરે છે. સત્યતાનો માર્ગ બહુ સાંકડો છે અને તેના ઉપર ચાલતા સરળ પરિણામી જીવોને નીચ, અધર્મી, ધુતારા, અસત્યવાદી, મિથ્યાત્વી ઠગરૂપી પાપના દૂતો હડસેલો મારી ગુલાટ ખવડાવે છે અને **ચતુર ચૈતન્યને** બાવરું બનાવી શાંતિના સાહિત્યમાં આગ લગાડી મુકે છે, અને પોતાના ધારેલાં કુકૃત્યો પાર પાડવાને સામર્થ્યવાન બનેછે.

જેવી રીતે લુચ્ચા લોકો ચોરી કરવાની લાલચથી હમેશાં સાહુકાર લોકોની દેખરેખ રાખ્યાજ કરે છે અને લાગ મળતાં તરત પોતાનો પંજો મારી જાય છે તેવીજ રીતે **કર્મરૂપી** ઠગો ચૈતન્યની પૂંઠે હમેશાં લાગેલાજ રહે છે.

પ્રિય વાચકો! આપણી વાર્તાના નાયક **ચૈતન્યરાજા** આટલો સમય કર્મરૂપી શત્રુથી દૂર હતા. અથવા એમ કહો કે કર્મરૂપી શત્રુની નજર એમના તરફ બગડી નહોતી, પણ **કાળની ગતિ ગહન** છે, ભાવી મિથ્યા થતું નથી, સુખ અને દુઃખ વારાફરતી આવ્યાજ કરે છે, ઉદય છે તેનો અસ્ત પણ છે, સૂર્યના પ્રકાશનો લોપ થયેલો જોવાને રાત્રિનો અંધકાર તાકીજ રહેલો હોય છે, તેમ આ ચૈતન્યરૂપી દીપકને ઝાંખો પાડવાને અથવા કહો કે બુઝાવવાને **અજ્ઞાનરૂપી અંધકાર** તૈયારજ હોય છે.

## प्रकरण २जुं.

### मिथ्यात्वपुरीना मोहराजा.

આ બેહોળા વિસ્તારવાળા પૃથ્વીતળને વિષે અસંખ્ય પ્રદેશો છે, તેમાં **અજ્ઞાનદેશ** એક અંધારી દિશામાં આવેલો છે. એ દેશમાં અનેક ગ્રામો, નગરો તથા શહેરો વિસ્તારથી વસેલાં છે. દેશના નામ પ્રમાણે નગરો પણ તેવાંજ લાયક! નામનાં શોભી રહેલાં છે, જેમાં એક ખાંચરેની ખુણમાં **મિથ્યાત્વપુર** નામનું અતિ મનોહર! શહેર વસેલું હતું અને તેમાં મહા આડંબર સહિત **મોહરાજા** રાજ્ય કરતા હતા. શહેર દેખાવમાંજ વિશેષ તેજસ્વી નહોતું કેમકે જ્યાં રાજા પોતેજ અન્યાયી, પ્રમાદી તથા અધર્મી હોય તે નગર સુધરતાને કેવી રીતે પ્રાપ્ત થાય તે વાંચનાર સહેજે સમજી શકે તેવું છે. કહેવત છે કે **"અંધેર નગરી આળસુ રાજા, દુષ્ટ અધર્મી રહે ત્યાં તાજા"** તે પ્રમાણે નગરનું કાર્ય અને વ્યવસ્થા ચાલતી હતી. મૂળ પ્રથમ શહેરનું નામજ **મિથ્યાત્વપુર**, તો પછી ત્યાં ધર્મ અને ન્યાય કેવી રીતે આવીને વસેલા હોય? અને વળી જે નગરનો રાજ્યાધિકારી રાજા પોતેજ **મોહરાજા**, ત્યાં વળી **ન્યાય** અને **સત્યસેનનું** શું કામ હતું! તેઓને તો ભૂલેચૂકે પણ નગરમાં પેસવાની મનાઇ હતી, તો વળી નગરમાં આવીને વાસો તો

કરેજ કયાંથી ? નગરમાં લુચ્ચા, કપટી, ઠગ, જુગારી, વ્યસનખોરો, હરામખોરો વગેરે તસ્કરમહાસો સારી રીતે ફાવી ગયેલા હતા, અને ફાવે તેમાં પણ કાંઈ નવાઈ જેવું નહોતું, કારણકે કોઇના ઉપર રાજ્ય તરફથી દેખરેખ હતીજ નહીં, અને તે હોયજ કયાંથી ? કેમકે રાજા પોતેજ અમાસના અજવાળા ! જેવા ઉજળા, અને છતે દીપકે અંધારા જેવા હતા. નગરને ફરતો મજબુત કોટ અજ્ઞાનરૂપી પાકા કાળા પથ્થરનો બાંધેલો હતો કે જે તોડવાને મહા મુશીબતે પ્રતિપક્ષી શુરવીરોને વેઠવી પડે એવી ધારણા રાખવામાં આવી હોય એમ લાગતું હતું.

## विषसमान विषयाराणी.

મહારાજાધિરાજ ! મોહરાજાના શુભ લગ્ન મદનપુરના મહા બળવાન અને પરાક્રમી રાજા લોલુપસિંહની એક પુરા લાડમાં ઉછરેલી, સુંદર સ્વરૂપવાન, વિદ્યાકળામાં નિપુણ (કપટકળાની ભંડાર !), મદનની માયામાં મસ્તાન, કામવિકારનો ખજાનો, અને વિષયના વિષથી ભરેલી વિષયા નામની તરૂણ કુમારીકા સાથે થયાં હતાં. મોહરાજાને આ ચતુરાઇમાં ચકોર ! પટરાણી વિષયારાણી બહુ પ્રિય થઇ પડયાં હતાં, કેમકે જેને જેવું જોઇએ તેવું તેને મળ્યું હતું. કહેવત છે કે:-

**દુષ્ટોને દુર્જન ભલા, કપટી ભલો કુછંદ;**
**સજ્જનને સદ્ગુરૂ ભલા, પામે પરમ આનંદ.**

મોહરાજા પૂર્ણ યુવાવસ્થાને પામ્યા હતા અને મહારાણી વિષયા પણ તેજ હદપર આવી પુગ્યાં હતાં. પતિપત્નિ બંન્ને પ્રેમમાં આશક્ત થઇ ભોગવિલાસ કરી રહ્યા હતા. જેવી રીતે મધુકર (ભ્રમર) કમળપુષ્પના પ્રેમમાં (સુગંધીમાં) આશક્ત થઇ રાત્રિદિન ગુંજારવ કર્યા કરે છે, તેમ મોહરાજા વિષયારાણીની નેત્રકટાક્ષ, હાવભાવ અને કામવિકારોની ઉપજતી છોળમાં લીન થઇ રહ્યા હતા. રાજ્યમાં શું થાય છે તેની દરકાર રાખ્યા વિના માયારૂપી મસ્તાન મદનની મમતામાં મોહાંધ થઈ કાળ વ્યતિત કરતા હતા.

## मंत्री रागसेन अने द्वेषसिंह.

હવે મોહરાજા જ્યારે આવી રીતે સ્ત્રીના પ્રેમપાસમાં પડી રહી આનંદ માને છે ત્યારે રાજ્યની, નગરની, રૈયતની અને તસ્કરોની તપાસ કોણ રાખતું હશે એવો વિચાર વાચકોને સહજ ઉત્પન્ન થશે, પરંતુ આપણા પરાક્રમે બહાદુર મોહરાજા એવા કાંઇ છેક ભોળાભા જેવા નહોતા. તેમના રાજ્યના બહોળા કાર્ય માટે બહુ. હોંશીયાર, દુશ્મનોનું દૈવત દાબી દેવામાં દુરઅંદેશીવાળા, પોતાના સૈન્યની સંભાળ રાખવાવાળા, મહા શૂરવીર, રણક્ષેત્રમાં કદિ પાછા નહીં હઠે એવા, હિંમતવાન સલાહકાર મંત્રીઓ હતા જેવી રીતે રથને હાંકવા માટે કાબેલ સારથીની જરૂર છે તેવીજ રીતે રાજ્યરૂપી રથ ચલાવવાને માટે અક્કલબાજ અને પ્રવીણ મંત્રીની રાજાને જરૂર હોય છે, તેમ આપણા મોહરાજાએ પણ બહુ પ્રયાસ કરીને અંધારામાંથી વિના દીપકે પોતાને અનુકુળ પડતા બે મંત્રીઓ પસંદ કર્યા હતા, જેઓના નામ રાગસેન અને દ્વેષસિંહ હતા.

## सैन्यना शूरवीर सरदारो.

આ બંને મંત્રીઓ મોહરાજાની આજ્ઞાથી પ્રજા (જીવ) ઉપર હુકમ ચલાવી રહ્યા છે. એઓના હાથ નીચે પુષ્કળ સૈન્ય સોંપાયલું છે, જેમાં અસંખ્ય યોદ્ધાઓ જોડાયલા છે. તેઓ મહા બળવાન અને કળાબાજ છે રાત્રિ દિવસ હોંશીઆરીથી માલિક મોહરાજાની નોકરી નિમકહલાલીથી બજાવે છે. રાજાનું

જરા અપમાન થતું જોઇને તેઓ તીકની માફક ટૂટી પડે તેવા સંપીલા છે. મંત્રીએએ કટક (લશ્કર)ના મુખ્ય કમાન્ડર (સૈન્યાધિપતિ) તરીકે શૂરવીર અને પરાક્રમી સાત **સરદારોને** નીમ્યા છે અને એ સાતે સરદારોના હાથ નીચે **અસંખ્ય સુભટો** સોંપી દીધા છે, જેઓ પોતાના ઉપરી અમલદારનો હુકમ થતાંજ તરત ખડા થઈ જાય એવા અને પોતાના જાનની પણ દરકાર કરે નહીં એવા હિંમતવાન છે. એ સાત સરદારોના નામ—**જ્ઞાનાવરણસિંહ, દર્શનાવરણસિંહ, વેદનીયસેન, આયુસેન, નામસેન, ગોત્રસેન,** અને **અંતરાયસિંહ**, એ મુજબ છે.

**જ્ઞાનાવરણસિંહ** સરદારના હાથ નીચેની લશ્કરની **પાંચ** ટુકડી પાડેલી છે અને તે ટુકડીના સરદાર તરીકે પાંચ યોદ્ધાઓ **મતિજ્ઞાનાવરણ, શ્રુતિજ્ઞાનાવરણ, અવધિજ્ઞાનાવરણ, મનઃપર્યયજ્ઞાનાવરણ અને કેવલજ્ઞાનાવરણ** છે.

**દર્શનાવરણસિંહ** સરદારના હાથ નીચેના લશ્કરની નવ ટુકડી પાડેલી છે અને તેના સરદાર તરીકે-**ચક્ષુદર્શનાવરણ, અચક્ષુદર્શનાવરણ, અવધિદર્શનાવરણ, કેવલદર્શનાવરણ, નિદ્રા, નિદ્રાનિદ્રા, પ્રચલા, પ્રચલપ્રચલા** અને **સ્ત્યાનગૃદ્ધિ** છે.

**વેદનીયસેન** સરદારના હાથ નીચેના લશ્કરની ટુકડીના બે ભાગ પાડેલા છે તેના સરદાર **સાતાવેદનીય**અને **અસાતાવેદનીય** છે.

**મોહનીયસિંહ** (મોહરાજા)ના પોતાના હાથ નીચેના ખાનગી સૈન્યના બે વિભાગ પાડેલા છે અને તેના મુખ્ય સરદારો **દર્શનમોહનીય** અને **ચારિત્રમોહનીય** છે. દર્શનમોહનીયસિંહના હાથ નીચેના ત્રણ સરદારો, **મિથ્યાત્વ, સમ્યકમિથ્યાત્વ** અને **સમ્યક્પ્રકૃતિ** છે. અને **ચારિત્રમોહનીયસિંહ**ની હકુમત નીચે બે સરદારો **કષાયસિંહ** અને **નોકષાયસિંહ** છે અને એ સરદારોના હાથ નીચે અસંખ્ય યોદ્ધાઓ છે.

**આયુસેન** સરદારના હાથ નીચેના લશ્કરની **ચાર** શાખા પાડેલી છે, જેના સરદારો **નરકાયુ, મનુષ્યાયુ, તિર્યંચાયુ** અને **દેવાયુ** છે.

**નામસેન** સરદારના હાથ નીચેના બહોળા કટકના ત્રાણું (૯૩) વિભાગ પાડેલા છે—**ચારગતિ** (નરક, તિર્યંચ, મનુષ્ય, અને દેવ), **પાંચ જાતિ** ( એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય, ચતુરઇન્દ્રિય, અને પંચેન્દ્રિય), **પાંચ શરીર** (ઔદારિક, વૈક્રિયક, આહારક, તૈજસ, કાર્માણ,) ત્રણ **આંગોપાંગ** (ઔદારિક, વૈક્રિયક, આહારક,) **એક નિર્માણ કર્મ, પાંચ બંધનકર્મ** (ઔદારિકબંધન, વૈક્રિયકબંધન, આહારકબંધન, તૈજસબંધન, કાર્માણબંધન,) **પાંચ સંઘાત** (ઔદારિકસંઘાત, વૈક્રિયકસં०, આહારક સં०, તૈજસ સં०, કાર્માણ સં०,) **છ સંસ્થાન** (સમચતુરસ્ર સંસ્થાન, ન્યગ્રોધપરિમંડળ સંસ્થાન, સ્વાતિ સંસ્થાન, કુબ્જક સં०, વામન સં०, હુંડક સં०), **છ સંહનન** (વજ્રર્ષભનારાચ સંહનન, વજ્રનારાચ સંહનન, અર્દ્ધનારાચ સંહનન, કીલક સંહનન અસંપ્રાપ્તાસ્ટપાટિકા સંહનન), **પાંચવર્ણ કર્મ** ( કૃષ્ણ, નીલ, રક્ત, પીત, શ્વેત ), **બે ગંધકર્મ** ( સુગંધ, દુર્ગંધ ), **પાંચ રસકર્મ** ( ખાટો, મીઠો, કડવો, કષાયલો, ચર્પરો ), **આઠ સ્પર્શ** (કઠોર, કોમળ, હલકો, ભારી. ઠંડો, ગરમ, ચીકણો, લુખો), **ચાર આનુપૂર્વ્ય** ( નરક, તિર્યંચ, મનુષ્ય, અને દેવાનુપૂર્વ્ય ), **એક અગુરૂલઘુ, એક પરઘાત, એક આતાપ, એક ઉદ્યોત, બે વિહાયોગતિ** ( મનોજ્ઞ, અમનોજ્ઞ ), **એક ઉશ્વાસ, એક ત્રસ, એક**

સ્થાવર, એક બાદર, એક સૂક્ષ્મ, એક પર્યાપ્ત, એક અપર્યાપ્ત, એક પ્રત્યેક, એક સાધારણ, એક સ્થિર, એક અસ્થિર, એક શુભ, એક અશુભ, એક સુભગ, એક દુર્ભગ, એક સુસ્વર, એક દુઃસ્વર, એક આદેય, એક અનાદેય, એક યશઃકીર્તિ એક અયશઃકીર્તિ, અને એક તીર્થંકર નામકર્મ-આ પ્રમાણે ૯૩ યોદ્ધાઓ નામસેનના હુકમ પ્રમાણે કાર્ય કર્યા કરે છે અને એઓના હાથ નીચે બીજા પણ ઘણા યોદ્ધાઓ છે.

ગોત્રસેનના હાથ નીચે માત્ર બેજ સરદારો છે જેઓ ઉચ્ચગોત્રસેન અને નીચગોત્રસેનના નામે ઓળખાય છે.

અંતરાયસિંહ સરદારની હકુમત નીચે પાંચ સુભટો તાબેદારી કરે છે, જેઓ દાનાન્તરાય, લાભાન્તરાય, ભોગાન્તરાય, ઉપભોગાન્તરાય, અને વીર્યાન્તરાય છે.

ઉપર જણાવેલા મુખ્ય આઠ સૈન્યાધિપતિઓમાં (આ વાર્તામાં) જે ચાર સરદારોને સિંહના પૂછડાં! લગાડવામાં આવેલા છે તેઓ ઘાતિયા કર્મ કરનારા છે અને બીજા ચાર સરદારોને સેનના પૂછડાં જોડેલાં છે તેઓ અઘાતિયા કર્મ કરનારા તરીકે ઓળખાય છે.

## कुनेहवान कामदेव.

મોહરાજાનો ખાનગી મિત્ર (સલાહકાર) તરીકે એક બહુ ખટપટીઓ, ભલભલાને ભમાવી ભાગ્યપર હાથ દેવડાવે તેવો, લાખોને લલચાવી લૂંટાવી લાચાર બનાવે તેવો, કરોડોને કાળાં ધોળાં કરી કાયર કરે તેવો, અસંખ્યોને અણધાર્યા સપડાવી અઘટિત આચરણ કરાવે તેવો, કપટકળાનો ખજાનો અને વાત કરી વંઠાવવામાં મજનો, સદાચરણી અને શીળવાનોના સત અને શીળનો ખજાનો લૂંટી લેવામાં શાણો! એવો મહા પ્રવીણ! અક્કલબાજ! કામદેવ નામનો મિત્ર હતો, જે રાજાનું હરકોઇ કામ ત્વરાથી બજાવતો, તેથી રાજા એને ગમે તેવાં મહાભારત ગુંચવણભરેલા કામ હોય તે સોંપતા અને તેવે સમયે સલાહ પણ એનીજ લેવાનું વ્યાજબી વિચારતા હતા!

(વધુ માટે 'ચેતનકર્મચરિત્ર' ગ્રંથ વાંચો.)

नोट-आ अंक साथे 'सस्ती जैन ग्रंथमाला': मे लगती नथी जाहेरखबर वेंचवामां आवी छे तेमांनो जडावबाईस्मारकनो प्रथम ग्रंथ- 'चेतन-कर्म चरित्र' के जे आवां २७ प्रकरणोवाळो २१० पृष्ठनो होई तेमां रमुजी वार्तारुपे जैनसिद्धांतनी अनेक बाबतोनुं रसीली शैलीथी निरुपण करेलुं छे अने हालमांज तैयार थयो छे, जे गुजराती भाषा जाणनार दरेक बंधुने अवश्य वांचवालायक होवाथी प्रथम तेनो नमूनो पण दरेकने मळी शके ते माटे तेमांना १२ पृष्ठोनो उतारो उपर आपेलो छे, ते मनन करी आ घणोज सस्तो ग्रंथ अवश्य मंगाववा दरेक बंधुने भलामण करीए छीए. छुटक किं. मात्र चारज आना छे (पोस्टेज जुदुं), ज्यारे सस्ती जैन ग्रंथमाळाना स्थायी ग्राहक थनारने पोस्टेज साथे मात्र आठ आना भरवाथी, आ २१० पानांनो ग्रंथ अने ते पछी प्रकट थये एवोज बीजो २०० पानांनो ग्रंथ मळशे एटले ४०० पानांनुं वांचन पोस्टेज साथे मात्र आठ आनामां दरेकने घेर बेठां मळी जशे, माटे आ अपूर्व लाभ लेवा सत्वर तैयार थाओ अने पत्र लखी ग्राहकमां नाम नोंधावो.

संपादक.



## श्राविकाओने आमंत्रण.

લેખકઃ-જૈનમહિલારત્ન શ્રીમતી મગનબાઈ-મુંબઈ.

આ અસાર સંસારમાં મનુષ્ય માત્ર પોતાની ભાવી ઇચ્છાઓ પુરી પાડવા માટે અનેક પ્રકારના પ્રયત્નો કર્યા જાય છે, અને તેઓને તેમના **પુરૂષાર્થ પ્રમાણે ફળ** પણ મળેજ છે. જેઓ ગૃહસંસાર વિસ્તારવાળો કરવા ધારે છે તે તેને વધારી શકે છે, જેઓ વ્યાપારમાં ઉન્નતિ વધારવા ધારે છે તે વ્યાપારમાં વધે છે, જેઓ વિદ્યામાં વધવા માંગે છે તે તેમાં વધે છે, જેઓ ચારિત્રમાં વધવા માંગે છે તેઓ ચારિત્રમાં અને જેઓ પ્રભુધ્યાનમાં યોગ-સમાધિ કરવા ધારે છે તે તેમાં વધે છે; એમ અનેક ઇચ્છાઓથી અનેક કાર્ય થયા જાય છે, તેમજ જે પ્રાચીન કાળમાં રાજા મહારાજાઓ તેમજ શેઠસાહુકારો પોતાની રૂપગુણવતી વિનયવાન, પુત્રીઓને, પુત્રોની સમાન ગણી સન્માન આપી વિદ્યા, કળા-કૌશલ્યમાં સંપૂર્ણ બનાવવાની અને ભેદ-ભાવ વિના સ્ત્રીધર્મના સૂત્રોનું અધ્યયન-કરાવવાની ઇચ્છા રાખતા હતા ત્યારે તેમની પણ તે ઇચ્છા પૂર્ણ થતી. તેનાં ઉદાહરણો ઘણી સુશીલ સતીઓ જેવી કે **સીતા, મંદોદરી, સાવીત્રી, ચંદના, અનંતમતી, બ્રાહ્મી, સુંદરી, કૈકેયી, રાજુલદેવી,** વગેરેની આજે આ વર્તમાનકાળમાં પણ સ્તુતિ થાય છે માટે તેનું અનુકરણ કરીનેજ આજે જૈનસમાજના નેતાઓ-વિદ્વાનો-પંડિતો, શેઠ સાહુકારો અને દીનગરીબ વર્ગ સર્વે એક અવાજે ભેદભાવના, સ્વાર્થપરાયણતા છોડી દઇ અમારા સ્ત્રીવર્ગની ઉન્નતિ કરવા ઇચ્છા કરે તો અવશ્ય અમે પણ પ્રાચીન કાલની દેવીઓની ઉપમાને યોગ્ય બની શકીએ.

જો કે જૈનસમાજમાં આજકાલ એક **આની ઉત્સાહ થયો** છે કે આપણી બ્હેનોને પણ શિક્ષણ આપવું, તેથી કેટલેક ઠેકાણે કન્યાશાળાઓ, શ્રાવિકાશાળાઓ અને આશ્રમો સ્થપાયાં છે; પણ તેમની દશા એક માસના બાળક જેવી નિર્જીવ છે, માટે હવે મારા **ધર્મબંધુઓને તેમજ ભગિનિયો (બ્હેનો)ને વિનતિ** કરૂંછું કે જો તમે તમારા ધર્મની, ગૃહસ્થાશ્રમની અને આત્મિક સુખની પ્રાપ્તિ કરવા ઇચ્છતા હો, તો તમારી ધનવાન નિર્ધન બ્હેનોને વિદ્યા આપવા ચૂકતા નહીં, તેને માટે ઉત્તરમાં **મુરાદાબાદમાં એક શ્રાવિકાશ્રમ** છે, બીજું **મુંબાઈમાં શ્રાવિકાશ્રમ** છે અને ત્રીજું ઇંદોરમાં હાલજ ઉઘડેલું છે. આ ત્રણે જગ્યાએ સમર્થ કન્યાઓ સધવાઓ પાસે જુજ ખર્ચ લઇ દાખલ કરવામાં આવે છે અને તેમને ઘરસંસાર-સંબંધી શિક્ષણ આપવામાં આવે છે તથા **ભવિષ્યની માતાઓ** થનાર કન્યાઓને પતિપરાયણ રહી કુટુંબ સેવામાં તત્પર રહે અને પોતાનું આત્મ-કલ્યાણ કરી પરંપરાય મોક્ષ માર્ગનું સાધન થાય તેવું શિક્ષણ આપવામાં આવે છે. અને જે સર્વ પ્રપંચોથી મુક્ત થયેલી પતિવિહીન **વિધવાઓ** છે તેમને વૈરાગ્યમય, લોકસેવાર્થ, આત્માનુભય જીવન ગુજારી શકે માટે ગરીબ **વિધવાઓને ઉપદેશ આપવાનું** તેમજ સ્ત્રી સમાજમાં જ્ઞાનવૃદ્ધિ કરવા શિક્ષકનું કામ શીખવવા ધાર્યું છે. અને જે સમર્થ વિધવાઓ છે તેમણે દેશ વિદેશ જઇ સ્ત્રી સભાઓ કરી બ્હેનોના મન કોમળ બનાવવા ઉદ્યોગ કરવો. વિધવાઓને આશ્રમને ખર્ચે રાખવામાં આવેછે.

આ પ્રમાણે અમારૂં કાર્ય ચાલતુંજ છે, પણ શોક એટલોજ કે હજી અમારો વર્ગ ઘણોજ અજ્ઞાન છે, વિધવા કે કન્યાઓને દેશ પરદેશ મોકલવા ડરે છે, માટે એ ખોટો ભય દૂર કરી સંસાર પાર કરવાનું સાધન એવા આશ્રમોમાં એકવાર મનની શાંતિ કરવા અવશ્ય આવો ! આવો ! આવો ! અસ્તુ !!




(संसारकी क्षणभंगुरता बतानेवाला दिलचस्प उपन्यास।)

[ लेखक-गोपीलाल गोधा—लश्कर। ]

प्रथम परिच्छेद।

रात्रि आधीसे अधिक जान पड़ती है, चारों तरफ सन्नाटा छा रहा है। शीतल मंद सुगंध पवन बह रही है। पूर्णमासीका चंद्रमा पूर्ण रुपसे आकाशमें अपनी छटा दिखा रहा है। कुमोदिनी खिल रही है। वन उपवनके वृक्ष इत्यादिकोंकी शोभा कैसी मनोहर मालूम पड़ती है। इस छटाको देखकर दर्शकोंका दिल प्रफुल्लित हुए बिना नहीं रहता। चकवाचकवीकी विरहकी आवाज कानोंमें सुनाई पड़ती है। कामीजनोंको काम सता रहा है, वे उसमें मग्न हो रहे हैं। साधुजन रात्रिको कम रही जानकर भगवत्‌भजनमें मग्न हो रहे हैं। सच है जो लोग आत्महित चाहनेवाले हैं उनको ऐसा शांतिका समय और कब मिल सकता है? इस समय वे लोग ईश्वराध्ययनमें मग्न हो रहे हैं। इसी शांतिके समयमें एक आवाज़ इस प्रकार सुनाई दी:—

" तू अकेला है, अकेला ही आया है और अकेला ही जायगा। यह संसार क्षणभंगुर है, कोई किसीका साथी नहीं। सब एक दिन कालके ग्रास बनेंगे चाहे कोई देव हो या दानव, मनुष्य हो वा पशु, धनवान हो या कंगाल, पुरुष हो वा स्त्री, वृद्ध हो वा बालक और मूर्ख हो वा विद्वान्, एक न एक दिन सबको उस परले घर जाना होगा। इन मोहोंमें पड़कर सुख चाहना ऐसा ही है जैसा अग्निपर घी डालकर बुझाना, अथवा अथाह जलमें कूद कर बचनेकी आस करना। यह देह जिसे तू खिलाता, पिलाता और इतनी खातिर करता है कदापि तेरा साथ न देगी। अब समय बहुत थोड़ा है इसे आत्मानंदमें लगा, बाह्य झगड़ोंमें मत पड़ जिससे तेरा कल्याण हो। अगर यह समय निकल गया तो फिर हाथ आना दुर्लभ है, इससे तेरे लिये यही आवश्यक है कि संसारी झगड़ोंको छोड़ और निज शक्ति द्वारा कर्मोंको मार भगा और स्वतंत्र राज्य प्राप्त कर "।

* * * *

सुकुमाल अपने शयनागारमें सो रहा था, यकायक उसकी आंख खुल गई, और उक्त वचन उसके कानोंमें सुनाई पड़े, वह उनको ध्यानसे सुनता रहा, और जब वे बंद हो गये तो यकायक वह विचारमें पड़ गया और अपने दिलमें कहा—" क्या वास्तवमें मैं अकेला हूं। नहीं! कदापि,

इस वर्षके ग्राहकोंको हिन्दी–गुजराती भाषाकी ८ पुस्तकें उपहारमें मिलती हैं।

॥ श्रीवीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक

# दिगंबर जैन.

# The Digambar Jain.

युतं सुलेखै र्विविधैश्चचित्रै, र्दिगम्बरंजैन मिदं सुपत्रम् ।
प्रभो ! महावीर ! ! तव प्रभावात्, समुच्चमामुन्नतिमातनोतु ॥

वर्ष ८ मुं. | वीर सं. २४४१. श्रावण. विक्र. सं. १९७१. | अंक–१० मो.




## रक्षाबंधन पर्व.

आपणा केटलाक धार्मिक दिवसो एटला प्रचलित थई गया छे के जेने आखी हिंदु कोम पवित्र त्हेवार तरिके माने छे. आवा त्हेवारमां एक तो अंतिम तीर्थंकर श्री महावीरस्वामीनो निर्वाणदिवस दिवाळी पर्वने नामे सर्वत्र प्रचलित छे, तेमज रक्षाबंधन ( बळेव ) नो पर्व पण जैनोमांथीज उद्भवेलो छे, जे हाल जगत्प्रसिद्ध सार्वजनिक त्हेवार थई गयो छे ए जैन कोमे खुशी थवा जेवुं छे. हालमां श्रावण सुद १५ ने दिने आ रक्षा-बंधननो पवित्र दिवस आवी पहोंच्यो छे, जे एज दिवस छे के जे दिने श्री अकंपनाचार्यादि ७०१ मुनिओने बळीराजाए करेलो घोर उपसर्ग, श्री विष्णुकुमार महामुनिए विक्रिया ऋद्धिना बळवडे निवार्यो हतो, तेथी ए दिने मुनिओनी रक्षा करवामां आवेली होवाथी ए दिने ते शहेरमां लोकोए रक्षानो दोरो बांध्यो हतो अने पछी दर वर्षे ए रिवाज प्रचलित थई गयो अने हाल तो व्हेन पोताना भाईने आवी रक्षा बांधे छे. हवे आ रक्षाबंधननी कथा ( सलूनापूजन सहित ) जे ' दिगंबर जैन ' नी भेट तरीके वीर. २४३९ ना वर्षमां वहेंचवामां आवी हती ते कथा ए दिने सर्वे समक्ष अवश्य वांची संभळाववी जोइए तेमज ए दिने विष्णुकुमार महामुनिनुं पूजन याने सलूनापुजन दरेक मंदिरजीमां थवुं जोईए. तेमज सभा भरी आ पर्वनी उत्पत्ति जैनोमांथीज उद्भवेली छे एवुं जाहेरमां प्रकट करवुं जोईए. आ त्हेवार सर्वे स्थळे केवी रीते पळायो तेना समाचार अमोने मोकली आपवा सर्वेने मला मण करवामां आवे छे के जे आवता अंकमां प्रकट करवामां आवशे.

### शीतळासातेमनो मिथ्या पर्व.

आपणा गुजरात प्रांतमां अन्यमती भाईओनां सहवासने लीधे तेमज उपदेशना अभावे आपणा जैन भाईओ पण धर्मविरुद्ध अने पापना पोटलांरुप केटलाक त्हेवारो मानवा मंडी जाय छे तेमांनो एक त्हेवार शीतला सातेम याने टाढीशीळी पण छे जे कोई श्रावण सुदी ७ने दिने तो वळी कोई श्रावण वदी ७ ने दिने माने छे एवो आ विचित्र त्हेवार छे. अन्यमती भाईओ ए दिने असंख्य जीवजंतुना स्थानभूत एवा नदी तलावोनां अणगळ पाणीमां न्हाई पवित्र थईने ! नदी कांठे मंटोडाना वनावेला शीतळामातानी अने पोताने घेर रांधवाना चूलानी पूजा !!! करीने ते दिने आगला दिवसनी रांधी मुकेली टाढी रसोई जमे छे अने ए दिने चूलो सळगावता नथी! आवो अंधश्रद्धानो अने पापना कारणभूत आ मिथ्यापर्व छे. जैनशास्त्रमां सवारनुं रांधेलुं सांजे खावामां पण दोष कहेलो छे त्यारे आगला दिवसनुं रांधी मुकेलुं के जे बीजे दिवसे सांज सुधीमां तो केटलीक वखते गंधाई पण उठे छे तेवुं अन्न खावामां आपणा केटलाक भाईओ अने व्हेनो पूण्य समजे छे अने अन्यमती भाईओनी देखादेखीथी एने पवित्र त्हेवार तरिके माने छे ए अजब जेवुं छे. वैद्यकशास्त्र पण टाढुं खावाने मनाई करे छे छतां पण आवो विचित्र त्हेवार अन्यमती भाईओए टोकी बेसाड्यो छे जेने जैनोए पोते न मानी बीजाने ते न मानवा माटे उपदेश आपवो जोईए. सुज्ञ जैन बंधुओ अने व्हेनो ! तमे जो आ त्हेवार मानता हो, तो आ वर्षथीज एवा खोटा व्हेमने निडरपणे दूर करी पापनां पोटलांरुप ए मिथ्यापर्वने मानवानुं छोटी देजो अने पुण्यने बदले शरीरने नुकशानकारक तेमज धर्मविरुद्ध टाढी रसोइ ( वासी ढूंचा ! ) जमीने पापनां पोटलां बांधवामांथी बचजो अने बीजाओने बचाववा प्रयत्न करजो.

✠ ✠ ✠ ✠

### षोडशकारण पर्व.

आपणो महान् श्री पर्व षोडशकारण-भावनानो पर्व श्रावण वद १ थी भादरवा वद १ सुधी आवी प-होंच्यो छे. हवे आ पर्वनुं व्रत एक महिनानुं छे, के जेमां १६ पोषधोपवास विधिपूर्वक करवा पडे छे तेमज दहेरासरोमां दररोज पंचपूजा, सहस्रनाम, तत्वार्थ सूत्रनुं वांचन, षोडशकारण पूजा वगेरे थाय छे पण अमारा जाणवा अने जोवा मुजब घणे ठेकाणे ते मात्र पोपटीया ज्ञानानी माफकज थाय छे एटले के तेनो अर्थ न समजावतां मात्र मूळ पाठज अने ते पण वळी दोडादोडीथी भणवामां आवे छे जेथी अशुद्ध वंचाय छे तेम अर्थ पण समजातो नथी, जेथी पर्वनुं महात्म्य जाणवामां आवतुं नथी, माटे आ पर्वमां दररोज तत्त्वार्थ सूत्रनी टीका ( हिंदी के गुजराती ) थोडी थोडी वांचीने ते महीने पुरी करवी जोइए तेमज षोडशकारण पर्वनी दर्शनविशुद्धि, विनयसंपन्नता आदि १६ भावनाओनुं वर्णन, जे श्री रत्नकरंडश्रावकाचार के बीजा शास्त्रोमां वर्णवेलुं छे तेमांथी ते सर्वे समक्ष अवश्य वांची संभळाववुं जोइए तेमज सर्वेए पोतपोतानी शक्ति मुजब आ व्रत आदरवानी जरुर छे.

✠ ✠ ✠ ✠

### विलंब केम ?

जैन कोमने जीवन अर्पण करनार पं. अर्जुनलाल शेठी उपर वगर न्याये आवी पडेली असह्य आपत ( केद ) मांथी मुक्त करवाने जयपुर महाराजा अने नामदार वाइसरोयने अनेक तारो अरजीओ करी करीने जैनो कंटाळ्या तेमज जैन अजैनपत्रकारो पण पुष्कळ आर्टिकलो

लखी लखीने थाक्या, तोपण अजब जेवुं छे के एक खुलासो सरखो पण जयपुर राज्य बहार पाडतुं नथी, जेथी जैनोनी लागणी दुखाई छे, अने छेवटनो एक रस्तो एक वगवालुं डेप्युटेशन जयपुर महाराजा अने नामदार वाइसरोय पासे लई जवानो छे, जे माटे पण घणुं लखावा छतां एवुं डेप्युटेशन हजु तैयार थई जतुंज नथी ए पण अजब जेवुं छे ! कोई पण अग्रेसर थईने नीकळ्या वगर मात्र वातो करवाथी कंई कार्य करातुं नथी. ज्यारे पत्रद्वारा के पेपरोद्वारा कंई खुलासोज मळतो नथी तो एक वखत मोंढामोंढ मळी खुलासो पूछवानी तो अत्यंत आवश्यकता छे. अमारा धारवा मुजब इंदोरमां हाल ब्र. शीतलप्रसादजी छे तथा हाईकोर्ट जडज मी. जुगमंदिरलाल जैनी एम. ए. बेरिस्टर पण त्यांज छे तेमज दानवीरो शेठ हूकमचंदजी, शेठ कल्याणमलजी, शेठ कस्तुरचंदजी वगेरे त्यांज छे, तो आ बाबत ब्रह्मचारीजीए खास खटपट करी तेमज लखनौरथी बाबू अजितप्रसादजीने बोलावी डेप्युटेशन माटेनुं नकी करी तेमां मुंबाई, कलकत्ता, अजमेर, सीवनीछपरा वगेरेना वगवाळा जैन श्रीमानोने सामेल करी जेम बने तेम घणीज त्वराए जैपुर महाराज अने नामदार वाईसरोय पासे डेप्युटेशन लई जवानी जरुर छे. आ छेक छेवटनो उपाय छे ते अजमाववानी जरुर छे अने तेमां न फवाय तो पछी वडी धारासभामां अने विलायतनी पार्लामेंटमां आ बाबतनो खास सवाल पूछाववानी जरुर छे केमके आ सवाल जेवो तेवो नथी, पण जैनकोमने माथे एक महाभारत नादकतुं कलंक चोंटेलुं छे ते दूर करवानी दरेक जैन बंधुनी फरजज छे. आ बाबत माटे खास कोशीश करवाने ब्रह्मचारी शीतलप्रसादजी अने श्रीयुत् बाबू जुगमंदरलाल जैनी (बेरिस्टर अने हाईकोर्ट जडज) ने खास आग्रह करीए छीए.




जिनेंद्रपंचकल्याणकमंगलः–अनुवादक और प्रकाशक–कुन्दनलाल जैन चंदावाडी, गीरगाम-बम्बई। पृ. ६२ मूल्य ०)≡ जैन समाजमें प्रचलित कवि रुपचंदजी पांडेकृत पंचकल्याणकका हिन्दी अनुवाद आज तक नहीं प्रकट हुआ था जिसकी पूर्ति इस पुस्तकसे हो गई है। इसमें मूल कविताके साथ शब्दार्थ और भावार्थ देकर फिर हरएक कल्याणकका सारांश भी दिया गया है और हरएक कल्याणकके साथ प्रश्नावली भी रखी गई है। विद्यार्थीओंके लिये यह पुस्तक बहुत अच्छी प्रकट हुई है। हरएक पाठशालामें प्रवेशकरने योग्य है। प्रकाशक और हमारे पुस्तकालयसे भी मिल सकती है।

द्वादशानुप्रेक्षाः–लेखक बाबू दयाचंद्र गोयलीय बी. ए. और प्रकाशक सद्बोधरत्नाकर कार्यालय–सागर। मूल्य ०।" इसमें श्री रत्नकरंडश्रावकाचारके आधारपर अनित्य, अशरण, संसारादि बारह भावनाका वर्णन बहुत सरल भाषामें लिखा गया है। प्रकाशक और हमारे पुस्तकालयसे भी प्राप्य।

आराधना–कथाकोष दूसरा भागः–– प्रकाशक 'जैनमित्र' कार्यालय, हीराबाग–बम्बई। ब्र. नेमीदत्तरचित संस्कृत आराधना-कथाकोषके हिन्दी अनुवादका प्रथम भाग

प्रकट हो चुका है और यह २५से ६२ तककी कथाओंका ४०० पृष्ठका दूसरा भाग है, जो 'जैनमित्र' के ग्राहकोंको उपहारमें दिया जाता है और अलग् मूल्य १।≈) है। संस्कृत कथा भी साथमें दी गई है। इसमें मृगसेन धीवर, राजा वसु, नीली, चारुदत्त, पारासर, सात्यकि, सागरदत्त, कुबेरदत्त, वशिष्ठ तापसी, मरिचि, द्वीपायन मुनि, सगरचक्रवर्ति, परशुराम, सुकुमाल मुनि, गजकुमार, भद्रबाहु, सुकोशल, भीमराजा आदिकी ३८ कथाओंका संग्रह है जो हरएकके पढ़ने योग्य है। प्रकाशक और हमारे पुस्तकालयसे भी प्राप्य।

मोक्षमार्ग निरुपण- लेखक और प्रकाशक-रायसाहब बाबू नानकचन्दजी बी.ए., हेडमास्टर, सेठ तिलोकचंद जैन हाईस्कूल–इन्दौर। २६ पृष्ठकी इस छोटीसी पुस्तकमें कर्मोंके क्षयका तथा शुद्ध दर्शन ज्ञान चारित्रके प्राप्त होनेका संक्षेपरूपमें सरल भाषामें वर्णन किया गया है। विद्यार्थीओंको पढ़ानेयोग्य है।

जैनमत नास्तिक नहीं है-प्रकाशक–आत्मानंद जैन ट्रेक्ट सोसायटी–अंबाला शहर। मूल्य एक पैसा। यूरोपियन जैन मी. हर्बर्टवोरनके लेखका लाला मुन्शीलाल एम. ए. कृत यह हिन्दी अनुवाद है, जो जैन अजैन सभीको पढ़ने योग्य है।

जैनतत्वसार-प्रकाशक–जैनज्ञानप्रसारक मंडल, सिरोही (रजपुताना)। श्वे. आम्नायके अनुसार इसमें हिन्दी भाषामें जैन तत्वोंका सुलभ रीतिसे व्यान किया गया है। सेठ केसरीमलजी मुताजीकी सहायता मिलनेसे ही मुनिराजों, सभा, पुस्तकालयादि संस्थाओंको विनामूल्य और अन्यको पांच आनेमें मिलती है। पृ. १४० और पक्की जिल्द है।

(१) साध्वी नीली (२) प्रभुजन्मोत्सव-गीत–लेखक अने प्रकाशक–कवि दत्तात्रय भीमाजी रणदिवे–कसबा पेठ–पूना। मूल्य ०)≈ अने ०)०।।। विषयो नामथीज प्रकट थाय छे. कविताओनां आ पूस्तको मराठी भाषामां छे.

उपदेशरत्नमाळाः—प्रकाशक मोजराज उर्फ मोतीलाल रावजी गांधी, शुक्रवार पेठ–सोलापुर. पृ. १४० किं. ०।। आ पुस्तक एज नामना एक बंगाळी पुस्तकनो मराठी भाषामां अनुवाद छे, जेमां शारीरिक, नैतिक, अने धार्मिक एवा ४२ विषयोनो समावेश छे, जे दरेक विद्यार्थीने वांचवा लायक तेमज मराठी पाठशाळाओमां अवश्य दाखल करवायोग्य छे.

साक्षात् मोक्ष अथवा मोक्षमार्ग देनहार मित्रः–प्रकाशक-जैनज्ञानप्रसारक मंडल–सीरोही। मू. ०)≈ हिंदी भाषा।

श्री महावीर जैन विद्यालयः—आ नामनी एक उत्तम संस्था हाल मुंबाइमां मुनि श्रीवल्लभविजयजीना प्रयासथी आपणा श्वेतांबरी

ભાઇઓ તરફથી સ્થપાઇ છે, જેના ધારાધોરણ વગેરેનું આ પુસ્તક શ્રીયુત મોતીચંદ ગીરધરલાલ કાપડીયા સોલીસીટર, (પ્રીન્સેસ સ્ટ્રીટ-મુંબાઇ) એ પ્રકટ કર્યું છે, જે જોતાં જણાય છે કે એ ઉત્તમ સંસ્થામાંથી ગ્રેજ્યુએટ થયા પછીનો ઉંચો અભ્યાસ કરનારને ઉત્તેજન, સ્કોલરશીપ તથા દૂર દેશમાં અભ્યાસ વધારવા જનારને મદદ, ઇનામના મેળાવડાઓ કરવા, સંસ્કૃત પ્રાકૃત ભાષાના પ્રચાર માટે તથા ઉંચા અભ્યાસ માટે કોલેજ સ્થાપવી વગેરે કાર્યો થનાર છે, તેમ બોર્ડિંગ પણ ખોલાઇ છે. દશ વર્ષ સુધી દર વર્ષે રૂ. ૯૪૫૨) તથા સ્થાયી મદદ રૂ ૮૯૮૦) તથા ૩૦૦૦) મકાન ફંડમાં ભરાયા છે અને હજુ વધુ પ્રયાસ ચાલુ છે. આવી ઉત્તમ સંસ્થા સ્થાપવા માટે આપણા શ્વેતાંબરી ભાઇઓને ધન્યવાદ ઘટે છે. જો આ વિદ્યાલય શરૂઆતના ઉત્સાહ પ્રમાણે બરાબર ચાલશે તો આખી જૈન કોમમાં આ સંસ્થા ઉત્તમ નીવડયા વગર રહેશે નહીં.

**નડીઆદ-હિંદુ અનાથાશ્રમનો રિપોર્ટઃ**—નડીઆદના આશ્રમનો આ ૧૯૧૩-૧૪ નો રિપોર્ટ જોતાં જણાય છે કે દિનપરદિન આ સંસ્થામાં મોટો સુધારો વધારો થતોજ જાય છે અને મદદ પણ પુષ્કળ મળવે છે, જે નિયમિતતા અને અડગ પ્રયાસનુંજ ફળ છે. આ એક વર્ષમાં આ આશ્રમ રૂ. ૧૮૯૮૧) નું દાન મેળવી રૂ. ૧૨૬૯૨) ખરચ કરી શકયું છે. હાલ ૮૮ અનાથો એમાં પળાય છે. આ રિપોર્ટમાં આશ્રમનાં ૬ ચિત્રો પણ છે. આખો રિપોર્ટ કાર્ડ લખવાથી મફત મળે છે.

**લઘુ અભિષેકઃ**—પ્રકાશક ડાહ્યાભાઇ શીવલાલ કરમસદ (ખેડા) કિં. ૦)ના કાષ્ટાસંઘી અને મૂળસંઘી બધા ભાઇઓને ઉપયોગી આ લઘુ અભિષેકમાં અષ્ટક, વિનતિ આરતી વગેરે પણ છે. છપાઇ સફાઇ સારી છે. કુન્દનલાલ જૈન, ચંદાવાડી ગીરગામ-મુંબાઇ તથા અમારી પાસેથી પણ મળી શકે છે.

**સુરત જીલ્લાનો ભૂગોળ શિક્ષકઃ**—પ્રકાશક છગનલાલ મોતીરામ શાહ, શાહપોર સુરત. કિં. ૦)ના એમાં સુરત જીલ્લાની ભૂગોળ સમજ સાથે આપેલી છે, જે સ્કુલોમાં ચલાવવા લાયક છે.

**જીવદયા ફંડઃ**—મુંબાઇના જીવદયાજ્ઞાન પ્રસારક ફંડનો ૭ માસનો આ રિપોર્ટ જોતાં જણાય છે કે એ અરસામાં જીવદયાના સિદ્ધાંતનો પુસ્તકો હેંડબીલો દ્વારા પુષ્કળ પ્રચાર કરી અનેકને વનસ્પત્યાહારી બનાવ્યા છે, જે એના બાહોશ સેક્રેટરી શેઠ લલ્લુભાઇ ગુલાબચંદ ઝવેરીનેજ આભારી છે.

**સુકવિ-સમિતિઃ**—પ્રકાશક છોટુભાઇ દાજીભાઇ દેશાઇ, શારદાવિહાર-સુરત. પૃ. ६४ કિં. ૦। આ નવીન પુસ્તકમાં નાટકરૂપે સેંભાગુ કવિઓની બનાવટ કરવામાં આવી છે જે વાંચવાથી કવિતાના રચનારાઓને બોધ મળે તેમ છે.

**આદર્શ જીવનઃ**—તંત્રી વાડીલાલ મૂળજીભાઇ સંઘવી-લીંબડી. વર્ષ ૧ અં. ૧ માત્ર ૨૪ પાનાનું ત્રિમાસિક અને વાર્ષિક મૂલ્ય આઠ આના. અભિપ્રાય હવે પછી.

**સૂર્યપ્રકાશ**—સુરતથી પ્રકટ થતું અઠવાડીક વર્તમાન પત્ર. વર્ષ ૪૭ અં. ૩૨મો. આ પત્રમાં આ અંકથી **નવું જીવન** આમેજ થયું છે એટલે લખાણશૈલી તથા પૃષ્ઠોમાં સારો સુધારોવધારો થઇ લવાજમ પણ બેને બદલે **માત્ર સવા રૂપીઓ** કરાયું છે એટલે પોસ્ટેજ સાથે ૨)- છે. છપાઇ સફાઇ સારી છે તેમ જાહેરખબરથી પણ પાનાં ભરવામાં આવ્યાં નથી. ચાલુ ખબરો મેળવવા માટે આ એક સસ્તું સાધન છે. સુરતના આ સૌથી જુના પત્રના ગ્રાહક થઇ એના કાર્યની કદર

કરવા ખાસ કરીને સુરત તથા બીજા શહેરોના ભાઇઓને ભલામણ કરીએ છીએ.

'તીર્થક્ષેત્ર કમીટીનો રિપોર્ટ'—ભારત-દિ. જૈન તીર્થક્ષેત્ર કમીટીનો વીર સં. ૨૪૩૯નો આ ૧૧ મો રિપોર્ટ મહામંત્રી લાલા પ્રભુદયાળજીએ પ્રકટ કર્યો છે, જે જોતાં જણાય છે કે પ્રકટ કરવાની તા૦ ૧૫-૫-૧૫ હોવા છતાં પણ એમાં એના સ્થાપક તથા એ માટે તનતોડ મહેનત કરનાર **સ્વર્ગીય મહામંત્રી દાનવીર શેઠ માણેકચંદજી**ના સ્વર્ગવાસનો ઉલ્લેખ અને તે માટે કમીટીને ગયેલી ખોટનો ઠરાવ સરખો પણ કરવામાં આવ્યો નથી એ શોચનીય છે. કમીટીએ એ વર્ષમાં ઘણુંજ સારૂં કાર્ય બજાવ્યું હતું. જુદા જુદા તીર્થોના આશરે દોઢ લાખ રૂપિયા આ કમેટીમાં જમે છે, જેની યોગ્ય દેખરેખ રખાય છેજ તોપણ સ્પીશીએક ભાગવાથી રૂ. દશહજાર શેરમાં અને દશ હજાર ડિપોઝીટમાં સંડોવાયા છે (પણ આ શીખામણ ! મળવા પછી બીજા નાણાં તો સંડોવાવાનો હવે. ભય નથી.) જે દૈવાધિન છે. આ રિપોર્ટમાં ઘણા તીર્થોનો વીગતવાર હિસાબ પ્રકટ કરેલો છે, તેમ દરેક તીર્થની જાણવા લાયક હકીકત પણ આપેલી છે. એટલે યાત્રામાં પણ સાથે રાખવા લાયક છે. આપણે ઇચ્છીશું કે લાલા પ્રભુદયાળજી વીર સં. ૨૪૪૦ નો રિપોર્ટ પણ હવે તાકીદે બહાર પાડશેજ. વળી હાલ આ કમીટીના સ્થાયી પ્રમુખ તરીકે રા. બ. દાનવીર શેઠ હુકમચંદજી નીમાયા છે એટલે હવે આ કમીટીનું કાર્ય પગભર થયા વગર રહેશે નહિ.

· શેઠ હીરાચંદ ગુમાનજીની સંસ્થાનો રિપોર્ટ:-સ્વર્ગીય દાનવીર જૈનકુલભૂષણ શેઠ માણેકચંદજી અને એમના કુંટુમ્બીઓના તન મન ધનના અતુલ્ય ભોગથી સ્થપાયલી સંસ્થાઓનો એટલે **હી. ગુ. જૈન બોર્ડિંગ-મુંબાઈ, પ્રે. મો. દિ. જૈન બોર્ડિંગ-અમદાવાદ, માણેકચંદ પાનાચંદ દિ. જૈન બોર્ડિંગ—રતલામ** અને **હીરાબાગ ધર્મશાળા—મુંબાઈ**; આ ચારે સંસ્થાઓનો સં. ૧૯૬૩-૬૪ નો સંયુક્ત રિપોર્ટ છે, જે જોતાં જણાય છે કે આ બધી સંસ્થાઓ ઉત્તમ કાર્ય કરી રહેલી છે. વળી આ સંસ્થાઓના ટ્રસ્ટ ફંડને બીજાં પણ કેટલાંક ફંડોની વ્યવસ્થા સોંપાયલી છે એટલે આશરે **રૂપિયા બે લાખની રકમનો** વહીવટ એ કમીટી કરી રહી છે. મુંબાઇ બોર્ડિંગમાં ત્રણે ફિરકાના આશરે ૪૦, અમદાવાદ બોર્ડિંગમાં આશરે ૩૫, તથા રતલામ બોર્ડિંગમાં આશરે ૪૦ વિદ્યાર્થીઓ લાભ લઇ રહ્યા છે. તેમજ મુંબાઇની હીરાબાગ ધર્મશાળાનો તો જૈનો ઉપરાંત આખી હિંદુ કોમ ઉત્તમ રીતે લાભ લઇ રહી છે. બે વર્ષમાં **૨૨૩૬૪ યાત્રાળુઓએ** એનો લાભ લીધો હતો. વળી એ સાથે ધર્માદા દેશી ઔષધાલય સ્થાપાયલું છે જેનો લાભ પણ એ બે વર્ષોમાં **૫૩૨૮૧ દર્દીઓએ** લીધો હતો. અમદાવાદ બોર્ડિંગ તરફથી "**દિગંબર જૈન**" માસિક (આજ પત્ર) પ્રકટ થાય છે તેનો ૨૪૩૯-૨૪૪૦નો ઉપજ ખરચનો હિસાબ પણ આ રિપોર્ટમાં સામેલ છે. સને ૧૯૦૦માં **પ્રથમજ મુંબાઇની બોર્ડિંગ સ્થપાયા** પછી હાલ ૧૫ વર્ષમાં દિગંબર જૈનોમાં અનેક બોર્ડિંગો, પાઠશાળાઓ, સભાઓ, તથા અન્ય સંસ્થાઓ સ્થપાઇ છે જે દરેક હીરાચંદ ગુમાનજીની આ ધાર્મિક સંસ્થાને આભારી છે. દાનવીર શેઠ માણેકચંદજીના તન મન અને ધનના અતુલ્ય ભોગેજ હાલ ૧૫-૨૦ વર્ષ થયાં દિગંબર જૈન કોમમાં પ્રગતિના કિરણો ઝળકી રહ્યાં છે.

**श्वे. जैन तेरापंथी सभाकी रिपोर्टः—** फलकत्ताकी इस सभाका यह दूसरा रिपोर्ट

देखनेसे विदित होता है कि ईसमें रु. ५००००)का तो स्थायी फंड है। जिस द्वारा सभा पुस्तकालय आदि कार्यों बहुत ही उत्तमतासे किया जाता है। इस वर्षमें रु. ४०२९॥। का खर्च किया गया था। कलकत्ताके श्वे. जैन तेरापंथी भाईओंकी इस बृहत् सभाका अनुकरण हरएक सभाको करना चाहिए। इसके सुयोग्य मंत्री केशरीचंद कोठारी, ७१ क्लाईव स्ट्रीट-कलकत्ता हैं।

अकोला जैन बोर्डिंगनो रिपोर्ट—वहाड शिक्षण प्रसारक दि. जैन बोर्डिंग [अकोला] नो आ पांचमो रिपोर्ट मी. जयकुमार देवीदास चवरे वकीले प्रकट कर्यो छे, जे जोतां जणाय छे के हाल एनो १८ विद्यार्थीओ लाम लई रहेला छे. फंड मोटुं नथी तेथी ए खातुं वधी शकतुं नथी माटे वहाड प्रांतना भाईओए आ बोर्डिंगने मदद करी, एने मोटा पायापर लाववी जोइए. मी. चवरे वकील ए खातुं उत्तम रीते चलाववाने अनेक रीते लायक छे; पण एमने सहायकोनी जरुर छे.





ભાવનગરની પાઠશાળાઃ—મુનિમ ધરમચંદજી જણાવે છે કે અત્રે સંતોકબ્હેન પાઠશાળાની ત્રિમાસિક પરીક્ષા મેં ગયા માસમાં લીધી હતી, જેથી જણાય છે કે આ શાળામાં દશ માસમાં સારૂં શિક્ષણ અપાયું છે. છોકરા છોકરી મળી ૨૫ વિદ્યાર્થી છે જે દરેક દર્શન, પૂજા, સ્વાધ્યાય, જાપ વગેરે નિત્ય કરે છે અને તે બદલ તેમને ઇનામ મળે છે, એટલે સારૂં ઇનામ મેળવવાને તેઓ ઘણા ઉત્સાહથી કાર્ય કરે છે. આ રીતે શાળાના સાધનથી જ્ઞાનમાં વધારો થાય છે અને અજ્ઞાની પણ સમજુ થઇ ખરાબ આચરણ છોડી દે છે. જો આવી પાઠશાળાઓ ગામેગામ થાય તો આપણી સ્થીતિ અવશ્ય સુધારી શકીએ અને કુરિવાજો કે જે નાબૂદ કરવા માટે આપણી કોન્ફરન્સો વગેરે મંડળો પુષ્કળ ખટપટ કરી રહેલાં છે તે છતાં જોઇતો સુધારો થતો નથી, તે આવા ટૂંકા ખર્ચથી અને સુગમતાથી થઇ શકે માટે દરેક નાના ગામમાં પણ પાઠશાળા તો થવીજ જોઇએ, તોજ કુરિવાજો અનાયાસે બંધ થાય. બીજા પ્રસંગોમાં જમણ વગેરેમાં અથવા યશ માનની ખાતર મોટા કહેવરાવવામાં નકામો ખર્ચ નહીં કરતાં પોતાને અને પોતાની ફરજનને માટે થોડી રકમ આવી પાઠશાળા સ્થાપવા માટે કાઢવી જોઇએ. જેથીજ ધર્મનો, કોમનો તેમજ દેશનો ઉદય છે. આ શાળામાં એ દિને મેળાવડો કરી ઇનામો વેંચાયાં હતા તથા કેળવણી વિષે વ્યાખ્યાન થયું હતું.

**પ્રાચીન પ્રતિમા અવ્યવસ્થિત સ્થીતિમાં:**—મખીઆવ (આણંદ)ની પાસે ધોળકા નામે ગામમાં એક ભોંયરામાં ત્રણ ફીટ ઉંચી સફેત પાષાણની શ્રી રૂષભનાથ સ્વામીની પ્રાચીન પ્રતિમા છે તે વસ્તી વગર તદ્દન અવ્યવસ્થિત સ્થિતિમાં અંધારામાં પડી રહેલી છે, જેની યોગ્ય વ્યવસ્થા કરવાને શા છગનલાલ કુબેરદાસ મખીઆવ (આણંદ) દિ. જૈન તીર્થક્ષેત્ર કમીટીને સૂચના કરે છે. કોઇ સ્થળે જરૂર હોય ત્યાં આ પ્રતિમાજી પધરાવવાની જરૂર છે.

વલાસણ ( આણંદ)ની પંચ જણાવે છે કે અત્રે રૂ. ૩૦૦૦) ખરચી દહેરાસર બંધાવ્યું હતું, તે પાણી ઉતરવાથી પડી જવાથી હાલ રૂ. ૧૦૦૦) નો ખરચ કરવાની જરૂર પડી છે તે માટે પંચ તરફથી બે આદમી ટીપ કરવાને ગુજરાતમાં ફરનાર છે, તો સર્વે ભાઇઓએ આવા કાર્યમાં બનતી મદદ કરવી.

भूल थई छे–' जैनप्रभात ' अने ' सत्यवादी ' पत्रमां सुरतमां केटलाक श्वे. जैनो आगाखानी धर्ममां वटलवानी विगत प्रगट करी छे जे तद्दन भूल छे केमके मात्र केटलाक वैश्नवोज ते धर्ममां गया छे.

**વડોદરાની પાઠશાળાને ઉત્તેજન:**-માસ્તર નાનચંદ પૂંજાભાઈ બી. એ. જણાવે છે કે અત્રેની વાડીની પાઠશાળામાં એક સભા તા. ૧૫-૭-૧૫ ને દિને રા. દલપતભાઈ કેવળદાસ એલ. સી. ઇ.ના પ્રમુખપદે થયેલી, તેમાં વિદ્યાર્થીઓની પરીક્ષા લઈ ધાર્મિક શિક્ષણનો ફેલાવો વધુ થવા સંબંધી અસરકારક વિવેચન કરી, શ્રાવિકા પાઠશાળાને પોતાના તરફથી એક વર્ષ સુધી માસિક રૂ. ૭) આપવા જાહેર કર્યા તથા રૂ ૫) પાઠશાળામાં ભેટ આપ્યા હતા. વળી અત્રે શ્રાવિકા પાઠશાળાને અંગે તા. ૧૧-૭-૧૫ થી ભરતગૂંથણનો વર્ગ ઉઘાડવામાં આવ્યો છે, જેમાં મોટી ઉમરની સ્ત્રીઓ બપોરના ટાઇમે કોરો, રૂમાલ, ટોપીઓ વગેરે ભરતાં શીખે છે. આ એક નવીન સાહસ છે અને એનો દાખલો બીજા ગામવાળાઓ લેશે એવી આશા છે.

**रथोत्सव और मेलावडा:**–वर्धासे पं. जयचंद्र श्रावणे सूचित करते हैं कि इंधर ता. २८-९-१५ के वार्षिक रथोत्सव और उसके पहिले पांच दिन तक तेरहद्वीप पूजन होगा तथा ता. २९ को दि. जैन बोर्डिंगका तीसरा वार्षिकोत्सव होनेवाला है जिस मौकेपर कई विद्वानोंके व्याख्यान भी होंगे इसलिये सब भाईओंको अवश्य पधारना चाहियें। वर्धा जी. आई. पी. रेल्वे नागपुर लेनमें खास स्टेशन है और इधरसे मुक्तागीरी, भातकुली, रामटेकजी तीर्थ भी समीप ही हैं।

**श्री रूषभ ब्रह्मचर्याश्रमका भ्रमण:**–ब्रह्मचर्याश्रमका इस सालका वर्षाती दौरा ता. २-८-१५से शुरु हुआ है। इसवार श्री सम्मेदशिखरजीकी यात्रा होगी और मार्गमें कलकत्ता, कानपुर, ईलाहाबाद, बनारस आदि स्थानोंपर आश्रमका भ्रमण होगा। सभी ब्रह्मचारीगण साथमें हैं और व्याख्यानकार पंडित भी साथ२ हैं। दो मास तक यह दौरा रहेगा। जहां२ ब्रह्मचर्याश्रमका आगमन हो वहांके जैनोंकी फर्ज है कि आश्रमका पूर्ण आदर कर व्याख्यानादि कराकर लाभ उठावें।

आवश्यक्ता—संस्कृत, अंग्रेजी और वैद्यकके जानकार अध्यापककी आवश्यक्ता है। वेतन ३०) से ४०) मासिक तक। पत्रव्यवहारका पता—रामलाल सौलाल, चीनी पट्टी नं. १) कलकत्ता।

**दानवीर शेठ माणेकचंदजीनी जयंतीः—** आमोदमां स्वर्गीय दानवीर जैन कुलभूषण शेठ माणेकचंदजीनी जयंति अषाड वद ९ नी रात्रे वकील कृष्णलाल बळवंतराय देशाईना प्रमुखपणा नीचे सारी रीते उजवाई हती, जेमां रा. हरजीवनभाई रायचंद तथा बीजा भाईओए माणेकचंद शेठनी उदारता अने धार्मिक कार्यो करवानी खूबीनुं वर्णन करी तेमने पगले चालवानी सर्वेने सूचना करी हती. वळी आ जयंती अलाहाबाद बोर्डिंगमां पण बाबू शीवचरणलाल बी. ए. वकीलना प्रमुखपदे मनाई हती अने पं. दीपचंदजीए शेठ माणेकचंदजीना गुणोनुं वर्णन कर्युं हतुं तेमज रतलाम, कलकत्ता अने नरसिंहपुरमां पण आ जयंती मनाई हती.

**संप थयो—**आकलुजथी गांधी भाईचंद ताराचंद जणावे छे के अत्रे वीसा हुमड ज्ञातिमां १२ वर्ष थयां बे तड पडेलां हतां ते ज्येष्ठ मासमां शेठ नाथा रंगजीने त्यां लग्न प्रसंगे शेठ रामचंद नाथाना प्रयासथी एकत्र थई संप थयो छे. आ प्रमाणे सोलापुर, वगेरे घणा स्थळोए ज्ञातिओमां नजीवां कारणोए तडो पडेलां छे अने तेणे गंभीर रुप लीधेलुं छे, जेथी व्यवहारिक साथे अनेक धार्मिक कार्योमां विघ्नो आव्यां करे छे, माटे आवां तडो ज्यां होय त्यांथी ते नाबूद थवानी जरुर छे.

**सोजीत्राथी** પં. સોમાભાઇ જણાવે છે કે અત્રે ભટ્ટારક શ્રી સુરેંદ્રકીર્તિજીએ ચાતુર્માસ કર્યો છે જેનો વરઘોડો અષાડ વદ ૨ પર ધામધુમથી નીકળ્યો હતો. અત્રે રોજ સાંજે શાસ્ત્ર વંચાય છે. સોજીત્રાની આસપાસના ભાઇઓએ આ ચાતુર્માસમાં શાસ્ત્રશ્રવણનો લાભ લેવો જોઇએ.

**મુંબઈમાં ફરતી લાયબ્રેરીઃ—**મુંબઈમાં ભૂલેશ્વર આગળ લાલબાગમાં મુનિ મોહનલાલજી સેંટ્રલ લાયબ્રેરી ઘણુંજ સારા પાયા ઉપર ચાલી રહેલી છે, તેમાં એક નવો વધારો એ થયો છે કે મુંબઈમાં રહેતી જૈન સ્ત્રીઓને ઘેરબેઠાં વાંચનનો લાભ મળી શકે તે માટે ફરતી લાયબ્રેરીની યોજના અમલમાં મુકાઈ છે અને એ માટે સારૂં ફંડ પણ થયું છે. આ ફરતા પુસ્તકાલયની પેટી ઘેર બેઠાં વગર લવાજમે પહોંચાડવાની ગોઠવણ થઇ છે. આ યોજના ઘણીજ ઉત્તમ છે અને એથી જૈન બ્હેનો ( અને તેમના ઘરના પુરૂષો પણ ! ) એનો લાભ ઘણીજ સારી રીતે લઇ શકાશે. આ ફરતી લાયબ્રેરીના નિયમો વગેરે અમને પ્રકટ કરવા માટે મળ્યું છે પણ તે સ્થાનાભાવને લીધે પ્રકટ ન કરતાં જણાવીશું કે એ સંબંધી પત્રવ્યવહાર લાયબ્રેરીઅન સાથે કરવાથી સર્વે ખુલાસો મળી શકશે.

**યુદ્ધ અને તા. ૪થી ઑગસ્ટ—** આપણી ન્યાયશીલ બ્રીટીશ સરકારને માત્ર ન્યાયને ખાતર જર્મની સામે તા. ૪થી ઑગસ્ટે લડાઇ શરૂ કરવી પડેલી તેને એક વર્ષ પૂર્ણ થયું તેની યાદગીરી નિમિત્તે ગઇ તા. ૪થી ઑગસ્ટનો દિવસ આખા હિંદમાં ભારે

ઉત્સાહથી પળાઈ અનેક સભાઓ થઇ હતી તેમાં જૈનો તરફથી પણ અનેક સ્થળે સભાઓ થઇ બ્રીટીશ રાજ્યનો જય અને યુદ્ધની શાંતિ ઇચ્છવામાં આવી હતી. ઈંદોરની તીલોકચંદ જૈન હાઇસ્કૂલમાં આવી સભા થયેલી તેમાં રાયસાહેબ બાબૂ નાનકચંદજીએ અંગ્રેજ સરકાર અને મિત્ર રાજ્ય માત્ર જર્મનીનો અન્યાય રોકવાને માટેજ લડી રહ્યા છે, એ સાબીત કરી બતાવ્યું હતું.

**माळवा सभाका औषधालयः**—मालवा दि. जैन प्रांतिक सभाका मुफ्त औषधालय खुलनेको सिर्फ एक वर्षही हुआ है परंतु इतने समयमें इस औषधालयने बड़ी भारी उन्नति की है। ११० प्रकारके रोगोंकी दवाई हरसमय तैयार रहती है। हैजा और प्लेगके भयंकर रोगोंकी दवाएं अत्युत्तम हैं। हर्षका विषय तो यह है कि औषधालयकी ८९ ग्रामोंमें ब्रान्च खुल चुकी हैं, जहांसे भी दवाई विना मूल्य भेजी जाती है। जहां २ यह ब्रान्च खुली है वहांके भाईओंको इस औषधालयका लाभ लेना चाहिए और अन्य महाशयों नीचे लिखे पतेसे हरएक प्रकारकी औषधियां केवल डांकव्ययके वी. पी. से मगा सकते हैं—लाला भगवानदास, महामंत्री मालवा दि. जैन प्रां. सभा औषधालय बड़नगर ( मालवा )।

**ઠગારાથી ચેતજો:**—દુગનિવાસી મોહનલાલ શેઠી તથા ચોથમલ પાદાડાના પત્રથી જણાયું છે કે આશરે ૩૦-૩૫ વર્ષની ઉમરનો એક પંચમ જૈન પોતાને મોતીસાગર નામે ક્ષુલ્લક ત્યાગી બતાવી ગામેગામ ફરે છે તથા પોતાની સાથે વર્ધા બોર્ડિંગની રસીદબુક ચોરીને રાખેલી છે તથા 'દિગંબર જૈન'ના અંકો પણ સાથે છે તે તદ્દન ઠગ માલમ પડયો છે માટે તેથી સાવચેત રહેવું. ( આજ ઠગ જેઠ માસમાં મુંબાઈ, સુરત વગેરે સ્થળે આવ્યો હતો અને કહેતો હતો કે હું તો શીખરજી જઇને નિગ્રંથ મુનિની દીક્ષા લેવાનો છું વગેરે).

**સુરતમાં સભાઓ**—અત્રે જૈનહિતવર્ધક મંડળની માસિક સભામાં જેઠ સુદ ૨ ને દિને વૈદ્ય કસ્તુરચંદ નવલચંદનાં પ્રમુખપણા નીચે શા. સાંકેરચંદ મગનલાલ જરીવાળાએ "જૈન જીવન" ઉપર તથા અષાડ સુદ ૨ ની સભામાં માસ્તર વનમાળીદાસ અંદરજીએ ભાવનગર સ્ટેટના રીટાયર્ડ ન્યાયાધીશ શ્રીયુત્ ઠાકોરદાસ નવલચંદના પ્રમુખપણા નીચે 'મંડળ અને આપણું કર્તવ્ય' એ વિષય ઉપર ભાષણો આપ્યાં હતાં.

**ત્યાગીઓના ચાતુર્માસ:**—બ્ર. શીતલપ્રસાદજીએ ઈંદોરમાં, બ્રહ્મચારી હેમસાગરજીએ ચોપડા ( ખાનદેશ ) માં, ભ. સુરેંદ્રકીર્તિજીએ સોજીત્રામાં, ભ. વિજયકીર્તિજીએ બાકરોળ ( મોડાસા ) માં ચાતુર્માસ કર્યો છે. શ્રીમાન ત્યાગી ઐલક પન્નાલાલ, ક્ષુલ્લક મનાલાલજી વગેરે ત્યાગીઓએ જ્યાં ચાતુર્માસ કરેલો હોય ત્યાંના ભાઇઓએ અમોને ખબર લખી મોકલવી જે આવતા અંકમાં પ્રકટ કરવામાં આવશે.

**મુંબઇનું જીવદયાજ્ઞાનપ્રસારક ફંડ** જીવદયાને લગતું ઉત્તમ કાર્ય કરી રહેલું છે, જેણે હાલમાં કેટલાક દેશી રાજ્યકર્તાઓ ઉપર એક અરજપત્ર મોકલી જાનવરો ઉપર ગુજરતું ઘાતકીપણું અટકાવવાનો કાયદો કરવાનો તથા માંસાહાર બંધ કરી વનસ્પત્યાહારજ કરવાને સૂચનાઓ કરી માંસાહારથી થતા નુકસાન અને વનસ્પત્યાહારથી થતા ફાયદાઓને લગતા સાહિત્યનાં પુસ્તકો જેટલાં જોઇએ તેટલાં પુરાં પાડવાની અરજ ગુજારી છે.

जैनसंस्कारविधि––सिरोंज ( टोंक )में पं. गीरवरदासजीके दो पुत्रोंकी कर्णवेध और केशवाय विधि ज्येष्ठ मासमें जैनसंस्कारविधिसे हुई थी । हर्षका समाचार है कि पं. गीरवरदासजीने जहां कहीं भी ५३ संस्कारोंमेंसे कोई भी विधि करानी हो तो विना कुछ लिये सिर्फ मार्ग खर्च मात्रसे जानेके लिये बीडा उठाया है।

ભટારકજીનો વૈભવ:—સાંભળવા મુજબ ભ. વિજયકીર્તિજી પાસે હાલ ૮ ભોઇ પાલખી ઉંચકનાર, ૬ પોલીસ, ૧ સેક્રેટરી, ૬ હવાલદાર, ૧ ઉપાધ્યાય (૩૦ માસિકનો) ૧ હજામ, ૨ રસોઇયા, ૨ પંડિત, ૩ ખાસ દાર (ઘોડાઓની બરદાસ કરનાર ) ૧ કામદાર મળી ૨૬ માણસો અને ૫ ઘોડા અને ૧ વછેરો છે ! ! જેનો રોજનો ખર્ચ કોને માથે છે તે વાંચકોએજ સમજી લેવું. સાંભળી હાલ ગયેલા ત્યાં માત્ર ૨૫–૩૦ ઘરવાળાઓને એક માસમાં દોઢ બે હજાર રૂપિયા ખર્ચ બધુ મળીને ભટ્ટારકજી નિમિત્તેજ થયેલ હતો, એ પણ પંચમ કાળની બલિહારી છે? છે કાંઇ ખામી આ રાજવૈભવમાં?! ઇડર રાપરેશની પંચની આંખ કેંઇ ખુલશે કે? આ મુજબ એક વર્ષમાં પંદર વીસ હજાર રૂપિયાનો ઉડી જતો ખર્ચ વિદ્યાદાનમાં થાય તો ગુજરાતનો કેટલો ઉદ્ધાર થાય!!!

शंका-समाधान––एक भाई शंका करते है कि सुतार, सुनार आदि प्रक्षाल व स्वाध्याय कर सकते हैं या नहीं? इसका समाधान इस प्रकार है कि–जो शूद्र वर्ण वाले हैं वे प्रक्षाल स्वाध्याय नहीं कर सकते हैं और शेष वर्णवाले अर्थात् ब्राह्मण क्षत्रिय और वैश्य प्रक्षाल स्वाध्याय कर सकते हैं। सुनार सुतार तो अस्पृश्य शूद्र है ये तो नितान्त ही दूर है॥

खातेगांवमें जैन पाठशाला स्थापन हुई है। २२ विद्यार्थी पढ़ते हैं।

सहायता मिली–श्री स्याद्वाद महाविद्यालयको अप्रेल, मई, जून यह तीन मासमें १९४५)≈ की और रूषभब्रह्मचर्याश्रमको १६ मईसे १५ जून तक रु. ९९४)०॥ की सहायता मिली थी। आश्रमका मईमाहका खर्च रु. ८१९॥≈ हुवा था। विद्यालय और इस आश्रमको हर समय सहायता देते रहना चाहिए।

रु. ३००) ब्रह्मचर्याश्रमने सोंप्या:–पालीताणावाळा धर्मानुरागी मुनिम धरमचंदजीए आ देहने क्षणभंगुर जाणी रु. ३००) रूषभ ब्रह्मचर्याश्रमने ऐवी सरते सोंप्या छे के मारी जीदंगी दर्म्यान एनुं व्याज आश्रममां खरचवुं. कंई खास कारणसर हुं मांगुं तो ए रुप्या पाछा आपवा तथा मारी हयाति बाद एमांथी १००) ब्रह्मचर्याश्रमने, १००) स्याद्वाद महाविद्यालयने अने रु. १००) ब्रह्मचर्याश्रम कमीटिनी इच्छा मुजब विद्याप्रचारना कार्यमां वापरवा. आपणा श्रीमन्तो आनुं अनुकरण करशे के? हाथे तेज साथे.

परतावगढमां धर्मभावना–जून मासमां ब्रह्मचारीजी शीतलप्रसादजीए परतावगढ, देवगढवगेरे स्थळे करेला भ्रमण दरम्यान

अनेक जाहेर व्याख्यानो करवा उपरांत घणी प्राचीन शोधखोळ चलावी हती जेथी जणायुं छे के देवगढमां स. १७७४मां ८०० घर हूमडोना हता त्यारे हाल नवज छे. मोटा मोटा राज्याधिकारीओ हूमडो थई गया छे. परतावगढथी १॥ कोस उपर ब्रह्मोत्तर गाममां शांतिनाथस्वामीनुं अति प्राचीन मंदिर छे, जेमां अंदरनी वेदीमां चारे हाथ उंचो २४ भगवाननो एक पट छे जे उपर सं. १०३ नो लेख छे वगेरे.

**जन्मोत्सवकी खुशालीमें ३००००) का दानः**—इन्दौरमें रा. ब. दानवीर सेठ हुकमचंदजीका जन्मदिन आषाढ शुक्ल १ को था उसी दिन महाविद्यालयमें बड़ा उत्सव मनाया गया था और एक सभा श्रीयुत् बाबू जुगमंदरलाल जैनी एम. ए. बेरिस्टर, जडज हाईकोर्टके सभापतित्वमें हुई थी जिसमें सेठजीको एक अभिनंदन पत्र दिया गया था उसी वक्त सेठ हुकमचंदजीने अपने महाविद्यालयके ध्रौव्य फंडमें तीन वर्ष तक दस २ हजार रुपये देना स्वीकार किये थे ।

**तत्त्वार्थसूत्रनुं इंग्लिश भाषांतरः**—श्रीयुत् बाबू जुगमंदरलाल जैनीना विशेष आमहथी ब्र. शीतलप्रसादजीए आ वर्षे इन्दौरमां चातुर्मास कर्यो छे अने आ प्रसंगे केटलाक धर्मग्रंथोनो अंग्रेजी भाषामां अनुवाद तैयार करनार छे जेमां प्रथम तत्त्वार्थसूत्रनुं इंग्लिश भाषांतर करवानुं शरु थयुं छे. ब्रह्मचारीजी साथे पत्रव्यवहार करनारे उदासीनाश्रम, तकोगंज-इन्दोर ए सरनामेथी लखवुं.

**शिखरजी केसः**—श्री समेदशिखरजीना पटा संबंधी दिगंबरी जैनो तरफथी पालगंजना राजा उपर जे फरियाद मांडवामां आवी छे ते केस कलकत्तानी हाईकोर्टमां चलाववाने पालगंजना राजा तरफथी रुल मांगवामां आवी हती ते बन्ने बाजुनी तकरार सांभळी नामदार जडज मी. चौधरीए रुल काढी नांखी छे, जेथी हवे आ केस हजारीबागनी कोर्टमांज चालशे. आ प्रसंगे पालगंजना राजा तरफथी मी. प्युए जे भाषण समेद-शिखरजीनां वर्णन अने हक्क संबंधी आप्युं हतुं ते केटलुंक सत्यथी वेगळुं जणाय छे.

**इस वर्षके उपहारः**—'दिगंबर जैन'के ग्राहकोंको ईस वर्षमें ८ पुस्तकें उपहारमें दी जावेंगी, जिसमेंसे श्रीजिनचतुर्विंशति काव्य, जीवविचार और बालशिक्षा गत अंकोंमें भेज चुके हैं और बड़ा उपहार श्रीसागारधर्मामृत पूर्वार्द्ध, श्राविकासुबोध और हिन्दी भक्तामर-प्राणप्रिय काव्य ऐसी ३ पुस्तकें अलग बुकपेकेट द्वारा गत् मासमें भेजी जा चुकी हैं और 'रूपसुंदरी' नामका उपहार इसी अंकके साथ भेजा गया है सो ग्राहकगण संभाल लीजिये। सब मिलकर ७ पुस्तकें आपको मिल चुकीं। सिर्फ ८वां उपहार रहा, सो भी आगामी अंकके साथ रवाना किया जायगा।



## सुशील स्त्रीनां लक्षणो.

પતિવ્રતા, સાધ્વી અને સતી સ્ત્રી એજ છે કે જે હમેશાં પોતાની ઈંદ્રિયો વશ રાખી, પોતાના પતિપર નિર્મળ પ્રેમ રાખે છે તથા તેમની ઇચ્છાનુસાર ચાલી તેમની આજ્ઞાનું પાલન કરે છે અર્થાત્ તન, મન અને કર્મથી પોતાના પતિની સેવા સિવાય બીજી ઇચ્છા કરતી નથી, ઘર બહારથી અને અંદરથી સ્વચ્છ રાખે છે, પોતાના પતિનેજ પોતાના સુખદુઃખના સાથી સ્હમજી, તેમની આજ્ઞા વિના ઘર બહાર જતી નથી, વિના કામે કદિપણ બહાર જતી નથી, સાસુને પોતાની માતા સમાન, સસરાને પિતા સમાન સ્હમજી બન્નેની તન, મન અને કર્મથી હમેશાં સેવા કરે છે, નણંદને પોતાની બ્હેન સ્હમજે છે, પતિના સુવા પછી સુવે છે અને ઉઠયા પહેલાં ઉઠી સ્વચ્છતાથી બધાં કામ કરે છે, પતિને નિયમપૂર્વક પ્રથમ ભોજન કરાવી પછી પોતે જમે છે, ગૃહકાર્ય કરતાં બચત રહેતાં વખતને જ્ઞાન ગ્રહણ કરવામાં વિતાવે છે, પતિનો વિયોગ કદિ સહન કરી શકતી નથી અર્થાત્ જે પ્રમાણે પાણી વિના માછલી રહી શકતી નથી તેવી રીતે પતિવિયોગમાં તે રહી શકતી નથી, પતિના પ્રિયજનોને સન્માન આપે છે, સાસુ, નણંદ તથા સખીના સંગાથ વિના એકલી કોઇ પણ જગ્યાએ જતી નથી, નીચી દૃષ્ટિએ ઘરના કામ કરે છે; અન્ય પુરૂષ સાથે વ્યર્થ વાતચીત કરતી નથી, લજ્જા—આબરૂ છોડી કોઇની સાથે ઉંચા સ્વરે બોલતી નથી, પતિના શ્રમનું હરણ કરે છે, પતિથી છાનું કોઇપણ કામ કરતી નથી, સત્શાસ્ત્ર અને સદ્‌ગુરૂનો ઉપદેશ સાંભળી તે પ્રમાણે વર્તે છે, પતિને ધર્મ સંબંધી તથા વ્યવહાર સંબંધીના કાર્યોમાં ઉત્સાહ અને હિમ્મત આપી, તન, મન અને કર્મથી મદદ કરે છે, સંતાનનું પ્રેમથી પાલણ—પોષણ કરી, ધીર, વીર, ધાર્મિક, સર્વગુણસંપન્ન, અને વિદ્વાન બનાવવાનો હમેશાં પ્રયત્ન કરે છે, પતિ જે કાંઇ લાવી આપે છે તેને સંભાળપૂર્વક ઘરમાં સાચવે છે, કદાચ કોઈ દુષ્ટ પુરૂષ કામેચ્છાથી પોતાની સ્હામે જુએ અગર મધુર (!) વચનોદ્વારા રીઝાવે, અથવા ઘણાજ માણસોની ભીડમાં, બહુ જરૂરી કામ આવી પડવાથી જવું પડે અને તે વખતે અન્ય પુરૂષનો સ્પર્શ થઇ જાય તથાપિ મનમાં જરા પણ વિકાર લાવતી નથી, પરપુરૂષ સ્હામે સ્થિર દૃષ્ટિથી જોતી નથી, પરંતુ કદાચ જોવાનો પ્રસંગ પડે તો ભાઈ, અને બાપ સમાન સ્હમજી જુએ છે, કદાચ કર્મયોગે પતિ રોગી તથા દુર્ગુણી મળ્યો હોય, તોપણ તેમને દેવ પ્રમાણે પ્રિય સ્હમજી હમેશાં પ્રસન્ન રહે છે, પતિ સિવાય બીજા કોઇની પણ ગરજ રાખતી નથી, યદિ કોઇ દ્રવ્યાદિનો લોભ દેખાડે તોપણ પોતાના મનને ચલાયમાન કરતી નથી, કોઇ કામી પુરૂષ પોતાની દુષ્ટેચ્છા, નમ્રતાથી અથવા જબરાઇથી કરે અગર વસ્ત્ર અને આભૂષણ વિગેરેનો લોભ જણાવે તેમજ જો તે દેવ કે ગંધર્વ સમાન રૂપવાન, ગુણવાન તથા દ્રવ્યવાન પણ કેમ ન હો તથાપિ લાલચ ન કરતાં ત્હેને ધિક્કારી દૂર કરે છે, પતિ સિવાય બીજા કોઇને ભજતી નથી, પરપુરૂષ સાથે પોતાનું શરીર અડકી જાય એવી રીતે વર્તતી નથી, જેથી મર્યાદાનો ભંગ થાય એવું એક વસ્ત્ર પહેરી ફરતી નથી, પરંતુ જેથી પગની પીંડી અને પેટ વિગેરે શરીરના સર્વ ભાગ સારી રીતે ઢંકાઈ રહે એવું વસ્ત્ર પહેરે છે, વસ્ત્ર કાઢી અર્થાત નગ્ન થઇ કદિ પણ સ્નાન

કરતી નથી, ધીમી ચાલથી ચાલે છે, પોતાનું મુખ હમેશાં હસમુખું રાખે છે, ઉંચા સ્વરથી હાસ્ય કરતી નથી, અન્ય સ્ત્રી—પુરૂષની ચેષ્ટા જોતી નથી, સૌભાગ્યદર્શક કંકુનો ચાંલ્લો તથા મંગળસૂત્ર વિગેરે સાધારણ શ્રૃંગાર કરે છે, અલંકાર વિગેરેથી શરીર શોભાવવાને બદલે સદ્‌ગુણોથી શરીર શોભાવે છે વગેરે શુભ લક્ષણો સતી અર્થાત્ પતિવ્રતા સ્ત્રીમાં હોય છે.

**સદ્‌ગુણી સુશીલ બ્હેનો !** ઉપર જણાવેલા સદ્‌ગુણોને તમારા હૃદયમાં સ્થાન આપી, પતિનો, કુટુંબનો અને દેશનો આશીર્વાદ મેળવો તથા કીર્તિ અને અમર નામ જગતમાં મુકી જાઓ. મનુષ્ય ભવ પામી જીવનનું સાર્થક કરવું હોય તો જરૂર આ મંગળસૂત્ર વાંચો અને કંઠમાળ તરીકે પહેરી અખંડ, અવિનાશી સત્યસુખના ભાગી બનો ! અસ્તુ ! !

આ. મ. શાહ.

---

## सप्तव्यसन निषेध।



त्यागो सप्त विसन बदकार, सत्यानाश मिटानेवाले॥टेक॥

संपति जुआ खेलि गमाई, इज्जत मिट्टीमें मिलवाई,
पांडव पीछेंते पछिताई, वन वन वने भटकनेवाले ॥१॥

खायो बकराजाने मांस, कीयो जाय नरकमें वास,
करिकें सुरापान अभ्यास, जादव जरे द्वारिका वाले॥२॥

वेश्या जाहिर नरक निशानी, लीनी चारुदत्त बहु हानी,
जगमें अवलों प्रगट कहानी, इज्जत हुरमत खोनेवाले॥३॥

नृप ब्रह्मदत्तने मारे, जंगलके चरने वारे,
सो संकट सहे अपारे, बने नरकोंके जानेवाले ॥४॥

शिवभूति चोरई कीनी, परनारि दशानन लीनी,
खोटी गति तिनने लीनी, जगमें हंसी करानेवाले ॥५॥

देखो ! एक हुवो दुखदाई, सातोंकी कहा चलाई,
पंना त्यागो सबही भाई, कहते नाम मिटानेवाले ॥६॥

## कंई लाखो निराशामां
## अमर आशा छूपाई छे



મનુષ્ય અમુક કામ કરે છે અને પછી તેના પરીણામની ફળપ્રાપ્તિ માટે તે અત્યંત ઉત્સુક બને છે, તે ફળપ્રાપ્તિ તરફ પોતે પ્રેમની મજબુત લાગણી દર્શાવે છે, તેમાં કંઇ આડે આવે તો, તેથી તેની લાગણીઓ દુભાય છે, આવી જે ઉત્કંઠાભરી અભિલાષા તેને **આશા** કહે છે.

હરેક મનુષ્ય પોતાની મહેનતનું ફળ જાણવા ઇચ્છા ધરાવે છે, મહેનતના પ્રમાણમાં તેના ફળ માટે તે ઉત્કંઠિત અને અધીરો બને છે અને કાર્યસિદ્ધિની આશા રાખે છે. એમ કહેવામાં આવે છે કે પોતાના કરેલાં કાર્યની-પોતાની મહેનતની ચોક્કસ ખાત્રી નહિ હોવાથી તે અધીરો અને ઉત્કંઠીત બની આશા દ્વારા તુરંગોના હવાઇ કિલ્લાઓ બાંધે છે.

આશા હમેશાં આગામી પરીણામ માટે હોય છે. આશા ફરજ્યાત નથી, પણ સ્વાભાવિક રીતેજ આપણું ચંચલ મન તે તરફ દોરવાઈ જાય છે. આશા કૃત્રિમ નથી પણ કુદરતી છે અને આજ સબબે આશાભરી અવસ્થા આપણને અત્યંત સુખદાયક અને પ્રિય લાગે. છે ઘરડા, જુવાન અને એક નાનામાં નાના બાળકને પણ અમુક વસ્તુની પ્રાપ્તિ યા તો પરિણામ માટે આશા થાય છે. આશા માણસની માનસિક તેમજ શારીરિક સ્થિતિપર એક અદ્વિતીય છાપ પાડે છે. તેનું શરીર આશાના ઉમંગથી હૃષ્ટપુષ્ટ થઇ આનંદ હીંચોળે ચઢે છે. મન અનના ઉચ્ચ અને ઉમદા તેમજ અસંખ્ય તરંગોના અમૃતરૂપી

મોજાઓમાં અત્યંત પ્રેમથી, આજુબાજુની અન્ય સ્થિતિના બેભાનથી, સ્વચ્છન્દે, કોઇ પણ પ્રકારના બાધ વિના સ્નાન કરે છે, તેની છોળોથી આમતેમ અથડાય છે, પાછો પડે છે વળી મહેનત કરી ઉંચો ચઢવા પ્રયાસ કરે છે, વળી ચઢે છે .અને પડે છે; આ પ્રકારે શુભાશુભ પરિણામની ખબર છે નહિ ત્યાં સુધી આનંદસાગરમાં તે નિમગ્ન રહે છે, પોતાને-કરેલા કામને અને પરિણામની વસ્તુને આશારૂપી મજબુત સાંકળથી દૃઢ રીતે બાંધી દે છે, નવરાશની વખતે પણ તેનાજ વિચાર અને રાત્રિએ પણ તેનાંજ સ્વપ્નાં! કંઇ પ્રતિઘાત થયો કે તેનોજ વિચાર. અહાહા ! ખરેખર મનુષ્યની જીંદગીની આ અવસ્થાનો ત્યાગ અત્યંત સુખકર અને આનંદદાયક હોય છે.

આ સમયે મનુષ્ય પોતાને અત્યંત સુખી સમજે છે, પણ આ અવસ્થાની પરિસીમા પરિણામ જણાતા પહેલાંની છેલ્લી સેકન્ડ હોય છે, પણ શુભાશુભ પરિણામની ખબર પડયે બધું રૂપ એકાએક પલટાઈ જાય છે.

શુભ પરિણામની જાણ થયે તે અમુક ટૂંક વખત હર્ષઘેલો થઈ નાચવા લાગે છે, પણ તે પારસીમાની અવધિ સાંજ પૂર્ણ થઇ જાય છે. વખત જતાં તે તરફની પ્રેમની લાગણી યા તો જિજ્ઞાસા ધીમેધીમે ઘટતી જાય છે અને વખત ગયે કશું હતું ન હતું થઇ વિસરાઈ જાય છે.

પરંતુ જ્યારે "મનુષ્ય ધારે છે કંઇ અને થાય છે કંઇ" એ સૂત્ર પ્રમાણે બાજી ઊંધી વળે છે-પરિણામ અનિષ્ટ આવે છે ત્યારે અહા! જે શરીર હૃષ્ટપુષ્ટ થઈ અને પ્રફુલ્લિત થઇ આનંદહીંચોળે ચઢયાં હતાં તે નરમ થઇ ગાત્રો શિથિલ થવા માંડે છે-ચિંતા પ્રેમનું સ્થાન લે છે—દૈનિક કાર્ય તરફ દુર્લક્ષ રહે છે. પ્રથમની પ્રેમી વસ્તુ અને પ્રેમદાયક પરિણામ એક બીજાનો ગાઢ મૈત્રીભાવનો દાવો તજી દઇ કટ્ટી દુશ્મનાવટ ધારણ કરે છે. જે આશાએ પ્રેમી વસ્તુ, પ્રેમી પરિણામ અને પોતાને દૃઢ સાંકળથી બાંધ્યા હતા તે એકાએક વીજળીક વેગે ફ્રોફ્ટ છુટા પડી જાય છે અને કેટલીક વાર આખરે એવું પણ અનિષ્ટ પરિણામ આવે છે કે જીંદગીની ખુવારી થાય છે.

પણ હે મનુષ્ય ! આવી લાગણી થવી હરેકને માટે સંભવિત છે, છતાં પણ વગર વિચારે સાહસ કરતાં અટક. વિચાર અને તપાસ કે કવચિત્ તું ત્હારા અહંકારના પરિણામની યા તો આળસ, અનિયમીતતા, લુચ્ચાઇ, કપટ અને બેદરકારપણાના પરિણામની રાહ તો જોતો નહોતો અને જો આ વાત શાંતપણે નિર્પક્ષપાતે વિચારતાં માલુમ પડે તો યાદ રાખજે કે તેણે તને છેતર્યો છે, તું તેથી ફત્તેહ પામ્યો નથી અને પામીશ પણ નહિ. એમ સમજી ત્હારા તે દુર્ગુણોને તું સદાને માટે નમસ્કાર કરી નમ્રતા, વિવેક અને વિચાર સદ્ગુણ ધારણ કર અને પુનઃ એકવાર નિયમસર કાર્ય આદરી અન્યપર સરસાઈ ભોગવ-પરંતુ જો ખરા અંતઃકરણથી ધ્યાનપૂર્વક ઉત્સાહ અને ખંતથી મહેનત કરેલા કાર્યનું અનિષ્ટ પરીણામ આવ્યું હોય તો તું તેથી બિલકુલ નાસીપાસ થઈ ગભરાતો ના! ઊંધા અને નહિ ઇચ્છવા યોગ્ય કાલ્પનિક વિચારો ઘડતો ના, પરંતુ જરા ધીરજ લાવી ડૉ. એટરબરીના એક અમૂલ્ય સૂત્રનું મનન કરજે. "What God chooses is better than what I choose;" "**મારી પસંદગી કરતાં પરમેશ્વરની પસંદગી વધારે માન્ય છે**" વળી કેટલીક વખત એમ પણ બને છે કે સમૃદ્ધિવાન્ આબાદ અને સાંસારિક સુખમાં રચ્યાપચ્યા

રહેતાં મનુષ્યને જ્યાં સુધી દુઃખનો કાંટો વાગ્યો નથી ત્યાં સુધી દુઃખ શું હોય છે તેનું તેને બિલ્કુલ ભાન હોતું નથી અને આથી અન્યના દુઃખને હસી કાઢે છે–તિરસ્કારી કાઢે છે અને અહંમન્ય રહે છે. આવા પ્રસંગે તેને દુઃખ યા તો પીડા શું ચીજ છે તેનું ભાન આપવા કુદરતથી કંઈ આવા પ્રકારની નીરાશી મળે છે. આ નિરાશી તેને અત્યંત દુઃખકર થઇ પડે છે. પુનઃ કરેલું કાર્ય આરંભવા નાખુશી દર્શાવે છે, પરંતુ સુજ્ઞ મનુષ્યે આ પ્રસંગે એક ગુર્જર કવિના સૂત્રનું મનન કરવું યોગ્ય છે. કહ્યું છે કે 'કંઈ **લાખો નિરાશામાં અમર આશા છુપાઈ** છે' કદાપણ પ્રકારની ભીતિ નહીં રાખતાં પુનઃ ધૈર્યથી કાર્ય આદરો અને મળેલી નાસીપાસીનાં હરેક ચિન્હો ભૂસી નાખી હર્ષાનંદના ઘોષ ગજાવો. નાસીપાસી કદિ નબળાઇ યા તો ઉત્સાહ ભંગ કરનારી કદાપિ ન હોવી જોઇએ, પરંતુ ઉત્સાહના પુનઃ અને પુનઃ વૃદ્ધિ કરનારી હોવી જોઇએ અને ભવિષ્યની હરેક આશાઓ ફલીભૂત થવી જોઇએ. આશા એક અદ્દશ્ય હકસલીના નરવીગર જેવી ઉત્સાહક વસ્તુ છે જેનો અખૂટ ઝરો આ નાશવંત દેહના નાશ પર્યંત ચિરસ્થાયી રહે છે. આશા એક પ્રકારનું ગુરુત્વાકર્ષણ છે.

હિંમતલાલ વરજીવનદાસ
હી. ગુ. જૈન બોર્ડિંગ-મુંબાઈ.



## शिक्षा।

(कस्तूरीबाई वि. श्राविकाश्रम-बम्बई॥)

(१)

माता पिताके गेह रह, सीता जो तुमने नेह है।
मिथ्या तथा दुःख देनहारा वह तुम्हारा नेह है॥
इस लाड़ने ही है बनाया मूर्ख तुमको बेटियो।
पढ़ना औ लिखना नहिं सुहाता बस इसीसे बेटियो॥

(२)

श्रीमान माताकी सुता, सुकुमार होती नेमसे।
कड़वे स्वभाव हुए उन्हींके मूर्खताके प्रेमसे॥
हाय फिर वे तरुणवस्था उत्पन्न हुई जब बेटियां।
आने लगीं झट मूर्खता वश अनेकों आपत्तियां॥

(३)

रोने लगे माता पिता, सुन हाय बेटिकी दशा।
क्या हुआ क्यों दुःख दिया इस सोचमें खोई निशा॥
भोर होनेके प्रथम कुछ नींद आई नेमसे।
क्या देखते हैं स्वप्नमें कोई कह रहा है प्रेमसे॥

(४)

क्यों सेठजी चिन्तित हुए हो नींद तक लेते नहीं।
क्या इस तरहके खेदसे, आताप मिट सकता कहीं॥
सोचो जरा तुमने सुताको पढ़ाया कुछ है यहां।
कर्तव्य पालन पाठ क्या तुमने बताया था यहां॥

(५)

जब नहिं बताया नहिं पढ़ाया निज सुताको भी यहां।
क्या सुखी होना चाहते संतान रख मूरख यहां॥
क्या जानते तुम हो नहीं दुःख बाद सुख मिलता सदा।
यह प्राकृतिक सिद्धान्त है विख्यात है जग सर्वदा॥

(६)

सेठजी बोले उसी क्षण किया हमने पाप है।
संतानको मूरख बना जीवन किया बरबाद है॥
**हे बंधुवो! कोई न रखना मूर्ख निज संतानको।**
**चाहे सुता हो पुत्र हो भगिनी तथा निज नार हो॥**




**श्री आदिपुराण ग्रन्थ**-इस महान ग्रन्थ पं. लालारामजी द्वारा खुले पृष्ठोंमें पुष्ट कागजों पर छप रहा है जिसके ७२४ पृष्ठ तो प्रकट हो चुके थे और यह ७२५से १०२४ तकके पृष्ठ हैं। इन्दौरमें अब बहुत शीघ्रतासे छपता है। हरएक मंदिरजीमें इस महान ग्रन्थकी एक२ प्रत तो अवश्य होनी चाहिए। सैंकडों रुपये खर्च करते भी जो नहीं मिलता था वह अब १५) में पूर्ण ग्रन्थ मिल जायगा। ७०० पृष्ठके ५) के हिसाबसे मूल्य है और १०२४ पृष्ठ अभी १०) और पोस्टेजके वी. पी. से मिल सकते हैं। मंगानेका पता-पं. लालाराम जैन, मल्हारगंज-इन्दौर।

**ब्रह्मचर्याश्रम वगेरेना फोटाओः**-सोलापुर-निवासी जैन फोटोग्राफर श्रीयुत् हीराचंद अमुलख दोशी, यात्रा दर्म्यान पोतानी साथे फोटोग्राफीनो सामान लई गया हता अने घणी संस्थाओना जुदा जुदा फोटाओ लई आव्या हता जेमांना आ मोटा ८ फोटाओ छे, तेमां हस्तीनापुरना श्री ऋषभ ब्रह्मचर्याश्रमना विद्यार्थीओ तथा कार्यकर्ता, हस्तीनापुर मंदिरनो विशाळ अने उत्तम कारीगरीनो दरवाजो, आश्रमनुं स्थान, तथा कृषिकर्म करता विद्यार्थीओनो देखाव ए ४ चित्रो तथा मथुरा महाविद्यालयना विद्यार्थीओना त्रण ग्रुपो तथा जैन अनाथाश्रम दिल्हीनो ग्रुप फोटो छे. आ फोटाओ साफ अने सारी गोठवणथी लेवायला छे, जे मोटी साईझना होवा छतां पण दरेक फोटो छुटक आठ आने मळी शके छे. मळवानुं स्थळ-एच. एम. दोशी फोटोग्राफर सोलापुर.

**कुन्जविलास (जैनपदसंग्रह)**-प्रकाशक-बाबू कुंजीलाल जैन-काशी। इसमें ५२ पृष्ठोंमें जैनपदोंका संग्रह है। छपाई अच्छी नहीं है और अशुद्धि भी है। मूल्य ०)≈ है परंतु 'दिगंबर जैन' के ग्राहकोंको ०)॥में भेजनेको लिखते है। मिलनेका पता-दुलीचंद तोलासाजी जैन--बडवाह (इन्दौर)

**स्वामी दयानन्द और जैन धर्मः**—रचयिता-पं. हंसराज शास्त्री। मूल्य आठ आना। मध्यस्थवादग्रंथमालाका यह १५० पृष्ठका प्रथम पुष्प है जिसमें आर्यसमाजी स्वामी दयानंद सरस्वतिने जैनधर्मपर जो जो आक्षेप और शंकाएं कीं थीं उन सबका बहुत अच्छी तरहसे खंडन सभ्य भाषामें दृष्टांतपूर्वक किया गया है। आर्यसमाज और जैनधर्मका मिलान करनेके लिए यह पुस्तक अवश्य वांचने योग्य है। मिलनेका पता-पं. हीरालाल शर्मा, मैनेजर आत्मानंद जैन सेन्ट्रल लायब्रेरी-अमृतसर (पंजाब)

**जयाजीप्रतापः**—ग्वालियरसे 'जयाजी प्रताप' नामका साप्ताहिक पत्र सरकारकी ओरसे प्रकट होता है जिसका यह शिक्षा-प्रचारका विशेष अंक है जिसमें ग्वालियर राज्यमें शिक्षाका प्रचार पहेले कैसा था और अब कितना हुआ है और कैसी २ शिक्षाकी आवश्यकता है, अन्य देशोंने उच्च शिक्षासे कैसी २ उन्नति की है इत्यादि विषयोंके अंग्रेजी और हिंदी भाषाके कोई ४१ विषयोंके लेख ७५ पृष्ठोंमें हैं। छपाई सफाई अच्छी है और ग्वालियरमें शिक्षाप्रचारके पथप्रदर्शक १

महाशयोंके चित्र भी हैं। यह पत्र कम मूल्यमें बहुत लाभ पहुंचाता है इसमें तो कुछ शंका नहीं है।

**(१) गौतम पृच्छा ( धर्मअधर्मका फल ), (२) सुबुद्धसुशिक्षा रास, (३) श्री नाकोडा पार्श्वनाथः**—यह तीनों पुस्तकें श्वे. यति इन्द्रविजयजीने लिखी है। हरएकका मूल्य एक आना है। मिलनेका पता-मन्नालाल चोपडा, राजेंद्राभ्युदय पुस्तकालय आफिस—रतलाम।

**महेन्द्रकुमार नाटकः**-जैपुर निवासी पं. अर्जुनलाल सेठी जब शिक्षाप्रचारक समीतिका कार्य तीन वर्ष पहिले बहुत उत्तमतासे चला रहे थे उसी वख्त आपने इस नामका एक धार्मिक नाटक रचा था और जैपुरमें विद्यार्थीओंद्वाराही तीस-चालीस हजार जनसमूह समक्ष खेलागया था जो जैन अजैन सभीको बहुत पसंद हुआ था। इस नाटकके एक पात्र अमीचन्द जैन रईस ( विद्यार्थी ) थे, उन्होंने ही यह नाटक 'प्रेममाला' प्रथम पुष्पके नामसे प्रकट किया है जिसमें पं. अर्जुनलालजी सेठी जो विना अपराध जैपुरकी जेलमें राज्यकी ओरसे रखे गये है और जिसकी कुछ सुनाई भी नहीं होती है उनका फोटो भी है। छपाई सफाई अच्छी, पृष्ठ ७२ और मूल्य आठ आना है। ऐसी पुस्तकका मूल्य तो इससे कम रखना उचित था। मिलनेका पता-अमीचन्द जैन रईस-गोहाना ( रोहतक )।

**श्रीमद् आत्मारामजीका संक्षिप्त जीवन और क्या ईश्वर जगत्का कर्ता हैः**—यह दोनों पुस्तकें आत्मानंद जैन सभा-अंवाला शहरसे विनामूल्य मिलती हैं।

**व्यापारी**—जुही, कानपुरसे प्रकट होता हुआ नवीन हिन्दी मासिक। वर्ष १ अं. ४. वार्षिक मूल्य १।) इसमें व्यापार संबंधी अच्छे लेख रहते है।

**सार्वजनिकहित भाग ५वां**-लेखक-मुनि माणेक और प्रकाशक बाबू उमरावसिंहजी, देहली। मूल्य ०)= इसमें बनारसमें स्थापित होनेवाले हिन्दुविश्वविद्यालयमें धार्मिक अभ्यासक्रम कैसा रखना चाहिए, इस बारेमें ३८ विषयोंद्वारा सूचना की गई है जो हरएकको बांचनेयोग्य है। मिलनेका पता-लाला बिहारीलाल गिरिलाल जैनी-बिनौली (मेरठ)।

**वर्धा बोर्डिंगका रिपोर्ट**-वर्धामें स्वर्गीय दानवीर जैनकुलभूषण सेठ माणेकचंदजीकी प्रेरणासे और उन्हींके हस्तसे तीन वर्ष हुए दिगंबर जैन बोर्डिंगकी स्थापना हुई थी जिसकी यह नियमावली और दो वर्षका रिपोर्ट है जो देखनेसे विदित होता है कि इसमें ३२ विद्यार्थी पढ़ते हैं। फंड अंदाज.२००००)का है। १९७०-१९७१में १२५७।≈ का खर्च हुआ था, बोर्डिंगकी नवीन इमारतका काम शुरु है इसलिए ज्यादे रुपयोंकी बड़ी आवश्यकता है। मंत्री जयचंद श्रावणे अच्छे उत्साहसे कार्य करते है। वर्धाप्रांतके भाईओंकी फर्ज है कि इस बोर्डिंगका फंड कमसे कम ५००००) का बना देवें।

**સુબોધક કથાપંચક**—લેખક અને પ્રકાશક-શ્રીયુત્ ચુનીલાલ વર્ધમાન શાહ અમદાવાદ. આ પુસ્તકમાં જૈન સાહિત્યમાંથી સંશોધન કરીને રાજા શશીશેખર, મત્સ્યોદય કુમાર, અમરકુમાર, રાજા શુદ્ધિમતિ અને મંગળકળશ કુમાર, આ પાંચેની કથાઓ રસીલી અને બોધદાયક ભાષામાં રજુ કરી છે તેમજ દરેક કથાના અંતમાં રચા રૂનિ રત્નચ્દ્રજીએ સારાંશ અને બોધ લખેલો છે, જે દરેક

અવશ્ય વાંચવા લાયક છે. છપાઈ સફાઈ સારી, પૃષ્ઠ ૧૩૫ અને પાકું પુઠું છતાં પણ કિં. માત્ર પાંચ આનાજ છે. પ્રકાશક પાસેથી મળી શકે છે.

**જૈનધર્મ પ્રસારક સભાનો રિપોર્ટ**–આપણા શ્વેતાંબરી બંધુએમાં જુનામાં જુની અને ઉત્તમ કાર્ય કરતી કોઈ સભા હોય તો તે ભાવનગરની શ્રી જૈનધર્મ પ્રસારક સભા છે, જેને સ્થપાયાને ૩૪ વર્ષ થયાં છે અને તેનો આ ત્રણ વર્ષનો રિપોર્ટ છે, જે જોતાં જણાય છે કે એમાં ૨૨૭ મેમ્બરો છે. સ્થાયી ફંડ તો આશરે ૩૦૦૦)નુંજ છે છતાં પણ આવક બહુ સારી છે, જેથી આ સભ દ્વારા લાયબ્રેરી, શાસ્ત્રી દ્વારા અપાતું ધાર્મિક તથા વ્યવહારિક જ્ઞાન, જૈન ગ્રંથો પ્રકટ કરવાનું ખાતું અને 'જૈન ધર્મ પ્રકાશ' માસિક સારી રીતે ચલાવાય છે. સભાનું બંધારણ એટલું ઉત્તમ છે કે જેથી આટલાં વર્ષો થયાં આ સભા ટકી રહી નિર્વિઘ્નપણે કાર્ય કરી જાય છે. અમારા દિગંબર ભાઈઓ જાણીને અજબ થશે કે એના પુસ્તક૦સિદ્ધાખાતાંએ આજ સુધીમાં સંસ્કૃત અને માગધી ભાષાના નાનાં મોટાં ૩૨ ગ્રંથો તથા ભાષાના ૨૮ ગ્રંથો સસ્તી કિંમત પ્રકટ કર્યા છે અને એના માસિકના દરેક અંકમાં નવીન છપાતા, નવીન છપાતા, નવીન લખાતા અનેક ગ્રંથોની જાહેરાતો ચાલી આવે છે અને તેને અનેક ભાઈઓ મદદ પણ આપ્યાજ જાય છે. આવી ઉત્તમ સંસ્થા દિગંબર જૈનોમાં કયારે થશે? વાંચનનો શોખ અને ધર્મરૂચિ વધી છાપાના વિરોધીઓનો સડો સમૂળગો દૂર થશે ત્યારેજ!

**જીવદયા જ્ઞાનપ્રસારક ફંડની અપીલ**:–પર્યુષણ પર્વ પ્રસંગે મુંબાઈના જીવદયા જ્ઞાનપ્રસારક ફંડે અનેક પ્રકારની અપીલ બહાર પાડી જીવદયાના આ ઉત્તમ ખાતાને મદદ કરવા સૂચવ્યું છે જે વાસ્તવિક છે. આ ખાતું ચ૨ વર્ષમાં ઉત્તમ કાર્ય કરી રહેલું છે અને એણે જીવદયાના લાખો પુસ્તકોનો વિના મૂલ્યે પ્રચાર કરી હજારો જીવોનો જાન બચાવ્યો છે માટે દરેકે આ ખાતાને બનતી મદદ મોકલવાની જરૂર છે સેક્રેટરી શેઠ લલ્લુભાઈ ગુલાબચંદ ઝવેરી ( ઝવેરી બજાર-મુંબાઈ ) છે.

**પાચોરા પાઠશાળાનો રિપોર્ટ**:–પાચોરાની જૈન પાઠશાળાનો આ ત્રિવાર્ષિક રિપોર્ટ છે, જે જોતાં જણાય છે કે એનો લાભ ૬૫ છોકરા છોકરીઓ લે છે. ફંડ આશરે ૧૦૦૦૦)નું છે. વ્યવહારિક અને ધાર્મિક બંને શિક્ષણ અપાય છે શાળા સાથે લાયબ્રેરી અને બોર્ડિંગ પણ છે કાર્ય સારૂં ચાલે છે, પણ વધુ મદદની જરૂર છે. એ વિભાગના ભાઈઓએ એને મદદ કરવી જોઇએ.

**ચુડા સ્વયંસેવકઃ**–ચુડામાં એક સ્વયંસેવક સમાજ સ્થાપન થઇ છે જેણે દિવસ તથા રાત્રિએ શિક્ષણ આપવાની મફત શાળા ખોલી છે, જેમાં સર્વ ધર્મના ૫૦ વિદ્યાર્થી ભણે છે. મફત પુસ્તકાલય ખોલાયું છે તથા બીજા અનેક કાર્યો આ સમાજ કરવાને જણાવે છે. એને સ્વયંસેવકો (મેમ્બરો)ની જરૂર છે. એ સંબંધી પત્રવ્યવહાર–ગુલાબચંદ મુળચંદ બાવિશી, દાદાવાડી, ભાવનગર સાથે કરવો.

**समयसार नाटकः**—प्रकाशक–जैन औद्योगिक कार्यालय चंदावाडी, गीरगाम–बम्बई। पृ. १३१ और मूल्य आठ आना। इसमें स्वर्गीय कविवर बनारसीदासजी कृत समयसार नाटकके मूल कवित हैं। छपाई सफाई अच्छी है और इस ग्रंथके सवैये सभीको कंठस्थ करनेयोग्य हैं क्योंकि इसमें जैनधर्मके सिद्धांतोंका गूढ रहस्य कविता-रूपमें अच्छी तरहसे दर्शाया गया है। प्रकाशक और हमारे पुस्तकालयसे भी प्राप्य।




## દર્શને પધારજો !

ઓહ ! મારા ગુજરાતી દિગંબરી ધર્મપ્રેમી ભોળા બંધુઓ ! મારા આમંત્રણને માન આપી આપણા પેલા મહાન્ વિજય વાવટો ફરકાવનાર ભટ્ટારક મહારાજ **મોતીના લાલ** અથવા **વિજયની કીર્તિ** ! પ્રસરાવનાર ખુદ પોતે હાલ બાકરોળ (મોડાસા)માં ચાતુર્માસ મઝા કરવા બિરાજે છે ત્યાં તેમના પાદ પ્રક્ષાલ અને દર્શન પૂજન કરવા જલ્દી **થોડા ઘણા રૂપીયાની પોટલી બાંધી પધારજો!** કેમકે એઓ રાજન્ કે રાજા સાહેબને નજરાણું તો કંઈ નજર ભરાય તેટલું મુકવું પડશેને અને વળી એવણ મહાન્ **વિદ્વત્તાના ભંડાર!** સમાન પોતાનો ઉપદેશ આપશે તે વેળા તમારે પણ કાંઈ ત્યાગ કરવો પડશેને તે માટે જરૂર તૈયાર થઇ પાંચ પચીસ માણસનો સંગાથ લઈ પધારજો ! !

## ત્યાગ વળી કેવો જોઇએ ?

અરે ! પણ ભૂલ્યો, **એવણ સાહેબ પોતેજ ક્યાં ત્યાગ કરી બેઠા છે** કે તમારી પાસે ત્યાગ કરાવશે ! ઘોડા, ગાડી, પાલખી, બોઈ, સીપાઇ, જમાદાર, હવાલદાર, હજામ, ધોબી, પગચંપીદાર, વીગેરે એમની હજુરમાં તૈયારજ છે, તો તમને શું કહેશે ? ખાસા ગરમાગરમ લચપચતા ઘીથી તરબોળ શીરા લાડવા અને અનેક સામગ્રી પોતાના રસોઇયા પાસેજ તૈયાર કરાવાવી મિષ્ટાન્ન ઉડાવે છે તો તમારી પાસે શું છોડાવશે ! પૈસા પણ પોતે ક્યાં નથી રાખતા ? કે પૈસાપરથી પણ મોહ છોડી દાન કરવાનું તમને કહી શકશે ? બસ ! કંઇ નહિં, માંડુજ સમજોને ! ! !

## ભારી ઉન્નતિ ! !

પણ ત્યારે ભોળા ભક્તો પાસે **દરરોજ પચ્ચાસ ત્રીસ રૂપીયાનું ગાબડું** કઢાવી ધર્મની ઉન્નતિ શું કરે છે તે તપાસો. **પચ્ચીસ મોટા જીવો પેટ પુરતું ખાઈ મઝા કરે છે.** પાંચ સાત ઘોડાઓ ઘાસ ચણા ખાઇ આશીર્વાદ આપે છે અને ખુદ પોતે પણ પૈસાની પોટલી અને પેટ પુરતું મિષ્ટાન્ન દબાવી યજમાનને આશીર્વાદ આપે છે. એજ ભારી ઉન્નતિ ! !

## મીંડુંજ ક્યાં છે ?

બોલો ત્યારે હવે એથી વધારે તમારે ધર્મની ઉન્નતિ કેટલી કરવી છે ? નકામા સંપાદકજી સાહેબ, એ બિચારા દયાળુ મહારાજ સાહેબના હાથ દસ્કતનો **પ્રતિજ્ઞાપત્ર** છાપીને લોકોને ઉંઘમાંથી જાગૃત કરવા કોશીશ કરે છે ! એતો એમજ ચાલે. કહેવત છે કે **"અંધેર ગામમાં એરંડો પ્રધાન"** તેમ મહારાજ જેમ કરે તેમ ખરૂં માનનારાનો જ્યાં ટોટો નહીં ત્યાં સંપાદકજી ટેં ટેં પેં પેં કરે તે ક્યાં ચાલવાનું છે ? એઓ ભલેને પાનાંના પાનાં ભરીને ચીતર્યા કરે તેમાં લોકોનું જાય છે શું ? લખેલું વાંચે છેજ કોણ ? અને વાંચે તોપણ તેનો અમલ કરવાનું મીંડું પણ કોનામાં છે? થયું ત્યારે **ન બોલ્યામાંજ નવ ગુણ** ! ! !

## કિંમતજ નહિં ત્યાં શું ?

પણ સંપાદકજી ! તમો જાણતા નથી કે આપણા **ગુજરાત**ના દિગંબરી ભાઇઓને **વાંચનનો શોખ એકડા વગરના મીંડા જેવો** બાહોળો છે ! તો પછી નકામા **સસ્તી જૈન ગ્રંથમાળા** અને સસ્તી શાસ્ત્રમાળા છપાવી ભોળા અને કામકાજવાળા બંધુઓના મગજને કંટાળો આપવા અને પૈસા કઢાવવા ખોટી આશા શા માટે રાખો છો ? જેને શોખજ નહિં તેને મોઘું કે મોઘું ગમે તેવું અમૃત ધરો પણ કિંમતજ નહિં ત્યાં કહેવત છે કે **"ખચ્ચર પીઠે ઇંટ લાદો કે સોનું લાદો"** તેમ થઈ પડે. માટે મફતની મહેનત જવા દો ! **વિનોદી.**




**समेदशिखरजी माटे मीटींगः**—महान तीर्थक्षेत्र श्री समेदशिखरजी बाबत सरकार तथा आपणा श्वे. भाइओ साथे अनेक प्रकारना झघडा चाली रहेला छे, जे संबंधी सर्वे प्रबंध करवाने भारत. दि. जैन तीर्थक्षेत्र कमीटी तरफथी आखा हिंदना दि. जैनोनी एक मीटींग घणुं करीने आवता मासमां इन्दोरमां मळनार छे.

**रथोत्सव और अधिवेशनः**—वर्धामें आसोज वदी ९ ता. २८-९-१५को रथोत्सव और ता. २९ को वर्धा दि. जैन बोर्डिंगका तृतीय वार्षिक अधिवेशन होनेवाला है जिस मौकेपर बड़े बड़े श्रीमान् और विद्वान पधारनेकी उम्मेद है इसलिए सभीको अवश्य पधारनेकेलिए मंत्रीकी ओरसे आमंत्रण किया जाता है।

**નનામું માટે નકામું**—નવીન ભટ્ટારક વિજયકીર્તિ ( બ્ર. મોતીલાલજી )એ બાકરોળ (.મોડાસા ) માં ચાતુર્માસ કરેલો છે, જેમની સાથે ૨૫ માણુસ છે। અને ખર્ચ બહુ ભારે છે તથા ત્યાં માત્ર દિ. ૩૦ ઘર છે તેથી ચાર મહિના સુધી એ ખર્ચ કેવી રીતે નીભાવાય વગેરે બાબતોવાળું એક ચર્ચાપત્ર મોડાસાની છાપનું મળ્યું છે, જે નનામું હોવાથી પ્રકટ કરી શકતા નથી, પણ બાકરોળનો કોઇ દિ. બંધુ બધી વીગત નામ સાથે લખી મોકલશે તો તે આવતા અંકમાં પ્રકટ કરીશું. દરેક લેખકે કે ચર્ચાપત્રીએ અમારી ખાનગી જાણ માટે પણ પોતાનું નામ જણાવવું જ જોઇએ.

**प्रतिबिंब मिलाः**—मेरठ सदरकी पुलिसको श्री पार्श्वनाथजीकी एक धातुकी प्रतिमा छह अंगुलकी मिली है इसलिए जहां कहींकी यह प्रतिमा हो यहांके भाइओंने आकर यह प्रतिमा पुलिससे प्राप्त कर लेना चाहिए।

**સુધારીને વાંચવુંઃ**—ગયા અંકમાં ૮ મે પાને વલાસણ (આણંદ)ના દહેરાસર બાબત સમાચાર છપાયા છે તે ગામ વલાસણના નહિ, પણ વલાસણા ( સાદરા ) ના મંદિર માટેની ટીપ સંબંધી છે.

**जैन विधिसे विवाह और दानः**—फरुखनगरवाले आयुर्वेद मार्तंड ज्योतिषरत्न पं. जैनी जियालालजी चौधरी राजवैद्य रईस, जो जैन असली पंचांगके कर्ता है। उन महाशयसे जैन समाज अच्छी तरहसे परिचित है। आपने वैश्य महासभाके चतुर्थ अधिवेशनमें यह प्रण किया था कि मैं अपने पुत्रका विवाह उसकी १६ वर्षकी उमरसे प्रथम नहीं करूंगा और रंडी भडवोंका नाच, आतशबाजी, फुलवाडी बखेर आदि व्यर्थव्यय नहीं करुंगा। तदनुसार आपके पुत्र शिखरचंद्रका विवाह १७ वर्षकी आयुमें आषाढ कृष्ण ८ को पं. वृजवासीलाल द्वारा जैन रीतिसे हुआ था और मंदिरमें भी ४ घंटे तक गाजेबाजे

सहित पूजन किया था और आपने २०१) मंदिरों तथा विद्यालयोंमें दान दिया जिसमें ७५)जैन मं.कुताना, ३१।) जैन मं.फरुखनगर और मेरठ मंदिर--कन्याशाला--बोर्डिंग, वैश्य यतिमखाना, वैश्य महासभा, मथुरा महासभा, ब्रह्मचर्याश्रम, तीर्थक्षेत्र कमेटी, देहली अनाथाश्रम, मुरैना विद्यालय, स्याद्वाद महाविद्यालय, और जैनमित्र, दिगंबर जैन, जैन गजट, जैन प्रदीप, जैन प्रचारक आदिको २) तककी सहायता दी गई थी। इस ईलाकेमें यह नवीन बात हुई कि दुल्हाने अपने द्रव्यसे स्वतः पूजन किया था।

**ઇતિહાસની જરૂર છે:**-વીસા મેવાડા રાયકવાળ અને સંઘપરા આ ત્રણ જ્ઞાતિની ઉત્પત્તિ કયા સ્થળે, કયા રાજાના વખતમાં કયા વર્ષમાં થઇ, એનાં ગોત્રો દેવી વગેરે શું છે, હાલ કયાં કયાં કેટલી કેટલી વસ્તી છે તથા હાલ કેટલા જૈન ધર્મ છોડી અન્ય ધર્મમાં ગયા છે, અને તે શા કારણથી વગેરે ઇતિહાસની જરૂર છે એ જેમને ખબર હોય, તેમણે તે ભટ્ટારક સુરેંદ્રકીર્તિજી-સોજીત્રા ( પેટલાદ ) એ સરનામે લખી મોકલવી.

પેથાપુરમાં પાઠશાળાની સ્થાપના થઇ છે.

**शिक्षाविभागका दफ्तर:**--भारतजैनमहामंडलके शिक्षाविभागका दफ्तर लखनउसे देहलीमें आ गया है। इसलिए आगामी पत्रव्यवहार इस पतेसे करना-चम्पतलाल जैन सी. टी. मंत्री, भारतजैनमहामंडल शिक्षाविभाग, पहाडी धीरज-देहली।

**आवश्यकता**-भारत. लमेचू जैन विद्यालय करहलके लिए अंग्रेजीमें एन्ट्रन्स तथा संस्कृतमें प्रवेशिका परीक्षा पढानेवाले जैन अध्यापकोंकी आवश्यकता है। वेतन योग्यतानुसार। पत्र व्यवहार--बाबू उल्फतराय उपमंत्री, करहल ( मैनपुरी )। और जैन पाठशाला गोहाना के लिए भी एक अध्यापककी आवश्यकता है। पत्रव्यवहारका पता-- पारसदास जैन, मैनेजर, जैन पाठशाला--गोहाना (रोहतक)

**शास्त्रभंडारोंकी सूचीकी आवश्यकता:**--वर्तमानमें इस बातकी बड़ी आवश्यकता है कि हरएक स्थानोंके जैनशास्त्रभंडारोंकी सूची तय्यार हो, जिससे प्राचीन ग्रन्थोंका पता और उनकी रक्षा हो सकेगी और यह भी मालूम होगा कि अमुक ग्रन्थ अमुक स्थानपर है, इसकेलिए मालवा प्रां. सभाकी तरफसे एक सरस्वतिभंडारविभाग स्थापित है उसके द्वारा सूची वगैरह संग्रह करनेका कार्य चल रहा है। इसलिए उत्साही सज्जनोंकी सेवामें प्रार्थना है कि अपने २ यहांके शास्त्रभंडारकी सूची लिखकर भेजनेकी कृपा करें और इतनी बातें भी अवश्य लिखना चाहिए--स्वाध्यायकर्ता और उनके ग्रन्थका नाम, जैनियोंकी गृहसंख्या, जैनपत्र ( अखबार ) कौन२से आते हैं। शास्त्रसभा या व्याख्यानसभा होती है या नहीं आदि। पत्रव्यवहार--मंत्री, सरस्वतीभंडारविभाग कार्यालय---नशियां, इन्दौर।

**मदद मळी**—श्री स्याद्वाद महाविद्यालय काशीने जून जुलाई ए बे मासमां कुले मदद रु. २१९९॥ नी तथा श्री ऋषभ-ब्रह्मचर्याश्रम-हस्तीनापुरने ता. १ जूनथी १९ जुलाई सुधीमां रु. १६५८॥ नी मदद मळी हती.

**अनुकरणीय दानः**—कुचामनमें चैनसुखजी गंभीरमलजीने अपनी माताका परलोकवास आषाढ कृष्ण ४से हुआ जिनके स्मरणार्थ जैन मंदिरों और जैन संस्थाओंको रु. १९८६) का दान दिया है जिसमें १०१) कुचामन जैन पाठशाला, ९१) कलकत्ता दि. जैन पाठशाला, ९१) ऋषभ ब्रह्मचर्याश्रम, ९१) जैनसिद्धांत-भवन आरा, ५१) कंचनबाई श्राविकाश्रम-इंदौर, ३१) श्राविकाश्रम-बम्बई, ३१) स्या. महाविद्यालय-बनारस, ३१) महाविद्यालय-मथुरा और अन्य कई पाठशालाओं और सभाओंको रु. २१) तककी सहायता दी गई है।

जोधपुरमें दि. जैनोंका मंदिर न होनेसे एक नवीन मंदिर बनवानेकी नींवका उत्सव गत् मासमें हुआ था जिसमें महाराजा फतेहसिंहजी (जोधपुर) के सभापतित्वमें बड़ी भारी सभा हुई थी जिसमें अजमेरनिवासी रा.ब. शेठ नेमीचंदजी खास पधारे थे और आपकी बड़ी भारी मदद थी। आपनेही अंदाज रु. १००००)की मदद की है, ७००) जमा हुए थे और १५०००) की आवश्यकता है जिसमेंसे ७०००) भरगये है और ८०००) की और आवश्यकता है।

**લાભ લીધોઃ**—મુંબઈની હીરાબાગ ધર્મશાળાનો ગયા ૭ મહીનામાં કુલ્લે ૪૬૪૭ યાત્રીઓએ લાભ લીધો હતો, જેમાં ૧૬૫૨ જૈનો હતા તથા ઐલક પન્નાલાલ જૈન ઔષધાલયનો ૧૬૯૫૯ રોગીઓએ લાભ લીધો હતો.

**બડવાહ બોર્ડિંગપરના દાવાનો સંતોષજનક ચુકાદો**—બડવાહમાં ખ્યારચંદસા-દિ. જૈન બોર્ડિંગ ખોલવાને શ્રીમતી ભાગાબાઈ રૂ ૧૦૦૦૦) નું ટ્રસ્ટ કરી ગયા હતા અને એ બોર્ડિંગ પણ ચાલુ થયેલી છે, પણ એ ૧૦૦૦૦) ઉપર હક્ક કરવાને એ બાઈના કુટુમ્બીઓએ ઈન્દોર કોર્ટમાં દાવો કરેલો હતો જેનો ફેંસલો શ્રીયુત બાબૂ જુગમંદિરલાલ જૈની એમ. એ હાઈકોર્ટ જડજે એવો કર્યો છે કે બાઈએ કરેલું ટ્રસ્ટ કાયદેસર છે. આ જડજમેંટ ૮૭ પાનાંનો છે, જેમાં જૈનલૉનું પુસ્તક પ્રકટ કરવા તથા તે સરકારમાં રજીષ્ટર કરાવવા સબંધી અગત્યની સૂચનાઓ છે, જેથી તે બાબૂ અજીતપ્રસાદજી પ્રકટ કરનાર છે.

**नागपुरमें**—ब्र. चिंतामणीजीके उपदेशसे नवीन पाठशालाकी स्थापना हुई है।

**રક્ષાબંધન પર્વઃ**—શ્રાવણ સુદ ૧૫ને દિને કુશલગઢ, બોધેગાંવ, બોરાવ, વડોદરા, મેંદરગી વગેરે સ્થળે આ પર્વ સારી રીતે ઉજવાઇ સલૂનાપૂજન કરવામાં આવ્યું હતું તેમજ રક્ષાબંધનની કથા વંચાઇ હતી

**ત્યાગીઓનો ચાતુર્માસઃ**—શ્રી. ત્યાગી ઐલક પન્નાલાલજીએ સ્યોપુર Sheopur (Gwalior), ત્યાગી ક્ષુલ્લક મન્નાલાલજીએ ચંદરાવલગંજ, મુનિ ચંદ્રસાગરજીએ ઝાલરાપાટન છાવણી, ત્યાગી આનંદીલાલજીએ ગોહાના ( રોહતક ), આદીમતી આર્જિકાએ સમેદશિખરજી, બ્ર શાંતિદાસજીએ શાહપુર અને બ્ર. ચિંતામણીજીએ વર્ધામાં ચાતુર્માસ કર્યો છે.

**आठवां उपहारः**—इस वर्षके ग्राहकोंको ७ पुस्तकें तो उपहारमें भेज चुके हैं और आठवाँ उपहार आगामी अंकके साथ भेजा जायगा।

# नियमपरिवर्तन।

सज्जन महाशयो ! सनातनजैनग्रंथमालामें छपे हुए संस्कृत ग्रंथ जो २६।॥≈)के ग्रंथ १४) में और २६८।॥) की १० सीटें १००) रुपयों लुटाते थे सो अब किसीको भी इस न्योछावरसे नहीं दिये जांयगें। अब सबसे नीचे लिखे अनुसार न्योछावर ली जायगी। इसके सिवाय अब सनातनजैनग्रंथमालामें सब ग्रंथ प्रायः भाषाटीकासहित छपैंगे तथा पहिलेकी तरह अंक न निकाल कर सब ग्रंथ पूरेपूरे छपैंगे और चुन्नीलालजैनग्रंथमालामें भी केवल टेक्ट ही न छपकर छोटे वडे सबतरहके ग्रंथ हिंदी वा वंगभाषामें छपते रहैंगे।

जो दानी महाशय इस धार्मिक संस्थामें एक मुस्त ५०) रुपये प्रदान करके इस संस्थाके दानी सभासद बनैंगे उनको अबसे छपनेवाले सब ग्रंथोंकी एक एक प्रति विना मूल्य पोष्टेज मात्रके वी. पी. से भेजते रहैंगे और जो महाशय १) रु. डिपाजीटमें जमा कराकर स्थायी (पक्के) ग्राहक बन जांयगे उनको सनातनजैनग्रंथमालामें छपे हुये ग्रंथ तो पौणी न्योछावरसे और चुन्नीलालजैनग्रंथमालामें छपे हुये ग्रंथ आधी न्योछावरसे वी. पी. द्वारा भेजते रहैंगे। जो महाशय एक रूपया देकर पक्के ग्राहकोंमें नाम न लिखावेंगे उनसे पूरी २ न्योछावर ली जायगी।

## विक्रयार्थ पहिलेके छपे तैयार ग्रंथ–

आप्तपरीक्षासटीक व पत्रपरीक्षामूल २), समयप्राभृत दो संस्कृत टीका सहित ५), तत्वार्थराजवार्त्तिकजी पुर्वार्द्ध ५) रु. उत्तरार्द्ध ५) पूर्ण ९), आप्तमीमांसा–अलंकभाष्य, वसुनंदीटीकासहित और प्रमाणपरीक्षा २), शब्दार्णवचंद्रिका (सटीकजैनेंद्रव्याकरण) पूर्ण ५) उतरार्द्ध ३॥), शब्दानुशासनसटीक (शाकटायनव्याकरण) प्रथमखंड २), जैनेंद्रप्रक्रिया पूज्यपादगुणनंदिस्वामीकृत १॥), शाकटायनधातुपाठ ०।≈), जिनशतक–संस्कृत भाषा दो टीका सहित चित्र काव्य ॥), धर्मरत्नोद्योत दोहाचोपाईबंद १), धर्मप्रश्नोत्तर–(प्रश्नोत्तर श्रावकाचार वचनिका २), महावीरचरित्र –), न्यायदीपिकामूल ।) अजैन विद्वानों व विद्यार्थीयोंको सब ग्रंथ विनामूल्य भेजे जाते हैं।

## आगामी तैयार होनेवाले ग्रंथ–

जिनेन्द्रमतसार—स्वर्गीय पं. महाचन्द्रजी कृत भाषा टीका सहित, अर्थप्रकाशजी वचनिका, हरिवंशपुराण मूल सरल वचनिका सहित, सुदृष्टितरंगिणी, गोमट्टसारजी स्वर्गीय पं. टोडरमलजी कृत वचनिका सहित, पांडवपुराण वचनिका, तत्त्वार्थसार वचनिका सहित।

परीक्षामुख हिंदी और वंगानुवाद सहित ), न्यायदीपिका वंगानुवादसहित, संस्कृतप्रवेशिनी ४ भाग हिंदी सहित, समयसारकलशे संस्कृत तथा भाषाटीकासहित, सुभाषितरत्नसंदोह भाषा-टीका सहित, क्षत्रचूडामणि टिप्पणी सहित।

जैनसमाजका दास:–

पन्नालाल जैन, महामंत्री, भारतीयजैनसिद्धांतप्रकाशिनीसंस्था।

ठि. महागिनजैनमंदिर पोष्ट—बनारससिटी।

## कन्याविक्रयनी क्रूरता
## अने
## 'मारी दुःखी जींदगीनो हेवाल.'

શાર્દૂલવિક્રીડિત.

કન્યાવિક્રય જે કરે ધન લઈ, ધિક્કાર તેને ઘરો,
કીર્તિના કદી લોભથી કુળ જુએ, તે પાપી પુરો ખરો;
કીર્તિ દ્રવ્ય તણો કશો જગત્‌માં, જે સ્વાર્થ સાધે નહિ,
કન્યાના સુખનો વિચાર કરશે, તે પુણ્યશાળી સહી

આ વિષયપર ઘણું બોલાયુ છે તેમજ હજારો ફીટકાર દેવામાં આવ્યા; છતાં આપણા જ્ઞાતિભાઇઓમાં તેની કંઇપણ અસર થઈ હોય એમ જણાતું નથી. આ ચાલ સારો છે, એમ કહી કોઇ તેની હિમાયત કરવુ નથી તેમ તે બંધ પાડવાને પણ કોઇ તૈયાર થતું નથી.

સાધારણ રીતે જોતાં પુત્રીના પૈસા લઇ લગ્ન કરવું તેને કન્યાદાન નહિ પણ કન્યાવિક્રય કહી શકાય.

આવી રીતનો અતિ નીચમાં નીચ જે અધમ ગતિને પ્રાપ્ત કરાવનારો આસુરી રિવાજ ઊચ ગણાતી આપણી દયાળુ કોમમાં ઘણેક અંશે જોવામાં આવે છે. મુંગા **પ્રાણીઓપર દયા રાખવી** યા તેને માટે પાંજરાપોળો ખોલવી એ તો **આપણો** ધર્મ છે; તો મનુષ્ય જાતને તેથી પણ અધમ ગણી પાપી પિતા પોતાના સ્વાર્થની ખાતર પોતાની પુત્રીને તેનું હિત યા અહિત શામાં સમાયલું છે તેનો લેશ માત્ર પણ વિચાર કર્યા સિવાય એક ઢોરની માફક ક્રૂરપણે **લીલામ** કરી કુવામાં હડસેલવાને તૈયાર થાય છે તે જૈન કહેવાતા કોઈપણ માણસને લાયક નથી. જો તમે સાચા જૈન હો! અહિંસા ધર્મનો મૂળ સિદ્ધાંત જીવદયા સમજતા હો તો આવી રીતે કન્યાવિક્રય કરનારને મદદ નહિ કરો, તેમજ તેની સાથે **ભોજન વ્યવહાર** પણ **નહિ** રાખો. આવા દયાહીન નરાધમ રાક્ષસોએ અનીતિ અને ક્રૂરપણે સંપાદન કરેલા પૈસાનો સદુપયોગ ધર્મ કાર્યોમાં પણ નહિ કરો! હે પૂજ્ય મુનિ મહારાજો! અને પૂજ્ય આચાર્યો (ભટ્ટારકો)! તમે કન્યાવિક્રય કરનારને ત્યાંથી આહારપાણીનો પણ ત્યાગ કરો! હે પૂજ્ય ધર્માચાર્યો! તમો જૈનોને ઉપદેશ કરી વ્રત નિયમ આદિ બાધા આપો છો, પણ તેથી શું કલ્યાણ થયું? કારણ કે જે અતિ દુષ્ટ અને અધમમાં અધમ કન્યા વિક્રય કે જે કરવાથી જૈન શાસનની સ્થળે સ્થળે નિંદા થાય છે, વીરશાસન વગોવાય છે અને અન્યદર્શનીઓમાં જેની નિંદા થાય છે, તે રિવાજને સત્વરે બંધ કરવાને માટે લોકોને બોધ આપી પ્રતિજ્ઞા લેવડાવવામાં આવશે તોજ જૈન શાસનનો ઉદ્ધાર થશે.

આવી રીતે પાપી પિતા પોતાના સ્વાર્થની ખાતર "મડે મીંઢળ" બાંધી પોતાની પુત્રીના સુખદુઃખનો વિચાર કર્યા સિવાય જે માણસ વધારે રૂપીઆ આપે તે ખરીદ કરી લઇ જાય છે, ચાહે તો પછી તેની દીકરીના ઘરમાં ખાવાનું રહે કે ન રહે; તે સાસરે જઇ શું ખાશે, એટલુંજ નહિ, પણ હું જેની સાથે લગ્ન કરૂં છું તે વર અભણ છે કે ભણેલો તેમજ લાયક છે કે નહિ, તેની બિલ્કુલ તપાસ કર્યા સિવાય ફક્ત ધનના લોભથી સ્વાર્થી પિતા પોતાની પુત્રીનાં લગ્ન કરે છે. આવી રીતનો બુરો રિવાજ આપણી કોમમાં કેટલેક અંશે જોવામાં આવે છે.

પુત્રીને જ્યારે તેના સાસરામાં ખાવા પીવા અને વસ્ત્ર વિગેરેનાં કેટલીક જાતનાં દુઃખ પડે છે તેમજ **કજોડાં અને બાળલગ્નથી** પુત્રીનો સૌભાગ્ય દૂર થાય છે, ત્યારે તેના માબાપો ઘણોજ પશ્ચાતાપ કરે છે અને ગરીબ બિચારી નિરાધાર બાળાએ, માબાપો પ્રત્યે

ધિઃક્કારની લાગણી દર્શાવે છે તેમજ ઘણીજ દુઃખી થાય છે. આ વિષે એક દુઃખી અબળાએ **" મારી દુઃખી જીંદગીનો હેવાલ "** એ હેડીંગનો લખેલો લેખ આ સ્થાને દાખલ કરીશું, તો તે અયોગ્ય ગણાશે નહિ.

## મારી દુઃખી જીંદગીનો હેવાલ.

**પ્રિય વાચકવૃંદ !** બંધુ અથવા બ્હેન ! તમે જે કોઇ હો, તે મારી અભાગણીની કથા વાંચશો નહિ. અરે! આ **કર્પીણ કહાણી** લખતાં મારો હાથ ધ્રૂજે છે મારી આંખોના ચોધાર આંસુ લોહીને બેચાર લીટી લખું છું. અભાગીઓ પ્રાણ ખોળીયું છોડી નીકળતો નથી, મારાં હાડકાં ચામડીથી બહાર નીકળી પડ્યા છે. કલમ પકડવાની શક્તિ પણ રહી નથી, તોપણ મારા નસીબની વાત આજે ખુલ્લી મુકી મારા દુઃખનો ઉભરો સમાવું છું. **મારૂં નામ** પણ તમોને શા માટે આપું ! તેથી કાંઇ મારૂં દુઃખ ઓછું થવાનું નથી. મારા પિતાનું નામ પણ આપીશ નહિ, કેમકે તેની અપકીર્તિ કરવા કરતાં આવીજ સ્થિતિમાં મરી જવું એજ બહેતર છે. ટૂંકામાં હું જણાવું છું કે **મારો જન્મ** ગુજરાતના એક ભાગ-ચરોતર વિભાગમાં એક નાના ગામડામાં એક નાની તેમજ બીન કેળવાયલી જૈન કોમમાં થયો છે, મારા પિતાને હું એકની એક પુત્રી છું, હું જ્યારે ચાર વરસની હતી ત્યારે મારી મા ગુજરી ગઇ. મારા પિતાએ **ફરીથી લગ્ન કર્યું** તે વખતે તેમની **ઉમર ૫૦ વરસની** હતી. હું મારા બાપની જાનમાં ગઇ હતી, તે મને હજી યાદ છે. મારા બાપના ખોળામાં બેસી ધોળી મુછો તાણતી, ત્યારે મને તરતજ બાપા ચુંબન લઇ બે હાથ વચ્ચે દાબી ઘણીજ પ્રેમ બતાવતા, મા મરી ગયા પછી બાપા મને કોઈ દિવસ કચવાવતા નહિ. જે જોઇએ તે લઇ આપતા, પણ **નવી મા** આવ્યા પછી મારી અવદશા બેઠી. નવીને હું નવીજ કહેતી, કાંઇક ભૂલ થાય તો **ટપ ટપલો મારી સેંકડો ગાળોનો વરસાદ વરસાવતી** અને બાપાં આવે ત્યારે ત્રણના તેર કહી સંભળાવતી અને બાપા પણ ખૂબ તાણીને ધમકાવતા, તેમ સારી ચીજ પણ હવે હેતથી કોઇ આપતું નહિ. ખાવામાં ટાઢા ટૂકડા, તેમજ મેણાં-ટુણાં સાંભળી ધીરે ધીરે હું મોટી થઈ. **ઉકરડીને અને દીકરીને વધતાં વાર લાગે નહિ,** હું હવે સાધારણ રીતે કેટલુંક સમજવા લાગી હતી, પણ મુગું મોઢું કરી રોઇને બેસી રહેતી. અરેરે ! મા વગરની દીકરીની આવી દશા કયાંય હશે કે નહિ તે હું જાણતી નહોતી, પણ નવી મા પાસે મેં જે દિવસો કાઢ્યા છે તે દુશ્મનને પણ દેખાડીશ નહિ.

બરાબર મને ૧૨ વરસ થયાં, ત્યારે હું ન્હાને ઘડે પાણી ભરતી, ઘરનું કેટલુંક કામ હું વહેલી ઉઠી કરી નાંખતી હતી. **હવેથી નવી** પણ કાંઇક મારા ઉપર **પ્રસન્ન** રહેતી, બાપા પણ બેટા બેટા કહી બોલાવતા, આ બધાનું **કારણ ઊંડું** હતું, મારા બાપે પરણતી વખત એકેએક ચીજ વેચીને પૈસા ભરી લગ્ન કર્યું હતું. તેમ તેથી ખૂટતા પૈસા માટે કેટલુંક **દેવું** પણ કર્યું હતું, જે વધીને માથાના મોવાળા જેટલું થવા આવ્યું છે એમ કહી તે દરરોજ કકળાટ કરતા, પણ વળી મારા સામું જોઇ જાણે બધું ભૂલી ગયા હોય તેમ મોઢું મલકાવીને કહેતા હતા કે છોકરી તું હવે મોટી થા!

હું બરાબર **ચૌદ વરસની** થવા આવી. વાચક ભાઇ ! તે દિવસના આનંદના હજુ પ્રતિબિંબ મારા હૃદયમાંથી નીકળી ગયા નથી. મારી કેટલીક સખીઓ મારે ઘેર આવતી, નવી મા તથા બાપા મને હવે કોઇ રીતે એક પણ શબ્દ કહેતા નહિ. નવી જાણે હવે નવી ઓરમાન મા નહિજ, બાપનો સ્વભાવ પણ હવે

કેટલીક રીતે શાંત થયો હતો; આગળથી પણ તે વધારે હેત બતાવતા. હવે મારા દુઃખના દીવસો ઝટ નીકળી ગયા. મારી એક બહેનપણી પાસેથી સાધારણ રીતે કેટલુંએક લખતાં વાંચતાં શીખતી કારણ કે મને તેનો શોખ હતો, સમય મળતો, તો હું પુસ્તક લઇનેજ બેસતી. એક સમયે **પૂર્ણીમાની રાત્રિએ** હું મારા રહેવાના મકાનની અગાશી ઉપર ચઢીને સૃષ્ટિ શોભા જોવા ઘડીભર ઉભી રહી, વાર્તાની ચોપડીના પાનાં વચ્ચે આંગળી રાખી ચારે દિશામાં મેં મારી દ્રષ્ટિ ફેરવી, આહા હા ! કેવી અનુપમ શોભા થઇ રહી હતી ! કર્પુર કુન્દેન્દુ ધવળ નીમેંઘ નક્ષત્રો તથા ઉજ્વલ આકાશમાં ચંન્દ્રોદયનો મનોહર દેખાવ જોઈ પ્રાણી માત્રનું હૃદય પ્રફુલ્લ થઈ જાય તેવું હતું. ગામની એક બાજુ સામે એક સુન્દર તળાવ હતું તે તરફથી મધુર મંદમંદ પવન વાતો હતો, તેમ સર્વત્ર આનંદ આનંદ થઈ રહ્યો હતો. જ્યાં દ્રષ્ટિ નાંખું ત્યાં પ્રફુલ્લતા જોઈ રહેતી, પ્રફુલ્લ ચંદ્ર-પ્રફુલ્લ નક્ષત્ર માલા પ્રફુલ્લ-સમીરન-પ્રફુલ્લ આમ્રશાખા, સીન, પપૈયાનો કંઠ, સર્વત્ર પ્રફુલ્લતા છાઇ રહી હતી. હુંજ માત્ર અભાગીનિ, કર્તવ્યહીન, ઉદ્દેસ્યહીન, એક અદૂર દ્દષ્ટ માર્ગમાં નિસંગ જાત્રી હતી.

મારા **ચક્ષુમાંથી** અશ્રુધારાઓ વહેવા લાગી, હૃદયમાં અંગાર બળવા લાગ્યો, મસ્તક ભમવા લાગ્યું અને ક્ષણુવારમાં તો ભૂમિ ઉપર ઢળી પડી, પુનઃ આંખો ખોલી ત્યારે તો હું એક બીછાનામાં હતી, બાજુમાં બાપા મા અને એક વૈદ્ય બેઠા હતા. વૈદ્યને હું સાધારણ રીતે ઓળખતી હતી. તેને જોઇને મેં બાપાને પૂછ્યું, કેમ બાપા; કોણ માંદું ? મારા પિતાએ ઉત્તર આપ્યો-કંઇ નહિ, પુત્રી, તને જરા ઠીક નહોતું તેથી વૈદ્યરાજને બોલાવ્યા છે. મને ખબર પડી કે અગાશીમાંથી બેશુદ્ધ થયા પછી મારી આ સ્થિતિ છે. મેં બાપાને જરા હિંમત આપી અને સારૂં થયા પછી હું મારા કામમાં ગૂંથાઇ ગઇ. મારા પિતા **મારી સગાઇ** કરવાના પ્રયત્નમાં હતા, અને થોડા દિવસમાં કરી પણ નાંખી. હવે આગળ બીના લખતાં મારૂં હૃદય ફાટી જાય છે. હું આટલેથીજ સમાપ્ત કરૂં તો ઠીક, પણ ખરી હકિકત તો હવેજ લખવાની છે. નિષ્ઠુર હૃદયના મારા પિતાતથા પાષાણ હૃદયની મારી માતાએ **રૂ. ૫૦૦૦** લઇ એક **૬૦ વર્ષના બુઢ્ઢા** સાથે મારૂં સગપણ કર્યું, એમ મેં જ્યારે સાંભળ્યું ત્યારે મારા દીલની અંદર કેવી હોળી સળગી ઉઠી તેનો ભયાનક ચિતાર હું આપી શકીશ નહિ. લજ્જા તેમજ શરમને હવે આવે સમયે ગણકારવી એ મૂર્ખતાજ હતી, કારણકે જીંદગી પર્યંત જેની ભાર્યા થઇને રહેવું તે ભરથારનો સ્વભાવ, ઉમર અને વિદ્વતા જાણ્યા પહેલાં **આંખ મીંચી ભાવી સંસારમાં ઝીંપલાવવું તે એક ઘણું નિર્દય સાહસ કહેવાય.**

પૈસો એ એવી ચીજ છે કે હાલના જમાનામાં દરેક પવિત્રમાં પવિત્ર સંબંધને ભૂલાવી દે છે. મારા માતપિતાએ પૈસાની લાલચમાં મારા ભાવિ સુખદુઃખને નહિ ગણકારતાં માત્ર પોતાનીજ ઇચ્છા પરિતૃપ્ત કરવા મને જીવતી જાગતી ચિતામાં હોમી-એમ મેં વિચાર કર્યો ત્યારે મારા શરીરમાં કંપારી છુટી. વાતપર વાત લાવી મેં મારી માને ખુલ્લું સંભળાવી દીધું કે તમોએ મારૂં જેની સાથે સગપણ કર્યુંછે **તેની ઉમર બાપા કરતાં પણ મોટી** છે અને મારે પણ તે બાપ સમાનજ છે. હું ભીખ માંગીને પેટ ભરીશ અથવા ઝેર પીને પ્રાણ ત્યાગ કરીશ, પણ તે ઘરડાને કદિ પરણનાર નથી, પણ મારા માતપિતાએ પોતાની સ્વાર્થને લીધે મારી હઠની થોડી કાળજી રાખી. આડોસી-

નહિ કરતાં ઘેટાંનાં ટોળાંની માફક કરીએ છીએ એટલે આપણે પ્રત્યક્ષ રીતે કુવાને દેખીને તેમાં ઝંપાપાત કરીએ છીએ અને પછી કુવામાં અંદર પડી બુમો પાડીએ છીએ. ત્યારે દયાભાવથી તે પોકાર સાંભળી કાઢવાને આવે તો તેને ગાળો દઇએ છીએ, બલ્કે તેના પર જુદા આક્ષેપો મુકી તેને પણ ડુબાડવાની કોશેશમાં ફરીયે છીએ, તો પછી ઉન્નતિની આશા " न भूतो न भविष्यति " માની લેવાનું છે.

બંધુઓ ! છેવટમાં મારે ટૂંકાણમાં જણાવવાનું કે આપણી કોમે જે જ્ઞાતિબંધારણનું મજબુત દોરડું પકડી રાખેલું છે, તે દોરડું જમાનાને અનુસરી ઢીલું મુકી સાર્વજનિક ઉન્નતિના સમયે એકમત થઇ એકજ વીરભગવાનના પુત્રો છીએ એ માફક ભ્રાતૃભાવ ફેલાવવાની જરૂર છે તેમજ નામદાર શ્રીમંત સરકાર ગાયકવાડ મહારાજે કૃપાવંત થઇ વડોદરા રાજ્યની ધારાસભામાં પ્રજાહિતને માટે બાળલગ્ન તથા કન્યાવિક્રય પ્રતિબંધ કાયદો બહાર પાડવા માટે જે ઇચ્છા દર્શાવી છે તેનું અનુકરણ કરી જ્ઞાતિના ૠ ભાગે તે નામદારને અરજ કરી આ રીવાજ નાબુદ કરાવવો જોઇએ. તથાસ્તુ !

જ્ઞાતિશુભેચ્છક.



## श्रीपालचरित्र और 'जैनहितेच्छु'-की कड़ी समालोचना।

" जैनहितेच्छु " मासिक ( सप्टंबर-अक्टूबर १९१९ ) में " श्रीपालचरित्र भाषा " की बहुत कड़ी दृष्टिसे समालोचना की गई है। इस चरित्रको मास्टर दीपचंदजीने हिन्दी भाषामें लिखा और सम्पादक " दिगंबरजैन " ने प्रकाशित किया है। श्रीपाल और मैनासुंदरीकी कथा दिगंबर और श्वेतांबर दोनोंमें अति प्रसिद्ध है तथा संस्कृतमें भी पाई जाती है। एक कथा श्री शुभचंद्राचार्यकृत भी पाई जाती है। " जैन हितेच्छु " के लेखक वाडीलाल मोतीलाल शाहने इस कथाको कायरता, अनीति और अधर्मको सिखानेवाली कही है।!! मैं तो इस कथनमें बहुत ही अतिशयोक्ति देखता हूं। श्रीपालके विषयमें कथाकारने यह लिखा है कि थोड़े दिनोंमें अनेक विद्या सीख गया इस कथनकी बहुत ही दिल्लगी उड़ाई गई है सो यह अनुचित है। अति तीव्र बुद्धिके बालक अनेक अध्यापकोंके पास अनेक प्रकारकी विद्याएं व कलाएं पांच सात वर्षमें सीख सकते हैं। जिनका ज्ञानावरणी कर्मका क्षयोपशम तीव्र होता है वह एक पाठको एक दफे सुन करके ही कंठकर ले सकते हैं। अब भी ऐसे बालक मिल सकते हैं।

इस वर्षके ग्राहकोंको हिन्दी–गुजराती भाषाकी ८ पुस्तकें उपहारमें मिलती हैं।

॥ श्रीवीतरागाय नमः ॥

शेठ प्रेमचंद मोतीचंद दिगंबर जैन बोर्डिंग तरफथी प्रकट थतुं मासिक.

# दिगंबर जैन.

# THE DIGAMBER JAIN.

युतं सुलेखैः विविधैश्चित्रैः, दिगम्बरंजैन मिदं सुपत्रम्।
प्रभो! महावीर!! तव प्रभावात्, समुत्तमामुन्नतिमातनोतु॥

वर्ष ८ मुं. वीर संवत २४४१. अश्विन. विक्रम सं. १९७१. अंक १२ मो.




खम्मामि सव्व जीवाण सव्वे जीवा खमंतु मे।
मित्ति मे सव्व भूदेसु वैरं मज्झ न केण वि॥

**उत्तमक्षमा** रावेता मुजब आपणो महान पवित्र पर्व श्री दशलक्षण पर्व याने पर्युषणपर्व पूर्ण करी आजे अमो उत्तमक्षमानी याचना करवा उपस्थित थया छीए. एक जाहेर पत्रकारनुं कार्य स्वतंत्रताथी अने निडरपणे कोइनी पण शरमरखावट वगर चलाववुं पडे छे अने तेम करता जो आ वर्षमा अमाराथी कोइने कदापण अघटीत लखवामां के करवामां आव्युं होय तो ते माटे अमो सर्वे वाचकवर्गनी क्षमा चाहीए छीए अने एज इच्छीए छीए के सर्वे बंधुओना हृदयमां उत्तमक्षमारुपी महा मंत्रनो अहर्निश वास थाओ। वळी आ मासिक तरफ पूज्यभाव दर्शावनार अनेक स्नेहीओ तथा सधर्मीओ तरफथी उत्तमक्षमावणीना पत्रो अमोने मळ्या हता ते सर्वेना पृथक् पृथक् उत्तर आपी न शकावाथी आ स्थळे अमो ते सर्वे स्नेहीओनो उपकार मानीए छीए.

⚜ ⚜ ⚜

**વર્ષાંતે** આ પત્રનો આ આઠમા વર્ષનો બારમો અંક છે એટલે આ અંકે આઠમુ વર્ષ પૂર્ણ થાય છે એટલે આવતા અંકથી આ પત્ર નવમા વર્ષમા પ્રવેશ કરશે આ આઠમા વર્ષમાં ગ્રાહકોને કેટલો બધો લાભ અપાયો છે તેનો જો દરેક ગ્રાહક સરવાળો કરશે તો માલૂમ પડશે કે આ વર્ષે વીરનિર્વાણ સચિત્ર ખાસ અંક, અને બીજા અંકો મળી આશરે ૬૦૦ પૃષ્ઠનું નિયમીત વાચન પુરૂ પડવા ઉપરાંત ચાર હિંદી ભાષાના અને ત્રણ ગુજરાતી ભાષાના મળી લગભગ ૭૫૦ પાનાંના રૂ. ના૱) નાં પુસ્તકો તો

**ભેટ** તરીકે ( મફત ) અપાયાં છે અને આ વર્ષની ભેટનું એક પુસ્તક બાકી છે તે પણ વળી આવતા ખાસ અંક સાથે ગ્રાહકોને મોકલવામાં આવશે એટલે એકંદરે આ વર્ષે પણ **માત્ર રૂપ્યા પોણાબેના લવાજમમાં 'દિગંબર જૈને'** ૧૩૦૦ પૃષ્ઠનું વાંચન પુરૂં પાડી લગભગ પાંચ રૂપ્યા જેટલો લાભ આપ્યો છે કે જેવો લાભ આજ સુધીમાં કોઇ પણ જૈન કે અજૈન પત્રે આપેલો આપણા જાણવામાં નથી. વળી આ વર્ષે **હિંદી ભાષાના લેખો** તથા કેટલાક ગુજરાતી ભાષાના લેખો બાળબોધ લીપીમાં વધુ પ્રમાણમાં અપાયા છે, જેથી ગુજરાતી વાંચકોમાં બાળબોધ લીપી અને **હિંદી ભાષાનો પરીચય** વધતો જવા ઉપરાંત હિંદી ગ્રાહકોને પણ વિશેષ સંતોષ મળતો ગયો છે જેથી આ પત્ર આખા હિંદુસ્તાનમાંથી સારી ગ્રાહકસંખ્યા મેળવવા ભાગ્યશાળી થયું છે, જે જણાવતાં અમને આનંદ થાય છે.

⚜ ⚜ ⚜

**ખાસ અંક ક્યારે મળશે?**

જે પ્રમાણે 'દિગંબર જૈન' નિયમીત કાર્ય બજાવ્યું જાય છે તેમ એનું લવાજમ પણ વર્ષ બેસતાંની સાથે અગાઉથીજ વસુલ સેવાય છે, માટે આવતા (નવમા) વર્ષનું લવાજમ રૂ. ૧-૧૨-૦ દરેક ગ્રાહકે **દિવાળી સુધીમાં મનીઓર્ડર દ્વારા** મોકલી આપવાની તસ્દી લેવી કેમકે જેમનું લવાજમ દિવાળી પહેલાં મનીઓર્ડરથી આવી જશે તેમનેજ **વીર નિર્વાણ સચિત્ર ખાસ અંક** અને જૈન તીથિદર્પણ બહાર પડતાંની સાથે પ્રથમજ રવાના થશે અને તે પછીજ 'દિગંબર જૈન' ઓફિસ અને પોસ્ટ ઓફિસની સગવડ મુજબ બાકીના ગ્રાહકોને રૂ. ૧-૧૩-૦ ના વી. પી. થી ખાસ અંક કંઇક મોડો મોકલવામાં આવશે કેમકે આ વર્ષે ૧૭૦૦ વી. પી. કરવાં પડયાં હતાં અને આવતે વર્ષે એથી પણ વધુ થવાનો અડસટ્ટો છે, જેથી તે તૈયાર થઈ રવાના થતાં ઘણો સમય લાગી જાય છે માટે **સૌથી સરસ રસ્તો** એજ છે કે દરેક ગ્રાહકે ખાસ ફુરસદ મેળવી આવતા વર્ષનું લવાજમ રૂ. ૧।।। દિવાળી પહેલાં મનીઓર્ડરથીજ મોકલી આપવું. એકજ ગામના ગ્રાહકો લવાજમની રકમ એકઠી કરીને મોકલશે તો મનીઓર્ડર ખર્ચમાં ફાયદો થશે. પણ દરેક ગ્રાહકને **ખાસ સુચના** કરવાની કે મનીઓર્ડરના કુપન ઉપર પોતાનું નામ, ગામ, ગ્રાહક નંબર તથા નવો કે જુનો ગ્રાહક એટલું લખવા અવશ્ય ચુકવું નહિ.

⚜ ⚜ ⚜

**ઓર્ડિંગના મેળાવડા**

અમદાવાદની શેઠ પ્રે. મો. દિગંબર જૈન બોર્ડિંગનો વાર્ષિક મેળાવડો આ માસમાં નહિ પણ આવતા માસમાં એટલે કાર્તિક સુદ ૮ ને દિને થનાર છે, જે પ્રસંગે ખાસ હાજરી આપવાને અમો દરેક મેમ્બર તેમજ બોર્ડિંગ તરફ હિત ધરાવનાર દરેક જૈન બંધુને આગ્રહ કરીએ છીએ, કેમકે આ મેળાવડા પ્રસંગે એના સ્થાપક સ્વર્ગીય દાનવીર જૈન કુલભૂષણ **શેઠ માણેકચંદજીના** વિયોગ માટે યોગ્ય ઠરાવો થવા ઉપરાંત બોર્ડિંગના કાર્યભારમાં નવીન સુધારો વધારો કરવાની સૂચનાઓ રજુ થનાર છે. વળી આ બોર્ડિંગની વિઝીટર્સ કમીટીના **મેમ્બરોને** સુચના કરવાની કે ૧૯૧૫ ની **મેમ્બર ફી રૂ. ૩)** અમોને **મનીઓર્ડરથી** મોકલવા અથવા તો મેળાવડા પ્રસંગે ભરી દેવા કેમકે જેમની મેમ્બર ફી આવી ગઇ હશે તેમનેજ ખાસ અંક સૌથી પ્રથમ રવાના થશે અને બાકીનાને ૩)-ના વી. પી. થીજ ખાસ અંક મોકલી શકાશે. વળી રતલામની

शेठ माणेकचंद पानाचंद दिगंबर जैन बोर्डिंग माटे रतलाममां **नवीन मकान** खरीदवामां आव्युं छे, जेमां सुधारो वधारो थई तेनुं प्रवेश मुहूर्त करती वखते एनो वार्षिक **मेळावडो लगभग माहा मासमां थनार** छे माटे रतलाम बोर्डिंगनी विझीटर्स कमीटीना मेम्बरोए पण **मेम्बर फी रु. २)** मनीआर्डरथीज ताकीदे मोकली आपवी एटले खास अंक वहेलो मळी जशे अने जेमनुं लवाजम दिवाळी पहेलां नहि मळे तेमने खास अंक २)-ना वी. पी. थीज मोकलवामां आवशे.

⚜ ⚜ ⚜

लातुरनी श्री विशाळकीर्ति भट्टारकनी गादीपर पं. रामभाउ वगेरे

**नादान भट्टारक!!** ए बधानी संमति वगर एक चार वर्षना अज्ञान छोकराने भट्टारक तरीके ठोकी बेसाड्यो छे अने तेने मनाववानो ममत लई बेठेला छे जे बाबत अमो अगाउ जणावी गया छीए. तेम वळी आ नादान भट्टारक! नो-नादान छोकरानी रमत जेवा पट्टाभिषेक वखतनो फोटो पण पुनाना 'चित्मय जगत्' मां प्रकट कराव्यो छे, जे पण दिगंबर जैन कोमने केटलुं लांछनास्पद छे? आ बाबत वर्धा वगेरे स्थळेथी अमने अनेक पत्रो मळ्या छे, जेथी जणावीए छीए के ए गादीने माननाराओए भूलेचूके फसाई जईने कदी पण आ नादान भट्टारकने मानवो नहि अने भट्टारक नामने कलंक लगाडनार एने बेसाडनाराओनी पुरेपुरी खबर लेवी जोईए.

⚜ ⚜ ⚜

योग्य मददने अभावे जिनवाणीभक्त बाळ

**ब्र. पं. पन्नालालजी वा-**

**फरी जाग्रत थशे.** कलीवाल द्वारा जैन सिद्धांतना ग्रंथो प्रकट करवानी चालती संस्था बंध थवानी तैयारीमां हती एटलामां आ पंडितजीए हताश न थई खास श्रम वेठी भ्रमण करवाथी तेमां सफळता मेळवी छे, जे आज अंकमां '**हमारा दौरा और सफलता**' ए लेख आखो वांचवाथी वांचकोने स्पष्ट मालूम पडशे. आ संस्थाने सोलापुर वगेरे स्थळेथी घणीज भारे मदद मळी छे, जेथी हवे अनेक संस्कृत अने हिन्दी ग्रंथोनो उद्धार थई शकशे. आवा कार्यमां श्रीमानोनी मददनी जरुर छे तो हजु पण बीजा श्रीमानो आ संस्थाने मदद करशे, तो पं. पन्नालालजीना उत्साहमां वधारोज थशे.

⚜ ⚜ ⚜

आ मासमां मथुराजीमां श्री जंबुस्वामीना मेळा उपर महासभानी

**मथुराजीमां मेळो.** बेठक थवा उपरांत **भारतवर्षीय दिगंबर जैन तीर्थ-**क्षेत्र कमीटीनी वार्षिक बेठक पण आ मासमां ता. २६-२७-२८ अक्टोबरे थनार छे जे प्रसंगे आपणा परमपूज्य तीर्थ श्रीसम्मेदशिखरजी संबंधी चालता अनेक केसो संबंधी खास विचारो रजु थनार छे तथा तीर्थक्षेत्र कमीटीनी व्यवस्था संबंधी अनेक कार्यो थनार छे माटे आ प्रसंगे आखा हिंदना दि. जैनो तरफथी गामेगामथी प्रतिनिधीओ मोकलवानी खास जरुर छे.

⚜ ⚜ ⚜

**કોન્ફરંસ ક્યારે મળશે?**

આપણી મુંબઇ **દિ. જૈન પ્રાંતિક કોન્ફરંસની** વાર્ષિક બેઠક આ વર્ષે થઈ નથી તેથી હવે તાકીદે થવાની જરૂર હોવાથી **અમદાવાદ બોર્ડિંગનો** આ મેળાવડો બંધ રાખી માગસર માસમાં કે એ પછી અમદાવાદ માંજ રથોત્સવ કરી આ કોન્ફરંસની બેઠક ભરવા માટે અમોએ પર્યુષણ પછી કેટલીક હિલચાલ અને પ્રયત્નો કર્યા હતા; જેથી ગુજરાતમાંથી અનેક ભાઇઓની સંમતિ એનીજ મળી છે કે એ પ્રમાણે થવાની ઘણીજ જરૂર છે, પણ હાલ તુરત તેની ગોઠવણ થઇ શકી નથી, માટે બોર્ડિંગનો મેળાવડો જે કાર્તક સુદ ૮ ઉપર અમદાવાદમાં થનાર છે, જે પ્રસંગે આ બાબત ખાસ લક્ષ આપવા અમો દરેક કાર્યકર્તાને સુચવીએ છીએ. જો **અમદાવાદમાં એક વખત કોન્ફરંસ થશે, તો તેથી બોર્ડિંગને અનેક લાભો થવા ઉપરાંત અમદાવાદમાં દિગંબર જૈન ધર્મની પ્રભાવના પણ થઈ શકશે.**

❧ ❧ ❧

**वीरनिर्वाण उत्सव.**

आश्विन वदी १४ नी पाछली रात्रे (एटले वद ०)) ना प्रभाते आपणा अंतीम तीर्थंकर श्री महावीरप्रभु निर्वाणपद पामेला होवाथी ए दिवस दीपावली एटले दिवाळीना नामथी सर्वत्र प्रचलित छे अने आ प्रसंगे वीरनिर्वाण उत्सव मोटे ठाठथी उजवाय छे, जे प्रसंगे दरेक मंदिरमां संक्षिप्त महावीरचरित्र खास वंचावानी जरूर छे. वळी आ पर्वमां जे सरस्वति याने शारदापूजन करवामां आवे छे ते पण अन्य दर्शी मुजब न करतां "दीपमालिकाविधान' पुस्तक प्रमाणे जैनविधिथीज दरेक स्थळे थवुं जोईए तथा आ पर्व निमित्ते दरेके कंईने कंई रकम व्यापारना नफामांथी **धर्मादा फाळा** तरीके जुदी काढी तेनो उपयोग **विद्यादान** तथा **शास्त्रदानमां** करवो जरूरनो छे तेम ज्यां ज्यां हजु हिसाबना चोपडाओने **चामडानां पुठां** वापरवामां आवतां होय ते बंध करी **कपडानां पुठांज** वापरवानी शरुआत करवी तथा आपणा महावीरप्रभू मोक्षपद पाम्याने केटलां वर्ष थयां ते जाणवाने तथा **जैन संवत** प्रचलित करवाने दरेके पोतपोतानां चोपडाओमां तथा पत्रव्यवहारमां आवता वर्षथी **महावीर निर्वाण संवत २४४२** लखवानुं भूली जवुं जोईए नहि. भले, **विक्रम संवत** तारीख वगेरे लखवुं पण ते साथे वीरनिर्वाण संवत लखवानी टेव तो जरुर राखवी जोईए.

❧ ❧ ❧

**વિલંબનું કારણ.**

આઠ વર્ષ થયાં આ પત્ર નિયમિત પ્રકટ થયાંજ કરે છે, પણ આ અંક પ્રકટ કરવામાં વિલંબ થવાનું કારણ એજ છે કે અનેક સ્નેહીસંબંધીની વારંવાર સૂચના ઉપરથી અમોએ ખાસ ગોઠવણ કરી ને અત્રે સુરતમાં મોટા પાયા ઉપર **"જૈન વિજય" નામનું પ્રીન્ટીંગ પ્રેસ** (છાપખાનું) અશ્વિન સુદી ૨ થી ખોલ્યું છે. જેમાં નવીન ગોઠવણો કરવાની હોવાથીજ આ અંક આટલો મોડો પ્રકટ થયો છે, પણ ખાસ અંકનું કાર્ય હવે ઘણુંજ ત્વરાથી શરૂ કરવામાં આવ્યું છે, અને લગભગ કાર્તક સુદ ૧૫ ઉપર ખાસ અંક પણ પ્રકટ થઇ જશે અને એ પછી બધા અંકો નિયમિત મળ્યાજ કરશે. ખાસ અંકથી આ પત્રમાં અનેક પ્રકારના સુધારા વધારાઓ કરવામાં આવશે તેમ આ નવીન પ્રેસમાં પણ

મોટો સ્ટોક વધારી દરેક જાતનાં પુસ્તકો ઉત્તમ રીતે પ્રકટ કરવાનો તથા અન્ય સ્થળોનું દરેક જાતનું કામ વાયદાસર અને ઉત્તમ રીતે તૈયાર કરી આપવાનું સાહસ અમોએ ઉપાડયું છે, જેને સર્વે બંધુઓ યોગ્ય ટેકો આપશેજ એવી અમોને આશા છે.

  

**हिन्दी ग्राहकोंको निवेदन**

हमारे कितनेक हिन्दी ग्राहकोंकी तरफसे अनेक प्रकारकी शिकायतें आती रहती हैं इसलिये इस वर्षमें हिन्दी ग्राहकोंको कितना लाभ दिया गया है वह प्रकट करते हैं:—

इस वर्षमें खास अंक और शेष ११ अंकों मिलकर अंदाज ३०० पृष्ठके हिन्दी भाषाके लेख और बहुतसे समाचार देवनागरी लीपिमें ही प्रकट किये गये थे और इस वर्षके उपहारकी पुस्तकोंमेंसे ४५० पृष्ठकी चार पुस्तकें तो हिन्दी भाषाकी ही दी गई हैं तोभी कितनेक ग्राहकों गुजरातीके स्थानमें हिन्दी भाषाकी पुस्तकें मंगाते हैं उनको सूचित किया जाता है कि 'दिगंबर जैन' द्वारा इतना लाभ पहुंचाया जाता है कि—यदि आपको गुजराती लेखों और गुजराती भाषाकी पुस्तकें निरुपयोगी हो तौभी आपका वार्षिक मूल्य रु. १-१२-० कुछ मारा नहीं जाता है। यदि एक रुपयाका खास अंक और सभी अंकोंको अलग निकाल दीजिये तौभी उपहारकी चार हिन्दी पुस्तकोंका मूल्य ही रु. १।।≈।। होता है!

नवीन वर्ष कार्तिकसे ही प्रारंभ होता है इसलिये नवीन वर्षका पेशगी वार्षिक मूल्य रु. १-१२-० दिवाली पहिले मनीऑर्डरद्वारा शीघ्रही भेज देना चाहिये जिससे खास अंक आदि प्रकट होतेही मिल जाय। जिन२ ग्राहकोंका मूल्य दिवाली पहले नहीं मिलेगा उनको खास अंक वार्षिक मूल्य रु. १-१३-०के वी. पी.से भेजा जायगा। इतना बड़ा भारी लाभ देते हुए भी जिस किसीको नवीन वर्षमें ग्राहक रहना स्वीकार न हो तो हमको एक कार्डद्वारा सूचित करना जिससे वी. पी. खर्च मारा नहीं जाय।

'दिगंबर जैन'के जितने ज्यादे हिन्दी ग्राहक होवेंगे उतना ही ज्यादा लाभ हिन्दी ग्राहकोंको मिलता रहेगा इसलिये एक२ नवीन ग्राहक बनानेके लिये भी सभी हिन्दी ग्राहकोंको सादर सूचना की जाती है। हमने अभी ही 'जैन विजय' नामका नवीन प्रेस खोल दिया है इसलिये ही इस अंक कुछ विलंबसे प्रगट हुआ है परंतु आगामी अंक नीयत समयपर प्रकट होते रहेंगे। इस नवीन प्रेसमें सब प्रकारके हिन्दी ग्रंथ उत्तमतासे और शुद्धतासे छापं देनेका सुभीता किया गया है इसलिये यदि आपको कोई पुस्तक आदि छपाना हो तो हमसे अवश्य पत्रव्यवहार करना। अब हम सब प्रकारका प्रबंध कर देवेंगे।

---

મદદ મળી—પર્યુષણ પર્વમાં શ્રીમતી લલીતાબાઈ શ્રાવિકાશ્રમ તરફથી ભ્રમણ માટે ગયા હતાં જે પ્રસંગે કેટલાક વ્રત નિયમો આપવા ઉપરાંત ડોકમાણા રૂ.૩૧ા।≈, સંસર રૂ. ૮), કોપરગાંવ રૂ. ૪૨) અને નાંદગાંવમાંથી રૂ. ૫૩ા મળી ૧૭૬)≈ ની મદદ શ્રાવિકાશ્રમને મળી હતી.




**हर्षके समाचारः**—महामंत्री लाला भगवानदासजी सूचित करते हैं कि श्रीमान् दानवीर रा. बा. सेठ हुकमचंदजी, रा. ब. सेठ कल्याणमलजी और रा. ब. सेठ कस्तूरचंदजीकी ओरसे ईन्दौरमें विशाल नवीन मंदिर तैयार हुआ है जिसकी बिम्ब प्रतिष्ठा माघ शुक्लमें होनेवाली है जिस अवसरपर मालवा दि. जैन प्रां. सभाका वार्षिकोत्सव करनेका भी आमंत्रण हुआ है। यह उत्सव बड़े महत्वका और आदर्शनीय होगा। अभीसे तैयारीयां हो रही हैं। रेलकिराया कम होनेका प्रयत्न भी अभीसे चल रहा है। क्या ही अच्छा हो यदि इसी अवसरपर भारतवर्षीय दि. जैन महासभाका वार्षिकोत्सव करके महासभाको पुनः उन्नति पथपर लानेका प्रबंध किया जाय ?

**पारितोषिकमें अनुकरणीय सहायताः**—सुसारीनिवासी सेठ रोडमलजी मेघराजवाले बडे विद्याप्रेमी हैं। आपकी तरफसे कई पाठशालाएं और बोर्डिंगोंको सहायता मिल रही है और बम्बई परीक्षालयके पारितोषिक फंडमें आप हरएक वर्ष सहायता देते हैं और इस वर्ष मालवा प्रां. सभाने नवीन परीक्षालय शुरु किया उसमें भी आपने पारितोषिकके सब रु. २४॥ चौवीस विद्यार्थीओंको बांटनेके लिये भेज दिये हैं।

**'दिगंबर जैन'को सहायताः**—श्रीयुत् हीरालाल मेलापचंद गोटावाला जयपुरकी तरफसे रु. ४) सहायतार्थ मिला है जो आभार सहित स्वीकार किया जाता है।

**मंदसौरमें अपूर्व आनंदः**—श्रावण शुक्ल ७ से पचीस दिन तक मन्दसौरमें बृहत् त्रैलोक्यपूजनविधान गांधी रतनचंदजी सुपुत्र भगवानदासजीकी तरफसे हुवाथा जिस मौकेपर श्री. पं. लक्ष्मीचंदजीको बुलाये गये थे जिनके कई व्याख्यानोंसे जैन और जैनों पर धर्मका बहुत प्रभाव पडा था और अन्यमतोंके कई प्रश्नोंका समाधान भी हुआथा।

**देहलीमें वार्षिकोत्सवः**—भादों शुक्ल १२ के दिन जैन बालसभा कूचा सेठ देहलीका वार्षिकोत्सव बाबू रामचन्द्रजीके सभापतित्वमें हुवाथा जिसमें स्या. वा. न्या. वा. पं. **गोपालदासजी** बरैया, न्या. पं. माणिकचन्द्रजी, पं. शिवनारायणजी त्रिवेदी आदिके अनेक व्याख्यान हुयेथे जिस समय आर्यसमाजी और सनातनी आदिके बड़े २ विद्वान पधारे हुये थे।

**उपरैली कोठीके मुनीमः**—श्रीयुत् डाह्याभाई शीवलाल निवेदन करते है कि मेरी तबीयत नादुरस्त रहेनेसे मैंने बीसपंथी उपरैली कोठी मधुवन ( सम्मेदशिखरजी ) से अपना संबंध छोड दिया है इसलिये

जिसकिसीको कोठीके निस्बत पत्रव्यहवहार करना हो या कोई रकम उपकर्ण भेजना हो अब दुलीचंद मुनीम उपरैली कोठी मधुवन पोस्ट पारसनाथके पतेसे भेजे।

**निरीक्षण और सहायताः**—स्याद्वाद महाविद्यालय काशीको श्री. सेठ केदारमल दत्तुमलजी छपरानिवासी १००) वार्षिक सहायता तो देते ही हैं और ता. ३०-८-१५ को विद्यालयका निरीक्षण करके १०००) रुप्या नकद भेट किये जिस उदारताके उपलक्ष्यमें प्रबंधकों व छात्रोंने एक सभा की जिसमें दानका महात्म्य व विद्यालयकी व्यवस्था दिखलाई गई और सेठ साहबको धन्यवाद दिया गया। आशा है अन्य उदार महाशय भी उक्त सेठका अनुकरण करेंगे।

**भोजनशाला खुलीः**—ब्यावरमें वैश्य भोजनशाला खुली है जिसमें कमानेसे कमजोर हो उनको भोजनवस्त्र दिया जाता है। सहायता भी ली जाती है। देखरेख केसरीमल वोहरा कालुराम काकरियाकी है।

**मिल गईः**—मेरठकी पुलिसको पार्श्वनाथजीकी प्रतिमा बदमाशोंसे मिली थी वह मिल गई जिससे श्री बड़े मंदिरजीमें विराजमान की गई है। प्रतिमाजीकी उंचाई मय सिंहासन पौने तीन इंच है। जहांकी, यह प्रतिमा हो मालूम होनेपर वह ले सकते हैं—लखमूल जैनी सदरबाजार दालमंडी—मेरठ।

**साहित्य सम्मेलनः**—षष्ठ हिंदी साहित्य सम्मेलन ता. १५-१६-१७नवम्बरको लाहौरमें होनेवाला है।

**लायब्रेरीके लिये सुभीताः**—बनारसी उर्फदास जैन अध्यापक जैन पाठशाला रामपुर मनहारानखास (सहारानपुर) सूचित करते हैं कि जहां कहींके सज्जन महाशयोंको अपने स्थानपर पब्लीक लायब्रेरी खोलनेकी तथा जैन पुस्तकालय स्थापित करनेकी आवश्यकता जान पडती हो वे हमसे जवाबी कार्ड भेजकर पत्र व्यवहार करें। हम उन्हें बहुत कुछ सहायता दे सकेंगे और सभी सुभीता बतावेंगे।

**ऐतिहासिक शोधः**-पटनेके पदमकुएके पास जो खुदाई हो रही है उसमें महाराज चन्द्रगुप्तके समयकी कई ऐतिहासिक बातें प्रकट हुई हैं।

**जैन मूर्त्तियां निकलीः**—रीवां राज्यके रिनगोड परगनेमें जमीनसे एक वेदी जैन मूर्त्तियोंके साथ नीकली है। यह प्रतिमाएं छह सातसौ वर्षकी प्राचीन और चमत्कृत मालूम होती हैं। महाराज रीवां वहांही मंदिर बनवाना और शहर बसाना चाहते हैं जिसके लिये महाराजने ५ एकड जमीन व १२५) रु. वार्षिक पूजाखर्चके लिये प्रदान किया है। धन्य है आपकी धार्मिक उदारताको!

**जज साहबका व्याख्यानः**—पर्युषण पर्वमें इन्दौरमें नवीन मंदिरजीमें लाला जुगमंदरलाल जैनी एम. ए, बेरिस्टर-जज हाई-

कोर्टका व्याख्यान 'जैन धर्मकी आवश्यकता' पर हुआ था। जिसमें आपने कहा कि-"जैन धर्म मनुष्यकी उन्नतिके लिये अतिशय आवश्यक है। मौर्य चन्द्रगुप्तके समय जब सिकन्दर भारतमें आये उस वक्त भी उसकी खूब कदर थी। वह समय स्वामी भद्रबाहु श्रुतकेवलीका था तब दिगम्बर श्वेताम्बर दो फिरके नहीं हुए थे किन्तु मगधमें दुष्काल होनेसे जैनाचारमें शिथिलता आ गई थी। उसके ३१० वर्ष बाद दो फिरके हुए। यह जैनधर्म जैसा पहले अनमोल था वैसा अब भी है। सत्यके खोजीने इसकी खूब कदर की है। आचार्योंने इसको अच्छी तरह अनुभव किया है। सर्व प्राणी मात्र सुख चाहते हैं। सुखको देनेवाला यह धर्म है। बस, इसीसे उनको जैनधर्मकी जरूरत है इत्यादि"।

**अंतरीक्षजीका मुकदमा।**—यह मुकदमाकी तारीख आपसमें निकाल करनेके लिये ता. २९-९-१५ नियत की गई थी परन्तु उस तारीख तक दोनों ओरका निकाल न होनेसे आगे पुरावा करनेके लिये ता. ३-१-१६ नियत हुई है। इस बीचमें दूर दूरके साक्षीदार कमीशन उपर साक्षी लेनेका हुकुम हुआ है और इसलिये श्वेताम्बर जैनियोंकी तरफसे साक्षीकी ता. ९-१०-१५ दाखिल करनेका और दिगम्बर जैनियोंकी ओरसे जिरह करनेके लिये ता. २३-१०-१५ दाखिल करनेका हुकुम मिला है।

**मालवा प्रां. सभाका अपूर्व औषधालय**:-महामंत्री लाला भगवानदासजीके उद्योगसे इस औषधालयका कार्य बहुत ही बढ़ गया है। सब प्रकारकी शुद्ध दवाएं मुफ्त बंटवानेके लिये भारतमें ८५ ब्रान्च आफिस खोल दी हैं जिससे १०० में ९० रोगी हैजा, प्लेग, दम आदिसे बचे हैं। आजतक हजारों रोगियोंको इससे आराम हुआ है। इस औषधिदानप्रणालीकी जितनी तारीफ की जाय उतनी कम है। जिसकिसीको कोई भी रोगकी दवाकी आवश्यक्ता हो या कुछ सहायता भेजना हो तो निम्न लिखित पतेसे लिखना—लाला भगवानदासजी, महामंत्री मालवा प्रां. सभा औषधालय—**बड़नगर**।

**अधिवेशन**—दक्षिण महाराष्ट्र खंडेलवाल पंच महासभाका वार्षिक जलसा कार्तिक सुदी १४-१५को श्री क्षेत्र **कचनेरा**में होगा।

**कमीशनथी जुबानीनी शरुआत**—श्री सम्मेदशिखरजी (पूजा)ना केस माटे हजारीबागनी कोर्ट तरफथी गामेगाम कमीशनथी दिगंबर जैनोनी जुबानी लेवानी शरुआत ता. ८-१०-१५ थी थई चुकी छे जेमां प्रथम कमीशन बनारसथी परतावगढ, लखनऊ, सहारानपुर, मेरठ, अम्बाला, दिल्ही, जयपुर, इन्दौर, कानपुर वगेरे २६ स्थानोपर जुबानी लेशे जेनी साथे बाबू मोहनीमोहन मुकरजी वकील अने बाबू जुगमंदरदासजी जैन इन्सपेक्टर (बाराबंकी) छे. तेमज बीजुं कमीशन कलकत्ताथी आरा सुधीनुं नीकल्युं

छे, जेनी साथे बाबू रजनीकांतराय वकील अने बाबू मौजीलालजी छे.

**जम्बूस्वामीका मेलामें महासभा और तीर्थक्षेत्र कमेटी**–मथुराजीमें जम्बूस्वामीके मेलेपर ता. ३० नवम्बरको भारत दि. जैन महासभाका वार्षिक अधिवेशन भी हो जायगा! इसी मौकेपर ता. २६ से २८ तक भारत. दि. जैन तीर्थक्षेत्र कमेटीका वार्षिक अधिवेशन भी होनेवाला है। इस अधिवेशनमें इसवार नियमावली संशोधन, समेदशिखरजी कोठीयों और मुकद्मोंके यथार्थ प्रबंध आदि अनेक आवश्यक और विचारणीय कार्य हैं। सब भाइयोंको और खास करके सभी तीर्थोंके प्रबंधक महाशयोंको तो येनकेन प्रकारेण अवश्य हाजिर होना चाहिए अगर कोई सज्जन कारणवशात् न आ सकेंगे तो निर्णय हुए कार्योंमें बहु सम्मातिमें उनकी भी सम्मति समझी जायगी। कृपया इस अवसर पर जरुर २ आप लोग पधारनेकी कृपा करें। आपका दर्शनाभिलाषी–भागमल परभूदयाल, महामंत्री, तीर्थक्षेत्र कमेटी।

**अलमोनियम धातुसे हानि**–आजकल बहुधा इस धातुके वर्तनोंका व्यवहार हलकेपन और सस्तेपनके कारण बढ़ रहा है परंतु हालमें डाक्टर हर्वर्टने इस धातुके विषयमें पता लगाया है कि इसके वर्तनोंका व्यवहार स्वास्थ्यके लिये अत्यन्त हानिकर है। क्योंकि भक्ष्य पदार्थोंमें नमकका होना आवश्यक है और नमक–अलमोनियमके संसर्गसे क्लोराईड नामक विष पैदा हो जाता है जो सब तरहसे हानिकर है। इसलिये ऐसी धातुके वर्तनोंका व्यवहार बंद करना चाहिए।

**कार्तिक मासनी वधघट**:–खास अंक साथे वहार पडनार जैनतीथिदर्पण मळतां जरा विलंब थशे माटे जणावीए छीए के कार्तिक मासमां सुद २-३ (एकठी) मंगळवारे छे तेमज वद ७ बे (रवी–सोम) छे. बाकीना दिवस बरावर छे.

**पावापुरीका मेला**:–श्रीमहावीरस्वामीके निर्वाणस्थान श्री पावापुरीमें इस वर्ष भी कार्तिक कृष्ण अमावास्याको वार्षिक मेला होनेवाला है जिसमें पधारनेके लिये मैनेजर घासीरामजी सभीको आमंत्रण करते हैं।



**दशांग धूप**:–यह धूप सुगन्धिमें बहुत अच्छा है और हरएक मंदिरजीमें वापरने योग्य है। मूल्य १। रुप्या रतल। मिलनेका पता-दशांग धूप कार्यालय-बडनगर [मालवा]

'શ્વે. સ્થા. કોન્ફરંસ પ્રકાશ'નો ખાસ અંક:-પર્યુષણ પર્વ પ્રસંગે અજમેરથી પ્રકટ થતા અઠવાડિક પત્રે પ્રકટ કરેલો આ મોટો સચિત્ર ખાસ અંક આશરે ૧૭૫ પૃષ્ઠનો અને શ્વે સ્થાનકવાસી કોમના અગ્રેસરો, દાની પુરૂષો તથા જાહેર સંસ્થાઓના ૪૯ ચિત્રોથી ભરપુર છે; જેમાં ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ભાષાના ૯૦ લેખો જુદા જુદા વિષયો ઉપર

છે જેમાંના કેટલાક લેખો ઘણા ઉપયોગી અને વાંચવા લાયક છે. જો કે છપાઈ સફાઇ જોઇએ તેવી નથી તોપણ આ અંક પ્રકટ કરવા પાછળ ગંજાવર જહેમત અને ખર્ચ ઉઠાવેલો જણાય છે જે માટે એના ઉત્સાહી સંપાદક ધન્યવાદને પાત્ર છે. આવા મોટા પોથાની છુટક કિં. માત્ર ૭ આનાજ છે જ્યારે એ હિંદી-ગુજરાતી અઠવાડીક પત્રના ગ્રાહકોને મફત મળે છે. મહારાજ ચંદ્રગુપ્ત અને નગ્નંદારાંતિક સાધુ એ વિષયના બે લેખો દિગંબરી ઉપર આક્ષેપાત્મક છે, જેનો યોગ્ય ઉત્તર "જૈનસિદ્ધાંત ભાસ્કર" દ્વારા પ્રકટ થવાની જરૂર છે.

**Samayak Path (सामायिक पाठ)**:-श्री अमितगतिकृत संस्कृत सामायिक पाठके हरएक श्लोकका ईंग्रेजीमें अनुवाद 'Jain Gazette' के संपादक बाबू अजितप्रसादजी एम. ए. एलएल. बी. लखनोरने किया है जिसको कुमार देवेंद्रप्रसादजीने संस्कृत श्लोकसहित वहुत ही उत्तमतासे प्रकट किया है। ईंग्रेजी पढ़े लिखे भाईओंको यह पाठ अवश्य देखना चाहिए। मूल्य ०)= और मिलनेका पता-कुमार देवेंद्रप्रसाद जैन, धी सेन्ट्रल जैन पब्लीशींग हाउस—आरा Arrah।

*Jainism-not Atheism* & the Six Dravyas of Jain Philosophy by Mr. H. Warren, London. price-A careful persual. Presented by Koomar Devendraprasad Jain-Arrah.

"જૈન શ્વે. કોન્ફરંસ હેરલ્ડ" ખાસ અંક:-મુંબાઈથી પ્રકટ થતા આ માસિકે ચાર અંક બંધ રાખી! આ જૈન ઈતિહાસ-સાહિત્યનો મોટો ખાસ અંક આશરે ૩૨૫ પૃષ્ઠનો પ્રકટ કર્યો છે જેમાં જૈન ઇતિહાસ અને પ્રાચીન જૈન સાહિત્ય વિષયના હિંદી ગુજરાતી અને અંગ્રેજી ભાષાના આશરે ૪૦ લેખો તેમજ ૮ ચિત્રો છે. "જૈન શાકટાયન" અને દિગંબર "સંપ્રદાયકે સંઘ" એ બે હિંદી લેખો શ્રીયુત નાથુરામજી પ્રેમીના પણ વાંચવા લાયક છે. એકંદરે આ ખાસ અંક જૈન ઈતિહાસ અને સાહિત્ય ઉપર વિશેષ અજવાળું પાડે છે. આવો અંક દરેક જૈન બંધુએ વાંચવાની અને સંગ્રહ કરી રાખવાની જરૂર છે એના લેખો સંગ્રહ કરવા પાછળ એના તંત્રી શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ બી. એ. એલ.એલ. બી. એ જે પ્રયાસ સેવ્યો છે તે અતિશય પ્રશંસાપાત્ર છે. આ માસિકના ગ્રાહકોને તો આ ગંજાવર પોથો મફત મળે છે, જ્યારે છુટક મૂલ્ય બાર આના છે. મળવાનું સ્થળ-શ્વે. જૈન કોન્ફરંસ ઑફિસ—પાયધુની-મુંબાઈ.

**સ્વામી વિવેકાનંદ—સદુપદેશ ભાગ ૨** જો-સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય (અમદાવાદ)ની વિવિધ ગ્રંથમાળાનો આ ૫૭-૫૯ મો મણકો છે. જે ૪૫૦ પૃષ્ઠનો હોઈ એની કિ. માત્ર બાર આના છે જ્યારે એના ગ્રાહકોને તો આઠ આનેજ પડે છે. આ પુસ્તકમાં સ્વામી વિવેકાનંદના જુદા જુદા પ્રસંગોના ૪૫ જાતના ઉપદેશનો મોટો સંગ્રહ છે, જે દરેક વાંચવા તથા સમજવા લાયક છે આ કાર્યાલય ઉત્તમોત્તમ પુસ્તકો સસ્તી કિંમતે પ્રકટ કરી રહ્યું છે એમાં તો જરાએ શક નથી. આ ગ્રંથમાળાનું વાર્ષિક મૂલ્ય માત્ર બે રૂપ્યા છે.

**પાવાગઢ દિ. જૈન સિદ્ધક્ષેત્ર કોઠીનો રિપોર્ટ**:-આ તીર્થ માટે કમીટી નીમાયા પછી કામ સારૂં ચાલે છે અને જુનું દેવું વસુલ થતું જાય છે. ૨૪૩૯-૪૦ એ બે વર્ષનો આ રિપોર્ટ છે. ઉપજના પ્રમાણમાંજ ખર્ચ કરવા ભલામણ કરીએ છીએ. એના મંત્રી શેઠ લાલચંદ કહાનદાસ ધર્મપ્રેમી અને ખંતીલા છે.

વધુ માટે પુઠાં ઉપર જુઓ.

# सचित्र खास अंक

## कब और कैसे मिलेगा ?



"दिगंबर जैन" का वीरनिर्वाण सचित्र खास अंक और जैनतिथिदर्पण जिन २ ग्राहकोंका वार्षिक मूल्य रु. १-१२-० दिवाली पहले मनीऑर्डरसे आ गया होगा उन्हीको कार्तिक शुक्ल पूनम तक खास अंक तैयार होतेही रवाना किया जायगा और जिन२ ग्राहकोंका वार्षिक मूल्य नहीं आया होगा उन्होंको सचित्र खास अंक रु. १-१३-० के वी. पी. से भेजा जायगा।

वी. पी. करनेके लिये अब अलग् कार्डसे सूचना नहीं दी जायगी।

वी. पी. स्वीकार करनेका जिनका ईरादा न हो उन्होंको उचित है कि अभीसे हमको एक कार्डद्वारा सूचित करें।

**मैनेजर.**

